### બીજપૂરાદિ પાચન, કફના તાવ ઈત્યાદિક ઉપર.

बीजपूरशिवापथ्यानागरग्रंथिकैः सृतम् ॥ सक्षारे पाचनं श्लेष्मज्वरे द्वादश वासरे ॥ ६१ ॥

બીજોરા ફળના મૂળ, મ્હોટી હરડે, સુંઠ, પિંપલીમૂળ. એ ચાર ઓષડોના કાઢામાં જવખાર નાંખીને બાર દિવસ પછી, કફજ્વર ઉપર પાચન માટે આપવો, તેથી કફ જ્વર દૂર થાયછે.

### ભૂનિંબાદિ કાઢો, કફના તાવ ઈત્યાદિક ઉપર.

भूनिंबनिंबपिप्पल्यः सठी शुंठी शतावरी ॥ गुडूची बृहती चेति क्वाथो हन्यात्कफज्वरम् ॥ ६२ ॥

કરીયાતુ, કડવા લિંબડાની છાલ, પિપર, કચોરો, સુંઠ, શતાવરી, ગરોળ, ભોયરિંગણી. એ આઠ ઓષડોના કાઢાથી કફજ્વર દૂર થાયછે.

### પટોળાદિ કાઢો, કફના તાવ ઈત્યાદિક ઉપર.

पटोल-त्रिफला-तिक्ता-सठी-वासा-मृताभवः ॥ क्वाथो मधुयुतः पीतो हन्यात्कफकृतं ज्वरम् ॥ ६३ ॥

પટોળ, હરડા, બેહડા, આંમળા, કડુ, કચોરો, અડુળસો, ગરોળ. એ આઠ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી કફ જ્વર દૂર થાયછે.

### પર્પટાદિ કાઢો, વાયુપિત્તના તાવ ઉપર.

पर्पटा-ब्दामृता-विश्वा-कैरातैः साधितं जलं ॥ पंचभद्रमिदं ज्ञेयं वातपित्तज्वरापहम् ॥ ६४ ॥

ધાસચો પિત્તપાપડો, જટામાંસી, ગરોળ, સુંઠ, કરીયાતુ. એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી વાતપિત્ત જ્વર દૂર થાયછે.

### લઘુક્ષુદ્રાદિ કાઢો, વાયુ, કફ ઈત્યાદિક, સન્નિપાત જ્વર, શ્વાસ, દમ, ખાંસી, અરૂચિ, શૂળ રોગ.

क्षुद्रा-शुंठी-गुडूचीनां कषायः पोष्करस्य च ॥ कफ-वाता-धिके पेये ज्वरे वापि त्रिदोषजे॥६५॥ कासश्वासारुचिकरे पार्श्वशूलविधायिनि॥

ભોયરિંગણી, સુંઠ, ગુળવેલ, એરંડમૂળ. એ ચાર ઓષડોનો કાઢો પીધાથી કફવાયુના અતિ બળ સાથે તાવ, ઉપર લખેલા સર્વે રોગ દૂર થાય.

**આરગ્વધાદિ કાઢો, વાયુ અને કફનો તાવ આમશૂળ, મળમૂત્ર અટકે, ભૂખ લાગવા ઈત્યાદિક ઉપર.**

आरग्वध-कणामूल-मुस्त-तिक्ता-भयाकृतः ॥६६॥ क्वाथः शमयति क्षिप्रं ज्वरं वातकफोद्भवम् ॥ आमशूलप्रशमनो भेदी दीपनपाचनः ६७

ગરમાળાની શીંગનો ગર, પિંપલીમૂળ, જટામાંસી, કડુ, મ્હોટી હરડે. એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી વાત કફ જ્વર જલદી દૂર થાય, આમશૂળ, મળમૂત્ર છુટી, ભૂખ સારી લાગે, દીપન પાચન થાય.

**અમૃતાષ્ટક, પિત્ત શ્લેષ્મનો તાવ, પિત્તકફ, ઉલટી, શરીર અંબાતું, લાળ ગળતી, શોષ, દાહ ઈત્યાદિ ઉપર.**

अमृता-रिष्ट-कटुका-मुस्तेंद्रयव-नागरैः॥ पटोल-चंदनाभ्यां च पिप्पलीचूर्णयुक् शृतः ॥ ६८ ॥ अमृताष्टकमेतच्च पित्तश्लेष्मज्वरापहम् ॥ छर्द्यरोचकहृल्लासदाहतृष्णानिवारणम् ॥ ६९ ॥

ગરોળ, કડવા લિંબડાની છાલ, કડુ, જટામાંસી, ઇંદ્રજવ, સુંઠ, પડવળ, રક્તચંદન; એ આઠ ઓષડોના કાઢામાં પિંપરનું ચૂરણ નાંખીને પીધાથી પિત્ત કફ દૂર થાય, ઉલટી, શરીર અંબાતુ, મુખવાટે લાળ ગળે તે, શરીરે દાહ, પાણીનો શોષ એટલા રોગ દૂર થાયછે.

**પટોળાદિકાઢો, પિત્તશ્લેષ્મનો તાવ, ઉલટી, દાહ, ખજવાળ, ઝેર ઈત્યાદિક ઉપર.**

पटोलं चंदनं मूर्वा-तिक्ता-पाठा-मृता-गणः ॥ पित्त-श्लेष्म-ज्वर-च्छर्दि-दाह-कंडू-विषापहः ॥ ७० ॥

પટોળ, રક્તચંદન, મોરવેલ, કડું, પાહાડમૂળ, ગરોળ. એ છ ઓષડોનો કાઢો પીધાથી પિત્ત, કફનો જ્વર, ઊલટી, દાહ, ખજવાળ, ઝેર એટલા રોગ દૂર થાયછે.

**કંટકાર્યાદિ પાચન, સર્વે તાવ ઇત્યાદિક ઉપર.**

कंठकारिद्वयं शुंठीधान्यकं सुरदारु च ॥ एभिः शृतं पाचनं स्यात्सर्वज्वरविनाशनम् ॥ ७१ ॥

ભોયરિંગણી, ભોતરિંગણી, સુંઠ, ધાણા, દેવદાર. એ પાંચ ઓષડો-નો કાઢો પીધાથી સંપૂર્ણ જ્વર દૂર થાયછે.

**દશમૂળાદિ કાઢો, વાયુ કફનો તાવ, સન્નિપાતનો તાવ, સુવાવડનો રોગ, હાથ પગે શૈત્ય ને ભ્રમ, ખેદ, કાસ, શ્વાસ ઉપર.**

शालिपर्णी-पृष्ठपर्णी-बृहतीद्वय-गोक्षुरैः ॥ बिल्वा-ग्निमंथ-स्योनाक-काश्मरी-पाटलायुतैः ॥ ७२ ॥ दशमूलमिति ख्यातं क्वथितं तज्जलं पिबेत् ॥ पिप्पलीचूर्णसंयुक्तं वातश्लेष्मज्वरापहम् ॥ ७३ ॥ सन्निपात-ज्वरहरं सूतिकादोषनाशनम् ॥ शोषशैत्यभ्रमस्वेदकासश्वासविकार-नुत् ॥ ७४ ॥ हृत्कंठग्रहपार्श्वार्तितंद्रामस्तकशूलहृत् ॥

રાની ગાજામૂળ, એટલે શાળવણ કે શાળપર્ણી, રાનીભાળમૂળ એટલે પૃષ્ટિપર્ણી પીઠવણ; ભોયરિંગણીના મૂળ, રાનીવેગણ એટલે ભોતરિંગણીના મૂળ, ગોખરૂમૂળ, બિલમૂળ, એરણીમૂળ એટલે ટાકલીના; ટેટૂના મૂળ; શી-વણમૂળ, પાડળમૂળ; એ દશ મૂળોના કાઢામાં પિંપરનું ચૂર્ણ નાંખીને પી-ધાથી વાતકફ જ્વર, સન્નિપાત જ્વર, બાળંતરોગ સુવાવડનો, હાથપગનો શૈત્ય કે પાણી ઝરતાને, ભ્રમ, ખેદ, ખાંસી, શ્વાસ, દમ એટલા રોગ દૂર થાયછે.

**અભયાદિ કાઢો, સન્નિપાતનો તાવ, તૃષા, દાહ, ખાંસી, બડબડ, શ્વાસ, આંખે અંધારા કે ઝાંખ, દીપન, પાચન, ભૂખ લાગે, અટકેલું કે કળાસ રંગે મળમૂત્ર, વાયુ, ઉલટી, શોષ, ગળાની અરૂચિ ઈત્યાદિક ઉપર.**

अभयामुस्तधान्याकरक्तचंदनपद्मकैः ॥ ७५ ॥ वासकेंद्रयवोशीर गुडूचीकृतमालकैः॥ पाठानागरतिक्ताभिःपिप्पलीचूर्णयुक् शृतम्॥७६॥ पिबेत्त्रिदोषज्वरजित् पिपासादाहकासनुत् ॥ प्रलापश्वासतंद्राघ्नं दीपनं पाचनं परं ॥ ७७ ॥ विण्मूत्रानिलविष्टंभवमिशोषारुचिच्छिदम् ॥

મ્હોટી હરડે, નાગરમોથ, ધાણા, લાલચંદન, પદ્મકાષ્ઠ, અડૂળસો, ઇંદ્રજવ, વાળો, ગરોળ, ગરમાળાની શીંગનો ગર, પાહાડમૂળ, સુંઠ, કડુ; એ તેર ઓષડોનો કાઢો કરી તેમાં પિપરનું ચૂર્ણ નાંખીને પીધાથી ઉ-પર લખેલા રોગ દૂર થાયછે.

અષ્ટાદશાંગ કાઢો, પાસળાના શૂળ, સન્નિપાતનો તાવ, શ્વાસ, દમ, ખાંસી ઉલટી, હેડકી, આંખે અંધારા, ઝાંખ, હૃદયપીડા ઉપર.

कैरात-कटुकी-मुस्ता-धान्येंद्रयव-नागरैः ॥ ७८ ॥ दशमूल-महादारु-गजपिप्पलिका-युतैः ॥ कृतः कषायः पार्श्वार्तिं सन्निपातज्वरं जयेत् ॥ ७९ ॥ कास-श्वास-वमी-हिक्का-तंद्रा-हृद्ग्रह-नाशनः ॥

કરીયાતુ, કડૂ, નાગરમોથ, ધાણા, ઇંદ્રજવ, સુંઠ, અગાઊ લખેલા દશ મૂળો છે તે ઝાડના દશ મૂળો, દેવદાર, ગજપિંપર; એ અઢાર ઓષડોનો ઉકાળો કરી પીધાથી ઉપર લખેલા રોગ દૂર થાયછે.

કટ્ફળાદિ કાઢો, ખાંસી, તાવ, શ્વાસ, દમ, કફ અને કંઠ અને ગળાના વહીવટનો અટકાવ ઉપર.

कट्फलांबुदभार्गीभिर्धान्यरोहिषपर्पटैः॥८०॥ वचाहरीतकीशृंगीदेवदारु-महौषधैः ॥ क्वाथः.कासज्वरं हंति श्वासश्लेष्मगलग्रहान् ॥८१॥

કાયફળ, નાગરમોથ, ભારંગમૂળ, ધાણા, રોહિષગવત કે કરીયાતું, પિત્તપાપડો, વેખંડ, હરડે, કાકડશિંગી, દેવદાર, સુંઠ; એ અગીયાર ઓષડોનો કાઢો પીધાથી ઉપર લખેલા રોગ દૂર થાયછે.

ગુડૂચ્યાદિ કાઢો, પર્પટાદિક જીર્ણજવર હાડધગીનો તાવ પિત્તજવર ઉપર.

क्वाथो जीर्णज्वरं हंति गुडूच्याः पिप्पलीयुतः ॥ तथा पर्पटजः क्वाथः पित्तज्वरहरः परः ॥ ८२ ॥

ગરોળ, કે ગુળવેલના કાઢામાં પિંપરનું ચૂર્ણ નાંખીને પીધાથી ઘણા દિવસથી આવતો જવર દૂર થાયછે; તેમજ પિત્તપાપડાના કાઢામાં પિંપરનું ચૂર્ણ નાંખીને પીધાથી પિત્તજવર દૂર થાયછે.

નિદગ્ધિકાદિ કાઢો, શ્વાસ, દમ, ખાંસી, અર્દિત વાયુ, સળકમ કે બળગમ, મુખે અરૂચિ, શબ્દભંગ, શૂળ, હાડીતાવ ઉપર.

निदग्धिकामृताशुंठीकषायं पाययेद्भिषक् ॥ पिप्पलीचूर्णसंयुक्तं श्वासकासार्दितापहम्॥८३॥ पीनसारुचिवैस्वर्यशूलाजीर्णज्वरच्छिदम्॥

ભોયરિંગણી, ગરોળ, સુંઠ; એ ત્રણેના કાઢામાં પિંપરનું ચૂર્ણ નાંખીને પીધાથી ઉપર લખેલા રોગ દૂર થાયછે.

**દેવદાર્વાદિ કાઢો, પ્રસૂતિદોષે સ્ત્રીઓને વ્યાવાનો કે સુવાવડના દોષોસંબંધેથી શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, દમ, મૂર્છા, કંપારો કે કંપવાયુ અને મસ્તક પીડા ઉપર.**

देवदारुवचाकुष्टं पिप्पलीविश्वभेषजम् ॥ ८४ ॥ कटूफलं मुस्तभूनिंबतिक्तधान्या-हरीतकी ॥ गजकृष्णो च दुःस्पर्शा गोक्षुरं धन्वयासकम् ॥ ८५ ॥ बृहत्यतिविषाछिन्नाकर्कटं कृष्णाजीरकम् ॥ क्वाथमष्टावशेषं तु प्रसूतां पाययेत्स्त्रियम् ॥ ८६ ॥ शूलकासज्वरश्वासमूर्छाकंपशिरोर्तिजित् ॥

દેવદાર, વેખંડ કે ઘોડાવજ, કોષ્ઠ કે કુલીજન, લિંડી પિપર, સુંઠ, કડુફળ કે કાયફળ, નાગરમોથા કે જટામાંસી, કરીયાતું, કડુ કે કંકોળ, ધાણા, મ્હોટી હરડે, ગજપિંપર, રક્તધમાસો, તે ન મળે તો તેને બદલે ભોયરિંગણી, રોગીની પ્રકૃતિને ફાયદોકર્તા હોય તો વાપરવી; ગોખરૂં, ધમાસો, ભોયરિંગણી, અતિવિષ, ગરોળ, કાંકડશિંગી, કાળી જીરી; એ વીસ ઓષડોનો કાઢો કરી પીધાથી ઉપર લખેલો સુવાવડનો ઈત્યાદિ રોગ દૂર થાયછે.

**ક્ષુદ્રાદિ કાઢો, સર્વે પિત્તના કે ટાઢીયા તાવ ઉપર.**

क्षुद्राधान्यकशुंठीभिर्गुडूचीमुस्तपद्मकैः ॥ रक्तचंदनभूनिंबपटोलवृषपौष्करैः ॥ ८८ ॥ कटुकेंद्रयवारिष्टभांर्गीपर्पटकैः समैः ॥ क्वाथं प्रातर्निषेवेत सर्वशीतज्वरच्छिदः ॥ ८९ ॥

ભોયરિંગણી, ધાણા, સુંઠ, ગરોળ, નાગરમોથ, પદ્મકાષ્ઠ, લાલ ચંદન, કરીયાતું, પંડોળ કે પડવળ, અડુલસો, એરંડમૂળ, કડુ, ઇંદ્રજવ, કડવા લિંબડાની છાલ, ભારંગ કે ભાંગરાની છાલ, પિત્તપાપડો; એ સોળ ઓષડોનો કાઢો સહવારે પીધાથી સર્વે શીતજ્વર એટલે ઠંડીનો કે ટાઢયો તાવ દૂર થાયછે.

**મુસ્તાદિ કાઢો, વિષમજ્વર, એકાંતરો, ચોઠયા તાવ ઉપર.**

मुस्ताक्षुद्राऽमृताशुंठीधात्रीक्वाथः समाक्षिकः ॥ पिप्पलीचूर्णसंयुक्तो विषमज्वरनाशनः ॥ ९० ॥

નાગરમોથ, ભોયરિંગણી, ગરોળ, સુંઠ, આંમળા; એ પાંચ ઓષડોના કાઢામાં મધ અને પિંપરનું ચૂર્ણ નાંખીને પીધાથી એકાંતરો, ચોઠયો તાવ, વિષમજ્વરનો નાશ થાયછે.

### પટોળાદિ કાઢો, એકાંતરા તાવ ઉપર.

पटोलत्रिफलानिंबद्राक्षाशम्याकवासकैः ॥ क्वाथः सितामधुयुतो जयेदेकाहिकज्वरम् ॥ ९१ ॥

કડૂ પડવળ, પટોળ, મ્હોટી હરડે, બેહડા, આંમળા, કડવા લિંબડાની છાલ, કાળી દરાખ, ગરમાલાંનો ગર, અડૂળશો; એ આઠ ઓષડોના કાઢામાં મધ અને શાકર મેળવીને પીધાથી એકાંતરો તાવ દૂર થાયછે.

### પટોલાદિ કાઢો, સંતતાદિ સતત, એકાંતરો, બીજે દિવસે, ત્રીજે દિવસે, વિષમજ્વર, દાહસહિત જ્વર, નવજ્વર, ઈત્યાદિ સન્નિપાત જ્વરો ઉપર.

पटोलेंद्रयवादारुत्रिफलामुस्तगोस्तनैः ॥ मधुकामृतवासानां क्वाथं क्षौद्रयुतं पिबेत् ॥ ९२ ॥ संतते सतते चैव द्वितीयकतृतीयके ॥ एकाहिके वा विषमे दाहपूर्वे नवज्वरे ॥ ९३ ॥

પટોલ, ઇંદ્રજવ, દેવદાર, મ્હોટી હરડે, બેહડા, આંમળા, નાગરમોથ, કાળી દરાખ, જેઠીમધ, ગુળવેલ, અડૂલશો; એ અગીઆર ઓષડોના કાઢામાં મધ નાંખીને પીધાથી સંતત જ્વર એટલે સાત, દસ, કે બાર દિવસ સુધી તાવ શરીરે ચડીને ઉતરતો નથી તે. અને સતતજ્વર એટલે આખી રાતમાં તાવ એકવખતે આવેછે તે; બીજે દિવસનો, ત્રીજે દિવસનો, એકાનત્રો, વિષમજ્વર, દાહપૂર્વક જ્વર, નવજ્વર, એટલા પ્રકારના તાવ દૂર થાયછે.

### ગુડૂચ્યાદિ કાઢો, ત્રીજે દિવસે આવતા તાવ ઉપર.

गुडूचीधान्यमुस्ताभिश्चंदनोशीरनागरैः ॥ कृतं क्वाथं पिबेत्क्षौद्रसितायुक्तं ज्वरातुरः ॥ ९४ ॥ तृतीयज्वरनाशाय तृष्णादाहनिवारणम् ॥

ગરોળ, ધાણા, નાગરમોથ, લાલ ચંદન, વાળો, સુંઠ; એ ઓષડોના કાઢામાં મધ શાકર નાંખીને પીધાથી ત્રીજે દિવસે આવતો તાવ દૂર થાય.

## દેવદાર્વાદિ કાઢો, ચોઠ્યો તાવ, શ્વાસ, દમ, ખાંસી, ભૂખ લાગવા ઉપર.

देवदारुशिवावासाशालपर्णीमहौषधैः ॥९५॥ धात्रीयुतं शृतं शीतं दद्यान्मधुसितायुतम् ॥ चातुर्थिकज्वरे श्वासे कासे मंदानले तथा॥९६॥

દેવદાર, મ્હોટી હરડે, અરડુળસો, રાનગાંજા કે શાલવણ, સુંઠ, આંમળા; એ છ ઓષડોનો કાઢો થંડો પડવાથી તેમાં મધ અને શાકર નાંખીને પીધાથી ઉપર લખેલા રોગ દૂર થાયછે.

## ગુડૂચ્યાદિ કાઢો, રક્તપિત્તમાં લોહી ઝાડો અને ઉલટી, તાવ સાથે ઝાડાના રોગ ઉપર.

गुडूचीधान्यकोशीरशुंठीवालकपर्पटैः ॥ बिल्वप्रतिविषापाठारक्तचंदनवत्सकैः ॥ ९७ ॥ किरातमुस्तेंद्रयवैः क्वथितं शिशिरं पिबेत् ॥ सक्षौद्रं रक्तपित्तघ्नं ज्वरातीसारनाशनं ॥ ९८ ॥

ગરોળ, ધાણા, વાળો, સુંઠ, કાળો વાળો, પિત્તપાપડો, બિલફળ કુંમળા, અતિવિષ, પાહાડમૂળ, લાલચંદન, કુડાના મૂળ, કરીયાતું, નાગરમોથ, ઇંદ્રજવ; એ ચઊદ ઓષડોનો કાઢો થંડો પાડી તેમાં મધ નાંખીને પીધાથી ઉપલા રોગ દૂર થાયછે.

## નાગરાદિ કાઢો, જ્વરાતિસાર ઉપર.

नागरं कुटजो मुस्तममृतानिविषा तथा ॥ एभिः कृतं पिबेत्क्वाथं ज्वरातीसारनाशनम् ॥ ९९ ॥

શુંઠ, કુડાના મુળ, નાગરમોથ, ગરોળ, અતિવિષ; એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી તાવસાથે ઝાડાનો અતિસાર રોગ દૂર થાયછે.

## ધાન્યપંચક કાઢો, આમશૂળ, મળમૂત્રનો અટકાવ, ભુખ લાગવા ઉપર.

धान्यवालकबिल्वाब्दनागरैः साधितं जलम् ॥ आमशूलहरं ग्राहि दीपनं पाचनं परम् ॥ १०० ॥

ધાણા, વાળો, બિલફળ કુમળા, નાગરમોથ, સુંઠ; એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી આમશુળ દૂર થાય, મળમૂત્ર શુદ્ધ થાય, અને ભૂખ લાગે.

**ધાન્યકાદિ કાઢો, ભૂખ લાગે, દીપન પાચન થાય, આમવાયુ ઉપર.**

धान्यनागरजः क्वाथः पाचनो दीपनस्तथा ॥ एरंडमूलयुक्तश्च जयेदामानिलव्यथाम् ॥ १०१ ॥

ધાણા, સુંઠ; એ બે ઓષડોનો કાઢો પીધાથી દીપન પાચન થાય, ભૂખ લાગે, અને તેમાં એરંડમૂળ મેળવી કાઢો પીધાથી આમવાયુ દૂર થાય.

**વત્સકાદિ કાઢો, આમાતિસાર અને રક્તાતિસાર ઉપર.**

वत्सकादिविषाबिल्वमुस्तवालकजः शृतः ॥ अतिसारं जयेत्सामं चिरजं रक्तशूलजित् ॥ १०२ ॥

કુડાના મૂળ, અતિવિષ, બિલફળ કુંમળા, નાગરમોથ, વાળો; એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી ઘણા દિવસનો આમ ભરેલો અતિસાર અને શૂળરોગ, તથા લોહીસાથેનો અતિસાર હોયતો દૂર થાયછે.

**કુટજાષ્ટકસંજ્ઞક કાઢો, અતિસારમાં દાહ, રક્તશૂળ, આમશૂળ, આમઅતિસાર ઉપર.**

कुटजातिविषापाठाधातकीलोध्रमुस्तकैः ॥ ह्रीबेरदाडिमयुतैः कृतः क्वाथः समाक्षिकः ॥ १०३ ॥ पेयो मोचरसेनैव कुटजाष्टकसंज्ञकः ॥ अतिसारान् जयेद्दाहरक्तशूलामदुस्तरान् ॥ १०४ ॥

કુડાના મૂળ, અતિવિષ, પહાડમૂળ, ધાયટીના ફળ, લોધ્ર, નાગરમોથ, કાળો વાળો, દાડમની છાલ; એ આઠ ઓષડોના કાઢામાં મધ અને મોચરસ મેળવીને પીધાથી ઉપર લખેલા ત્રણે અતિસાર દૂર થાયછે.

**હ્રીબેરાદિ કાઢો, અતિસાર ઇત્યાદિક તાવ, ભૂખ, આમશૂળ ઉપર.**

ह्रीबेरधातकीलोध्रपाठालज्जालुवत्सकैः॥धान्यकातिविषामुस्तगुडूचीबिल्वनागरैः ॥१०५॥ कृतः कषायः शमयेदतिसारं चिरोत्थितम्॥ अरोचकामशूलास्रज्वरघ्नः पाचनः स्मृतः ॥ १०६ ॥

કાળો વાળો, ધાયટીના ફૂલ, લોધ્ર, પાહાડમૂળ, લાજવી કે લાજાળુ, કુડાના મૂળ, ધાણા, અતિવિષ, નાગરમોથ, ગરોળ, બિલફળ કુંમળા, સુંઠ; એ બાર ઓષડોનો કાઢો પીધાથી ઘણા દિવસનો અતિસાર, ઝાડાનો રોગ, શરીર અંબાય, આમશૂળ; જવર દૂર થાય, અને દીપન

પાચન ભૂખ લાગે, બિલ અને આંબાની છાલના કાઢામાં મધ અને શાકર નાંખીને પીધાથી સર્વે પ્રકારનો અતિસાર દૂર થાય.

### ધાતક્યાદિ કાઢો, બાળકોને સર્વે અતિસાર ઉપર.

धातकीबिल्वलोध्राणि वालकं गजपिप्पली ॥ एभिः कृतं शृतं शीतं शिशुभ्यः क्षौद्रसंयुतम् ॥१०७॥ प्रदद्यादवलेहं वा सर्वातीसारशांतये॥

ધાયટીના ફૂલ, બિલફલ કુંમળા, લોધ્ર, વાળો, ગજપિંપર કે લીંડીપિપર; એ પાંચ ઓષડોનો કાઢો થંડો પાડી મધ નાંખીને આપવો, અથવા ઉપલી જણસોનું ચૂર્ણ કરી મધમાં ચાટણ ચટાડવું.

### શાળપર્ણ્યાદિ કાઢો, પેટ ફુગે અને શૂળ સાથે સંગ્રહણી ઉપર.

शालपर्णी बला बिल्वं धान्यशुंठीकृतः शृतः ॥१०८॥ आध्मातशूलसहितां वातजां ग्रहणीं जयेत् ॥

રાન ગાંજા કે શાળપર્ણી, શાળવણ, ચિકણામૂળ, બિલફળ કુંમળા, ધાણા, શુંઠ; એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી પેટફુગી શૂળ સાથે, સંગ્રહણી ઝાડાનો રોગ દૂર થાય.

### ચતુર્ભદ્રાદિ કાઢો, આમસાથેની સંગ્રહણી, મળમૂત્ર અટકે, દીપન પાચન ઉપર.

गुडूच्यतिविषाशुंठीमुस्तैः क्वाथः कृतो जयेत् ॥१०९॥ आमानुषक्तां ग्रहणीग्राहीपाचनदीपनः ॥

ગુળવેલ, અતિવિષ, સુંઠ, નાગરમોથ; એ ચાર ઓષડોનો કાઢો પીધાથી આમસાથેની સંગ્રહણી દૂર થાય, મળમૂત્ર અટકેલો છૂટી પાચનશક્તિ વધે, ભૂખ લાગે.

### ઇંદ્રજવાદિ કાઢો, સર્વે પ્રકારના અતિસાર ઉપર.

यवधान्यपटोलानां क्वाथः सक्षौद्रशर्करः ॥ ११० ॥ योज्यः सर्वातिसारेषु बिल्वाम्रास्थिभवस्तथा ॥

ઇંદ્રજવ, ધાણા, પટોળ; એ ત્રણ ઓષડોના કાઢામાં શાકર અને મધ નાંખીને પીધાથી સર્વે પ્રકારના અતિસારના ઝાડાનો રોગ દૂર થાય, તેમજ બિલફળ કુંમળા અને આંબાની ગોટલી એ બેહુના કાઢામાં શાકર અને મધ નાંખીને પીધાથી સર્વે અતિસાર રોગ દૂર થાયછે.

## ત્રિફળાદિ કાઢો, કૃમિ કે જંતરોગ, તાવ, કર્મના ઉછાલા ઉપર.

त्रिफला देवदारुश्च मुक्ता-मूषक-कर्णिका ॥ १११ ॥ शिग्रुरेतैः कृतः क्वाथः पिप्पली-चूर्ण-संयुतः ॥ विडंगचूर्णयुक्तश्च कृमिघ्नः कृमिरोगहा ॥ ११२ ॥

મ્હોટી હરડે, બેહડા, આંમળા, દેવદાર, નાગરમોથ, ઉંદિરકાની એટલે રૂદંતી, શેકટાની છાલ; એ સાત ઓષડોના કાઢામાં પિંપર અને વાવડીંગનું ચૂર્ણ મેળવીને પીધાથી કૃમિ જંત રોગ, જ્વર, કર્મના જીવડાનો ઉછાળો દૂર થાયછે.

## ત્રિફળાદિ કાઢો, કમળો, આંખોનો કાવીળ રોગ, પાંડુરોગ ઉપર.

फलत्रिकामृतातिक्तानिंबकैरातवासकैः ॥ जयेन्मधुयुतः क्वाथः कामलां पांडुतां तथा ॥ ११३ ॥

મ્હોટી હરડે, બેહડા, આંમળા, ગરોળ, કડૂ, કડવા લિંબડાની છાલ, કરીયાતું, અડુલસો; એ આઠ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાયછે.

## પુનર્નવાદિ કાઢો, પાંડુરોગ, ખાંસી, પેટનો રોગ, શ્વાસ, દમ, શૂળ, આખા શરીરે સોજો આવેલા ઉપર.

पुनर्नवाभयानिंबदार्वीतिक्तापटोलकैः ॥ गुडूचीनागरयुतैः क्वाथो गोमूत्रसंयुतः ॥ ११४ ॥ पांडुकासोदरं श्वासशूलसर्वांगशोथहा ॥

પુનર્નવા એટલે ખાપરયો કે ઘેટોલી, મ્હોટી હરડે, કડવા લિંબડાની છાલ, દારૂહલદ, કડૂ, પટોળ કે પડવળના પાંત્રા, ગરોળ, સુંઠ; એ આઠ ઓષડોના કાઢામાં ગાયનું મૂત્ર મેળવીને પીધાથી ઉપર લખેલા રોગ દૂર થાય.

## વાસાદિ કાઢો, રક્તપિત્તાદિ એટલે લોહીનો ઝાડો અને ઉલટી, શાખ્ત શ્વાસ, દમ, ખાંસી ઉપર.

वासा-द्राक्षा-भया-क्वाथः पित्तः सक्षौद्रशर्करः ॥ ११५ ॥ निहंति रक्तपित्तार्तिश्वासकासान् सुदारुणान् ॥

અડુલસો, કાળી દરાખ, મ્હોટી હરડે; એ ત્રણ ઓષડોના કાઢામાં મધ અને શાકર મેળવીને પીધાથી ઉપર લખેલા શાખ્ત રોગ દૂર થાય.

### વાસક કાઢો, રક્તપિત્ત લોહીનો ઝાડો ઉલટી, ક્ષયરોગ, ખાંસી, કફ, પિત્તજ્વર ઉપર.

रक्तपित्तक्षयं कासं श्लेष्मपित्तज्वरं तथा ॥ ११६ ॥ केवलो वासकक्काथः पीतः क्षौद्रेण नाशयेत् ॥

અડુળશાના કાઢામાં મધ મેળવીને પીધાથી ઉપર લખેલા રોગો દૂર થાય.

### વાસાદિ કાઢો, ખાંસી અને તાવ ઉપર.

वासाक्षुद्रामृताक्काथः क्षौद्रेण ज्वरकासहा ॥ ११७ ॥

અડુલસો, ભોયરિંગણી, ગરોળ; એ ત્રણે ઓષડોનો કાઢો પીધાથી જ્વર અને કાસ કે ખાંસી દૂર થાયછે.

### ભોંયરિંગણીનો કાઢો, ખાંસી ઉપર.

कासघ्नः पिप्पलीचूर्णयुक्तः क्षुद्राशृतस्तथा ॥

ભોયરિંગણીના કાઢામાં પિંપરનું ચૂર્ણ મેળવીને પીધાથી ખાંસી દૂર થાય.

### ક્ષુદ્રાદિ કાઢો, ખાંસી, શ્વાસ, દમ ઉપર.

क्षुद्राकुलित्थवासाभिर्नागरेण च साधितः ॥ ११८ ॥ क्काथः पौष्करचूर्णाढ्यः श्वासकासौ निवारयेत् ॥

ભોયરિંગણી, કુલીથ, અડુલસો, સુંઠ; એ ચાર ઓષડોના કાઢામાં પોખરણીના મૂળનું ચૂર્ણ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### રેણુકાદિ કાઢો, પાંચ પ્રકારની હેડકી કે ઉચકી ઉપર.

रेणुकापिप्पलीक्काथो हिंगुकल्केन संयुतः ॥ ११९ ॥ पानादेव हि पंचापि हिक्कां नाशयति क्षणात् ॥

રેણુકાબીજ એટલે નિર્ગુંડી કે નઘોડના બીજ, પિપર; એ બે ઓષડોના કાઢામાં સેકેલી હિંગનું ચૂર્ણ મેળવીને પીધાથી તુર્ત સર્વે હેડકી કે ડચકયા, ઉચકીનો રોગ દૂર થાયછે.

### દશમૂળાદિ કાઢો, ગૃધ્રસી વાયુ એટલે શરીરનો નિચલો ભાગ કે પગ લૂલા પડવા ઉપર.

हिंगुपुष्करचूर्णाढ्यो दशमूलशृतो जयेत् ॥१२०॥ गृध्रसीं केवलः क्काथः शेफालीपत्रजस्तथा ॥

રાની ગાંજો કે શાળપર્ણીના મૂળ, રાની ભાલ કે પિઠવણુ, ભોયરિં-ગણીમૂળ, મોતરિંગણીમૂળ, બિલમૂળ, ગોખરૂમૂળ, એરંડમૂળ, ટેંટૂમૂળ, શિવ-ણમૂળ, પાડલમૂળ; એ દશ મૂળોના કાઢામાં સેકેલી હિંગ અને પોખર મૂળનું ચૂર્ણ મેળવીને પીધાથી, અને તેમજ એખલા નિર્ગુંડ કે નઘોડના પાંત્રાના કાઢામાં સેકેલી હિંગ અને પોખર મૂળનું ચૂર્ણ મેળવીને પીધાથી ગૃધ્રસી વાયુ દૂર થાય.

**બિલ્વાદિ કાઢો, પિત્તકોપથી કે ત્રણે દોષથી થયેલી ઉલટી ઉપર.**

बिल्वत्वचो गुडूच्या वा क्वाथः क्षौद्रेण संयुतः ॥ १२१ ॥ जयेत् त्रिदोषजां छर्दिं पर्पटः पित्तजां तथा ॥

બિલના ઝાડની છાલનો કાઢો કે ગરોળના કાઢામાં મધ મેળવીને પીધાથી ત્રણે દોષથી થયેલી ઉલટી અથવા પિત્તપાપડાના કાઢામાં મધ મેળવીને પીધાથી પિત્તસંબંધથી કે ત્રણે દોષથી થયેલી ઉલટી દૂર થાયછે.

**રાસ્નાપંચક સપ્તધાતુગત વાયુ, આમવાયુ, સર્વાંગવાયુ ઉપર.**

रास्नामृतामहादारुनागरैरंडजं शृतम् ॥ १२२ ॥ सप्तधातुगते वाते सामे सर्वांगजे पिबेत् ॥

રાસ્ના, ગરોળ, દેવદાર, સુંઠ, એરંડમૂળ; એ પાંચ ઓષડોનો કાઢો પીધાથી સર્વે પ્રકારનો વાયુ દૂર થાય.

**રાસ્ના સપ્તક કાઢો, પગની પોટલીનો, કંબરનો, પાસળાનો, વાસાનો, જાંગનો, ઇત્યાદિ જગ્યાએ વાયુ, શૂળ, આમવાયુ, ઉપર.**

रास्ना गोक्षुरकैरंडदेवदारुपुनर्नवा ॥ १२३ ॥ गुडूच्यारग्वधश्चैव क्वाथ एषां विपाचयेत् ॥ शुंठीचूर्णेन संयुक्तं पिबेज्जंघाकटिग्रहे॥ १२४॥ पार्श्वपृष्ठोरुपीडायामामवाते सुदुस्तरे ॥

રાસ્ના, ગોખરૂ, એરંડમૂળ, દેવદાર, પુનર્નવા, ગુળવેળ, ગરમાળાની શીંગનો ગર; એ સર્વેના કાઢામાં સુંઠનું ચૂર્ણ મેળવીને પીધાથી ઉપલા સર્વે વાયુ દૂર થાયછે.

**મહારાસ્નાદિ કાઢો, આખા શરીરના વાયુ ઉપર.**

रास्ना द्विगुणभागा स्यादेकभागास्ततः परे ॥ १२५ ॥ धन्वयास-

बलैरंडदेवदारुसटीवचा: ॥ वासको नागरं पथ्या चव्यामुस्तापुनर्नवा: ॥१२६॥ गुडूची वृद्धदारुश्च शतपुष्पा च गोक्षुर: ॥ अश्वगंधाप्रतिविषा कृतमाल: शतावरी ॥ १२७ ॥ कृष्णासहचरश्चैव धान्यकं बृहतीद्वयम् ॥ एभि: कृतं पिबेत्क्वाथं शुंठीचूर्णेन संयुतम् ॥ १२८ ॥ कृष्णाचूर्णेन वा योगराजगुग्गुलुनाऽथवा ॥ अजमोदादिना वापि तैलेनैरंडजेन वा ॥ १२९ ॥ सर्वांगकंपे कुब्जत्वे पक्षाघातेऽपबाहुके ॥ गृध्रस्यामामवाते च श्लीपदे चापतानके ॥१३०॥ अंत्रवृद्धौ तथाऽध्माने जंघाजानुगतेर्दिते॥ शुक्रामये मेंढ्ररोगे वंध्यायोन्यामयेषु च॥१३१॥ महारास्नादिराख्यातो ब्रह्मणा गर्भकारणम् ॥

રાસ્ના નામે ઓષડ વાયુને હરતા છે માટે બમણા ભાગે લેવું, ધમાસો, ચિકણામૂળ, એરંડમૂળ, દેવદાર, કચોરો, ઘોડાવજ, અડુલસો, સુંઠ, મ્હોટી હરડે, ચવક, નોગરમોથ, પુનર્નવા, ગુળવેલ, વિધારા કે વરધારા, વરિયાલી, ગોખરૂ, આસંધ, અતિવિષ, ગરમાળાનો ગર, શતાવરી, પિપર, કાળિસ્તા, ધાણા, ભોયરિંગણી, મોતરિંગણી; એ છવિસ ઓષડોના કાઢામાં સુંઠનું ચૂર્ણ, અથવા પિંપરનું ચૂર્ણ, કે યોગરાજ ગુગ્ગળ શુદ્ધ કરેલો અથવા અજમો, કે એરંડયુ, તેલ એટલામાંથી હરયેક રોગીની પ્રકૃતિને માફક આવે, તે મેળવીને પીધાથી કંપવાયુ, ધ્રૂજારાનો કુબડા કે ખુંધ વાસામાં નિકળે છે તે વાયુ, અર્ધાંગવાયુ એટલે અર્ધું શરીર લુલું પડે તે, હાથ કે તેની નસો ખેચાય કે અટકે, તે અપબાહુક વાયુ, કંબરથી પગસુધી પીડા કે લુલા પડે તે ગૃધ્રસી વાયુ, આમવાયુ, શ્લીપદ રોગ એટલે પગે હાથે રસ કે સોજો હાથી પગો, છાતીમાં વાયુ રહીને આંખેથી જોવાનો અટકાવ કે સંજ્ઞાનો નાશકર્તા અપતાનક વાયુ, અંત્રવૃદ્ધિ વધરાળ કે ખુસીયાનો વાયુ, પેટ ફુગવાનો વાયુ; પગની પોટલીમાં કે ગુઠણમાં ભરાતો વાયુ, મુખ કે મોહ વાકું થાય તે વાયુ, અર્દિતવાયુ શરીર ખેચાયલુ કે પક્ષવાયુ, ધાતુવિકાર વાયુ, શિશ્નરોગ પુરૂષની લિંગઇંદ્રિનો રોગ, વાંઝીઆટી સ્ત્રીનો વિકાર એટલે વાંઝણીનો રોગ, સ્ત્રિવોની પિશાબની જગ્યામાં યોનિરોગ, ગર્ભધારણ થવાઉપર બ્રહ્મદેવે આ કાઢો કહેલો છે તેથી વાયૂના રોગો દૂર થાયછે.

**એરંડ સપ્તક, સ્તનાદિ એટલે સ્તન કે થાન, ખાંધ, કંબર, લિંગ, છાતી ઈત્યાદિ ઠેકાણે વાયુ સંબંધી પીડા ઉપર.**

एरंडो बीजपूरश्च गोक्षुरो बृहतीद्वयम् ॥ १३२ ॥ अश्ममेदस्तथा बिल्व एतन्मूलैः कृतः शृतः ॥ एरंडतैलहिंग्वाढ्यः सयवक्षारसैंधवः ॥ १३३ ॥ स्तनस्कंधकटीमेंढ्रहृदयोत्थव्यथां जयेत् ॥

એરંડમૂળ, બિજોરાનું મૂળ, ગોખરૂં, ભોયરિંગણી, ભોતરિંગણી, લકડપાષાણભેદ, બિલમૂળ; એ સાત ઓષડોના મૂળોના કાઢામાં એરંડયુ તેલ, સેકેલી હિંગ, સિંધાનૂણ, જવખાર એ ચાર ઓષડોનું ચૂર્ણ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાયછે.

**નાગરાદિ કાઢો, વાયુના શૂળ રોગ ઉપર.**

नागरैरंडयोः क्वाथः क्वाथ इंद्रयवस्य वा ॥ १३४ ॥ हिंगुसौवर्चलोपेतो वातशूलनिवारणः ॥

સુંઠ, એરંડમૂળ; એ બે ઓષડોના કાઢામાં સેકેલી હિંગ અને સંચળખાર મેળવીને પીવું, તેમજ ઇંદ્રજવના કાઢામાં સંચળ અને સેકેલી હિંગ મેળવીને પીધાથી વાયુસંબંધી શૂળ દૂર થાય.

**ત્રિફળાદિ કાઢો, રક્તપિત્ત, દાહ, અને પિત્તશૂળ ઉપર.**

त्रिफलारग्वधक्वाथः शर्कराक्षौद्रसंयुतः ॥ १३५ ॥ रक्तपित्तहरो दाहपित्तशूलनिवारणः ॥

હરડા, બેહડા, આંમળા, ગરમાળાનો ગર; એ ચાર ઓષડોના કાઢામાં શાકર અને મધ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

**એરંડમૂળાદિ કાઢો, છાતી અને વાંસામાં કફ સંબંધી શૂળ ઉપર.**

एरंडमूलं द्विपलं जलेऽष्टगुणिते पचेत् ॥१३६॥ तत्क्वाथो यावशूकाढ्यः पार्श्वहृत्कफशूलहा ॥

એરંડમૂળ ચાર તોલા લઈ, તેમાં આઠ ઘણું પાણી નાંખી, આઠમે હિસ્સે પાણી રહે ત્યાંસુધી કાઢો કરી, તેમાં જવખાર મેળવીને પીધાથી ઉપલા શૂળરોગ દૂર થાય.

## દશમૂળાદિ કાઢો, છાતીનાં રોગ, ગુલ્મ કે પેટમાં ગોળાનો, શૂળ, શ્વાસ, દમ, ખાંસી, હૃદ્રોગાદિક ઉપર.

दशमूलकृतः क्काथः सयवक्षारसैंधवः ॥ १३७ ॥ हृद्रोग-गुल्म-शूलार्ति-कासश्वासं च नाशयेत् ॥

રાની ગાંજો કે શાળવણમૂળ, રાનભાળમૂળ કે પિઠવણ, ભોયરિંગણીમૂળ, મોતરિંગણીના મૂળ, ગોખરૂમૂળ, બિળનું મૂળ, એરણી કે ટાકળીનું મૂળ, ટેટૂમૂળ, શિવણમૂળ, પાડળમૂળ; એ દશમૂળોના કાઢામાં જવખાર અને સિંધાલૂણ મેળવી પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## હરીતક્યાદિ કાઢો, પિશાબ વાયુથી અટકે, દાહ, તન્ખ કે મૂત્રકૃચ્છ્ર રોગ ઉપર.

हरीतकीदुरालंभाकृतमालकगोक्षुरैः ॥ १३८ ॥ पाषाणभेदसहितैः क्काथो माक्षिकसंयुतः॥ विबंधे मूत्रकृच्छ्रे च सदाहे सरुजे हितः॥१३९॥

મ્હોટી હરડે, ધમાસો, ગરમાળાનો ગર, ગોખરૂં, લકડપાષાણભેદ; એ પાંચ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## વીરતર્વાદિ કાઢો, પિશાબ વાયુથી અટકે, પિશાબમાં પઠરીનો રોગ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત રોગ ઉપર.

वीरतरुर्वृक्षवंदाकासः सहचरत्रयम् ॥ कुशद्वय-नलो-गुंद्रा-बकपुष्पोग्निमंथकः ॥ १४० ॥ मूर्वा पाषाणभेदश्च श्योनाको गोक्षुरस्तथा॥ अपामार्गश्च कमलं ब्राह्मी चेति गणो वरः ॥ १४१ ॥ वीरतर्वादिरित्युक्तः शर्कराश्मरिकृच्छ्रहा ॥ मूत्राघातं वायुरोगान्नाशयेन्निखिलानपि ॥ १४२ ॥

અર્જુન વૃક્ષની છાલ, બદામગુળ, કાસ કે કસાડ, સફેદ કાન્હાંટો, પીળો કાન્હાંટો, કાળો કાન્હાંટો, મ્હોટા દર્ભ, ન્હાના દર્ભ, દેવનળ, ગોંદણી ગવત કે પેઠરા, શિવલિંગી, એરણીમૂળ, મોરવેલ, લકડપાષાણભેદ, ટેટૂમૂળ, ગોખરૂ, અઘાડો, કમળ, બ્રાહ્મીનાં પાંત્રા એટલે બ્રહ્મદંડીના; એ ઓગણીસ ઓષડોનો કાઢો પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## એલાદિ કાઢો, પિશાબમાં પઠરીનો અશ્મરી રોગ, મૂત્રકૃચ્છ્રનો શર્કરાદિ ઉપર.

एलामधुकगोकंटरेणुकैरंडवासकाः ॥ कृष्णाश्मभेदसहितः क्काथ एषां सुसाधितः ॥१४३॥ शिलाजतुयुतः पेयः शर्कराश्मरिकृच्छ्रहा ॥

એલચી, જેઠી મધ, ગોખરૂં, રેણુકબીજના દાણા કાળાસે હોય છે, એરંડમૂળ, અડુળસાનાં પાંત્રા, પિંપર, પાષાણભેદ; એ આઠ ઓષડોના કાઢામાં શિળાજીત મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## ગોક્ષુરાદિ કાઢો, પિશાબમાં ઉષ્ણવાયુ અને મૂત્રકૃચ્છ્ર ઉપર.

समूलगोक्षुरक्काथः सितामाक्षिकसंयुतः ॥ १४४ ॥ नाशयेन्मूत्रकृच्छ्राणि तथा चोष्णसमीरणम् ॥

મૂળસુદ્ધા ગોખરૂના ઝાડના કાઢામાં શાકર અને મધ મેળવીને પીધાથી ઉપળા રોગ દૂર થાય.

## ત્રિફળાદિ કાઢો, પિશાબમાર્ગે પર્માના રોગ ઉપર.

वरदार्व्यब्ददारुणां क्काथः क्षौद्रेण मेहहा ॥१४५॥ वत्सकस्त्रिफला दार्वी मुस्तको बीजकस्तथा ॥

હરડે, બેહડા, આંમળા, દારૂહલદ, નાગરમોથ, દેવદાર; એ છ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી; અને તેમજ કુડાની છાલ, હરડા, બેહડા, આંમળા, દારૂહલદ, નાગરમોથ, બિપળા એટલે બીજક કે અસાણી; એ સાત ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી પર્માનો રોગ દૂર થાય.

## ફળત્રિકાદિ કાઢો, સર્વે પર્માના રોગ ઉપર.

फलत्रिकाब्दं दार्वीणां विशालायाः शृतं पिबेत् ॥१४६॥ निशाकल्कयुतं सर्वप्रमेहविनिवृत्तये ॥

હરડા, બેહડા, આંમળા, દારૂહળદ, નાગરમોથ, કંવડળમૂળ; એ છ ઓષડોના કાઢામાં હલદનું ચૂર્ણ મેળવીને પીધાથી ઉપલો રોગ દૂર થાય.

## દાર્વ્યાદિ કાઢો, સ્ત્રિઓને પિશાબ માર્ગેથી ધાતુ વહે કે ધુપણીના રોગ ઉપર.

दार्वी रसांजनं मुस्तं भल्लातः श्रीफलं वृषः ॥ १४७ ॥ कैरातश्च पिबेदेषां क्वाथं शीतं समाक्षिकम् ॥ जयेत्सशूलं प्रदरं पीतश्वेतां सितारुणम् ॥ १४८ ॥

દારૂહલદ, રસાંજન એટલે દારૂહલદથી આઠ ઘણું પાણી નાંખીને કાઢો કરી તેમાં બકરીનું દૂધ, દારૂહલદના વજને નાંખી તેમાંનું પાણી બાલીને ગોળો કરવો તે, નાગરમોથ, ભિલામો, ન્હાના બિલફળ, અડુલસો, કરીયાતુ; એ સાત ઓષડોના કાઢામાં મધ મેળવીને ઠંડો પાડી પીવો, તેથી સ્ત્રિઓને યોનિ કે પિશાબની જગ્યાએ શૂળસહિત પિલા, સફેદ, લાલ, કાળા રંગે ધાતુ કે ધુપણી અથવા પ્રદર વહે તો હોય તે દૂર થાય.

## ન્યગ્રોધાદિ કાઢો, સ્ત્રિઓને યોનિ કે પિશાબની જગ્યાનો રોગ, કોઈને જખમ, હાડકુ ભાગવાનો રોગ, દાહ, મેદોરોગ, પર્માનો રોગ, વિષ કે ઝેર દોષ ઉપર.

न्यग्रोधप्लक्षकोशाम्रवेतसो बदरी तुणिः ॥ मधुयष्टी प्रियालुश्च लोध्रद्वयमुदुंबरः ॥ १४९ ॥ पिप्पलश्च मधूकश्च तथा पारिसपिप्पलः ॥ सल्लकी तिंदुकी जंबुद्वयमाम्रतरुः शिवा ॥ १५० ॥ कदंबककुभौ चैव भल्लातकफलानि च ॥ न्यग्रोधादिगणक्वाथं यथालाभं च कारयेत् ॥१५१॥ अयं क्वाथो महाग्राही व्रण्यो भग्नं च साधयेत् ॥ योनिदोषहरो दाहमेदोमेहविषापहः ॥ १५२ ॥

વડની છાલ, પાયરી કે પિંપળી, અંબાડો, વેતસ કે પરળ, બોરડીની છાલ, નંદીવૃક્ષની છાલ, તે ઝાડ પિંપળા જેવુંજ થાયછે, જેઠીમધ, ચારોલી, લાલ લોધ્ર, સફેદ લોધ્ર, ઉંબરાની છાલ, પિપળાની છાલ, મવડાની કે મોહાની છાલ, પારોસા પિંપળ કે ભિંડીની છાલ, સાલઈ કે અક્રોડ વૃક્ષની છાલ, ટેંટૂની છાલ, ન્હાના જાંબુની છાલ, મ્હોટા જાંબુની છાલ, આંબાની છાલ, મ્હોટી હરડે, કાળંબાની છાલ, અર્જુન વૃક્ષની છાલ, ભિલામો; એ તેવીસ ઓષડોમાંથી જેટલા મળી આવે તેનો કાઢો પીધાથી મળમૂત્ર શુદ્ધ થઈ ઉપળા રોગ દૂર થાય.

### બિલ્વાદિ કાઢો, આખા શરીરમાં ચરબી વધીને ફુગારી આવી મેદોરોગ ઉપર.

बिल्वोग्निमंथः श्योनाकः काश्मरीपाटलां तथा ॥ क्वाथ एषां जयेन्मेदोदोषं क्षौद्रेण संयुतः ॥ १९३ ॥

ન્હાના બિલફળ, એરંડમૂળ, ટેંટૂમૂળ, શિવણમૂળ, પાડળમૂળ; એ પાંચ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી મેદારોગ દૂર થાય.

### ત્રિફળાદિકાઢો, મેદારોગ ઉપર

क्षौद्रेण त्रिफलाक्काथः पीतो मेदोहरः स्मृतः ॥ शीतीभूतं तथोष्णांबु मेदोहृत्क्षौद्रसंयुतम् ॥ १९४ ॥

હરડે, બેહડા, આંમળા; એ ત્રણ ઓષડોના કાઢામાં મધ મેળવીને પીધાથી અને તેમજ પાણીને ઉકાળી તેમાં મધ નાંખી ઠંડુ પાડી પીધાથી મેદારોગ દૂર થાય.

### ચવ્યાદિકાઢો, પેટ કે ઉદરરોગ ઉપર.

चव्यचित्रकविश्वानां साधितो देवदारुणा ॥ क्काथस्त्रिवृच्चूर्णयुतो गोमूत्रेणोदरान् जयेत् ॥ १९५ ॥

ચવક, ચિત્રક, સુંઠ, દેવદાર; એ ચાર ઓષડોના કાઢામાં નિસોત્તરનું ચૂર્ણ અને ગાયનું મૂત્ર મેળવી પીધાથી સર્વે ઉદરરોગ દૂર થાય.

### પુનર્નવાદિકાઢો, જે પેટ ઉપર સોજો ચડેલો કે શોથોદરા ઉપર.

पुनर्नवामृतादारुपथ्यानागरसाधितः ॥ गोमूत्रगुग्गुलुयुतः क्काथः शोथोदरापहा ॥ १९६ ॥

પુનર્નવા, ગુળવેલ, દેવદાર, મ્હોટી હરડે, સુંઠ; એ પાંચ ઓષડોના કાઢામાં સુદ્ધ કરેલો ગુગ્ગળ અને ગાયનું મૂત્ર મેળવીને પીધાથી ઉપલો રોગ દૂર થાય.

### પથ્યાદિકાઢો, યકૃત્પ્લીહાદિકો એટલે પેટની જમણી બાજુ કળેજા ઈત્યાદિ અને ડાહબી બાજુએ ફ્રેફ્સાદિક અને ગુલ્મ કે પેટમાં ગોળાના રોગ ઉપર.

पथ्यारोहितकक्काथं यवक्षारकणायुतम् ॥ प्रातः पिबेत् यकृत्प्लीहगुल्मोदरानिवृत्तये ॥ १९७ ॥

મ્હોટી હરડે, રક્ત રોહીડો; એ બેહુના કાઢામાં પિંપરનું ચૂર્ણ, અને જવખાર મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

**પુનર્નવાદિકાઢો, આખા શરીરે સોજો ચડેલા ઉપર.**

પુનર્નવા, દારૂહલદ, હલદ, સુંઠ, હરડે, ગુળવેલ, ચિત્રક, ભારંગછાલ, દેવદાર; એ નવ ઓષડોનો કાઢો પીધાથી આખા શરીરનો સોજો દૂર થાય.

**ત્રિફળાદિકાઢો વૃષણ શોથ એટલે અંડ કે પુસિયાને ચડેલા સોજા ઉપર.**

फलत्रिकोद्भवं क्वाथं गोमूत्रेणैव पाययेत् ॥ १५९ ॥ वातश्लेष्मकृतं हंति शोथं वृषणसंभवम् ॥

હરડે, બેહડા, આંમળા; એ ત્રણ ઓષડોના કાઢામાં ગાયનું મૂત્ર મેળવીને પીધાથી વાયુ અને કફથી અંડ ઉપર સોજો આવેલો દૂર થાય.

**રાસ્નાદિકાઢો, પુસ્યા કે અંડ મ્હોટા થાય અથવા વધરાળના વાયુ ઉપર.**

रास्नामृताबलायष्टीगोकंटैरंडजः शृतः ॥ १६० ॥ एरंडतैलसंयुक्तो वृद्धिमंत्रोद्भवां जयेत् ॥

રાસ્ના, ગુળવેલ, ચિકણામૂળ, જેઠીમધ, ગોખરૂ, એરંડમૂળ; એ છ ઓષડોના કાઢામાં એરંડયુ તેલ મેળવીને પીધાથી ઉપલો રોગ દૂર થાય.

**કાંચનારાદિકાઢો, ગળાને ગંડમાળાના રોગ ઉપર.**

कांचनारत्वचः क्वाथः शुंठीचूर्णेन नाशयेत् ॥ १६१ ॥ गंडमालां तथा क्वाथः क्षौद्रेण वरुणत्वचः ॥

કાંચન વૃક્ષની છાલના કાઢામાં સુંઠનું ચૂર્ણ મેળવીને પીધાથી અથવા તેમજ વાયવર્ણો કે વાયાંના ઝાડની છાલના કાઢામાં મધ મેળવીને પીધાથી ઉપલો રોગ દૂર થાય.

**શાખોટકકાઢો, પગને હાથી પગાને શ્લીપદ કે વારૂળ રોગ તથા શરીરે ચરબી વધી મેદોરોગ ઉપર.**

शाखोटवल्कलक्वाथं गोमूत्रेण युतं पिबेत् ॥ १६२ ॥ श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये ॥

સાગના ઝાડની છાલના કાઢામાં ગાયનું મૂત્ર મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### પુનર્નવાદિકાઢો, ઉઠમી ગાંઠ, પાઠા કે અંતર્વિદ્રધી ઉપર.

पुनर्नवावरुणयोः क्काथोंतर्विद्रधीन् जयेत् ॥ १६३ ॥ तथा शिग्रुभवः क्काथो हिंगुकल्केन संयुतः ॥

પુનર્નવા, વાયવર્ણો; એ બેહુનો કાઢો પીધાથી અથવા શેકટાની છાલના કાઢામાં હિંગનું ચૂર્ણ નાંખીને પીધાથી અંતરમુખની ઉઠમી ગાંઠનો રોગ દૂર થાય.

### વારૂણાદિકાઢો, કાચી કે પાકવાની અગાઉ અંતરમુખી ઉઠમી ગાંઠ કે પાઠાની વિદ્રધી રોગ ઉપર.

वरुणादिगणक्काथमपक्के मध्यविद्रधौ ॥ १६४ ॥ ऊषकादिरसोपेतं पिबेच्छमनहेतवे ॥

વરૂણાદિક એટલે વાયવર્ણાદિક કાઢામાં ઊષકાદિક એટલે શુદ્ધ ગુગ્ગળ, બિડખાર, સંચળ એ ત્રણમાંથી એકાદ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### વાયવર્ણાદિકાઢો, કફ, મેદોરોગ, મસ્તકને શૂળ, પેટમાં ગોળાનો કે ગુળમ રોગ, અંતરમુખી વિદ્રધી કે ઉઠમી ગાંઠ, પાઠા, પીનસ રોગ ઉપર.

वरुणो बकपुष्पा च बिल्वापामार्गचित्रकाः ॥ १६५ ॥ अग्निमंथद्वयं शिग्रुद्वयं च बृहतीद्वयम् ॥ सैरेयकत्रयं मूर्वा मेषशृंगी किरातकः ॥ १६६ ॥ अजशृंगी च बिंबी च करंजश्च शतावरी ॥ वरुणादिगणक्काथः कफमेदोहरः स्मृतः ॥ १६७ ॥ हंति गुल्मं शिरःशूलं तथाभ्यंतरविद्रधीन् ॥

વાયવર્ણાની છાલ, શિવલિંગી બિલફળા, કુંમળા, અઘાડો, ચિત્રક, એરણ ન્હાની અને મ્હોટી, કડવો અને મિઠો શેકટાની છાલ, ભોયરિંગણી, ભોતરિંગણી, કાલીસ્તા ત્રણ પ્રકારના તેમાં સફેદ, પિળો અને કાળો, મોરવેલ, કાકડશિંગી, કરીયાતું, મેષશૃંગી કે મેટશૃંગીની વેલ, કડવા તિંડો-

રાના મૂળ કે પાંત્રા, કરંજ, શતાવરી; એ એકવીસ ઓષડોનો કાઢો પીધાથી ઉપલા રોગ દૂર થાય, તે વીસે શ્લોકોમાં 'વિદ્રધિપીનસાન્' લેખ છે.

**ઉષકાદિગણ, કફ, મૂત્રકૃચ્છ્ર પિશાબ અટકે, પિશાબમાં પઠરીનો અસમરી, પેટમાં ગોળાનો ગુલ્મ, મેદોરોગ ઉપર.**

ऊषकस्तूत्थकं हिंगु कासीसं द्वयसैंधवम् ॥ १६८ ॥ साशिलाजतु कृच्छ्राश्मगुल्ममेदःकफापहम् ॥

ખારી મટોડી કે બિડખાર, શુદ્ધ કરેલો મોરથુથુ, સેકેલી હિંગ, શુદ્ધ કરેલી સફેદ હિરાકસી, અને પીલી હીરાકસી, સિંધાલૂણ, શિળાજીત; એ સાત ઓષડોનું ચૂર્ણ ખાધાથી ઉપલા રોગ દૂર થાય.

**ખદિરાદિ કાઢો, ભગંદર રોગ ઉપર.**

खदिरत्रिफलाक्काथो महिषीघृतसंयुतः ॥ १६९ ॥ विडंगचूर्णयुक्तश्च भगंदरविनाशनः ॥

ખેરસાલ, હરડે, બેહડા, આંમળા; એ ચાર ઓષડોના કાઢામાં ભેશનું ઘી અને વાવડીંગનું ચૂર્ણ મેળવીને પીધાથી ભગંદર રોગ દૂર થાય.

**પટોલાદિકાઢો, સર્વે ગરમીના કે બદફેલથી ઉપદંશ રોગ થાય તે ઉપર.**

पटोल-त्रिफला-निंब-किरात-खदिरासनैः ॥ १७० ॥ क्काथःपीतो जयेत्सर्वानुपदंशान्सगुग्गुलुः ॥

પટોળ, હરડે, બેહડા, આંમળા, કડવો લિંબડો, કરીયાતું, ખેરસાલ, બિબલા કે અસાણા; એ આઠ ઓષડોના કાઢામાં શુદ્ધ કરેલો ગુગ્ગળ મેળવીને પીધાથી ઉપલો રોગ દૂર થાય.

**અમૃતાદિકાઢો, શરીર સડતો મ્હોટો રોગ, વાતરક્ત ઉપર.**

अमृतैरंडवासानां क्काथ एरंडतैलयुक् ॥१७१॥ पीतः सर्वांगसंचारि वातरक्तं जयेद्ध्रुवम् ॥

ગુળવેલ, એરંડમૂળ, અડૂળસો; એ ત્રણ ઓષડોના કાઢામાં એરંડયુ તેલ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

પટોળાદિ કાઢો, શરીરે દાહસહિત સડતો મ્હોટો રોગ વાતરક્ત ઉપર.

पटोलं त्रिफला तिक्ता गुडूची च शतावरी ॥१७२॥ एतत्काथो जयेत्पीतो वातास्रं दाहसंयुतम् ॥

પટોળ, હરડે, બેહડા, આંમળા, કડૂ, ગુળવેલ, શતાવરી; એ સાત ઓષડોનો કાઢો પીધાથી ઉપલો રોગ દૂર થાય.

અવલગુજાદિ કાઢો, સફેદ કોડ ઉપર.

क्काथो वल्गुजचूर्णाढयो धात्रीखदिरसारयोः ॥ १७३ ॥ जयेत्सुशीलितो नित्यं श्वित्रं पथ्याशिनां नृणाम् ॥

આમળા, ખેરના ઝાડની અંતરછાલ; એ બેહુના કાઢામાં બાવચ્યાનું ચૂર્ણ મેળવીને પીધાથી પરેજી રાખનારનો રોગ દૂર થાય.

લઘુમંજીષ્ઠાદિ કાઢો, શરીરે મ્હોટો રોગ વાતરક્ત, કુષ્ટાદિક, કુષ્ટ રોગનો ભેદ કપાલિકા રોગ, ખરજ, શરીર સડો, લોહી વિકાર ઉપર.

मंजिष्ठा त्रिफला तिक्तावचादारुनिशाऽमृता ॥१७४॥ निंबश्चैषां कृतः क्काथो वातरक्तविनाशनः ॥ पामा-कापालिकाकुष्ठरक्तमंडलजिन्मतः ॥१७५ ॥

મજીઠ, હરડે, બેહડા, આંમળા, કડુ, ઘોડાવજ, દારૂહલદ, ગુળવેલ, કડવા લિંબડાની છાલ; એ નવ ઓષડોના કાઢો પીધાથી ઉપલા રોગ દૂર થાય.

બૃહન્મંજીષ્ઠાદિ કાઢો, અઢાર પ્રકારના કુષ્ટ કે શરીરને સડતા રોગ, પીતરક્તનો મ્હોટો સડો, ગર્મીનો સડો, હાઠી પગાનો, શરીરે શૂન્ય કે બેહેર, અર્ધા અંગનો પક્ષવાયુ, મેદોરોગ, નેત્રરોગ ઉપર.

मंजिष्ठा-मुस्त-कुटज-गुडूची-कुष्ठ-नागरैः ॥ भार्गी-क्षुद्रा-वचा-निंब-निशाद्वय-फलत्रिकैः॥१७६॥पटोल-कटुकी-मूर्वा-विडंगासन-चित्रकैः॥ शतावरी-त्रायमाणा-कृष्णेंद्रयव-वासकैः ॥ १७७ ॥ भृंगराज-महादा-

रु-पाठा-खदिर-चंदनैः ॥ त्रिवृद्वरुण-कैरात-बाकूचीकृत-मालकैः ॥ १७८ ॥ शाखोटक-महानिंब-करंजातिविषाजलैः ॥ इंद्रवारुणिकानंता-सारिवा-पर्पटैः समैः ॥१७९॥ एभिः कृतं पिबेत्क्वाथं कृष्णागुग्गुलुसंयुतम् ॥ अष्टादशेषु कुष्ठेषु वातरक्तार्दिते तथा ॥ १८० ॥ उपदंशे श्लीपदे च प्रसुप्तौ पक्षघातके ॥ मेदोदोषे नेत्ररोगे मंजिष्ठादिः प्रशस्यते ॥ १८१ ॥

મજીઠ, નાગરમોથ, કુડાની છાલ કે મૂળ, ગુળવેળ, કોઠ, સુંઠ, ભારંગમૂળ, ભોયરિંગણી, ઘોડાવજ, કડવા લિંબડાની છાલ, હલદ, દારૂહલદ, હરડે, બેહડા, આંમળા, પટોળ, કડૂ, મોરવેલ, વાવડીંગ, આસાણા કે બિયળાની છાલ, ચિત્રક, શતાવરી, ત્રાયમાણ, પિંપર, ઇંદ્રજવ, અડૂળસો, માકો, દેવદાર, પાહાડમૂળ, ખેરસાલ, લાલચંદન, નિશોત્તર, વાયવર્ણો, કરીયાતુ, બાંવચ્યા, ગરમાળાની શીંગનો ગર, સાગના ઝાડની છાલ, બકાણનિંબ, કરંજ, અતિવિષ, વાળો, કંવડળમૂળ, ધમાસા, ઉપળસરી, પિત્ત પાપડો; એ પિસ્તાલીસ ઓષડોના કાઢામાં પિપરનું ચૂર્ણ અને શુદ્ધ કરેલો ગુગ્ગળ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## પથ્યાદિકાઢો, મસ્તકશૂળ, ભિજણ અને શંખકર્ણમાં શૂળ, અર્ધશીશી, અર્ધામસ્તકે શૂળ, દાંત હાલતા કે દાંતમાં શૂળ, રાતઆંધળા, આંખો દુખવાનો કે પડલ અથવા ફુલાંનો રોગ ઉપર.

पथ्याक्षधात्री-भूनिंब-निशा-निंबामृतायुतैः ॥ कृतः क्वाथः षडंगोयं सगुडः शीर्षशूलहा ॥ १८२ ॥ भूशंखकर्ण-शूलानि तथार्धशिरसो रुजम् ॥ सूर्यावर्तं शंखकं च दंतपातं च तद्रुजम् ॥ १८३ ॥ नक्तांध्यं पटलं शुक्रं चक्षुःपीडां व्यपोहति ॥

હરડે, બેહડા, આંમળા, કરીયાતુ, હલદ, કડવા લિંબડાની છાલ, ગુળવેલ; એ સાત ઓષડોના કાઢામાં ગોળ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### વાસાદિ કાઢો, આંખોના સર્વે રોગો, શબ્દભંગ, પીનસ રોગ, શ્વાસ, દમ, છાતીના ઉરક્ષત રોગ ઉપર.

वासा-विश्वामृता-दार्वी-रक्तचंदन-चित्रकैः ॥ १८४ ॥ भूनिंब-निंब-कटुकी-पटोल-त्रिफलांबुदैः ॥ यवकालिंगकुटजैः क्वाथः सर्वाक्षिरोगहा ॥१८५॥ वैस्वर्यं पीनसं श्वासं नाशयेदुरसः क्षतम् ॥

અરડૂળસો, સુંઠ, ગુળવેલ; દારૂહલદ, રક્તચંદન, ચિત્રક, કરીયાતું, કડવો લિંબડો, કડૂ, પટોળ, હરડે, બેહડા, આંમળા, નાગરમોથ, જવ, ઇંદ્રજવ, કુડાની છાલ; એ સતર ઓષડોનો કાઢો પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### અમૃતાદિ કાઢો, આંખો કે સર્વે નેત્રરોગ ઉપર.

अमृता-त्रिफला-क्वाथः पिप्पलीचूर्ण-संयुतः ॥ १८६ ॥ सक्षौद्रः शीलितो नित्यं सर्वनेत्रव्यथां जयेत् ॥

ગુળવેલ, હરડે, બેહડા, આંમળા; એ ચાર ઓષડોના કાઢામાં પિપરનું ચૂર્ણ અને મધ મેળવીને પીધાથી નેત્રના સર્વે રોગ દૂર થાય.

### અશ્વત્થાદિ કાઢો, નાસૂર, જખમ, સોજો, સ્ત્રીપુરૂષને ગર્મી, બદફેલીનો રોગ ધોવા ઉપર.

अश्वत्थोदुंबरप्लक्षवटवेतसजः शृतः ॥ १८७ ॥ व्रणशोथोपदंशानां नाशनः क्षालनात् स्मृतः ॥

પિંપળો, ઉંબરો, પાયરી, વડ, વેતસ; એ પાંચ ઝાડની છાલના કાઢા એ ઉપલો રોગ ધોવાથી દૂર થાય.

### પ્રમથ્ય વિધાન, એટલે ઓષડોનું પ્રમથ્ય કરવાની રીત.

प्रमथ्या प्रोच्यते द्रव्यपलकल्कीकृताच्छृतात् ॥ १८८ ॥ तोयेऽष्टगुणिते तस्याः पानमाहुः पलद्वयम् ॥

ચાર તોલા ઓષડો લિલા લાવી વાટવા, અગર સુક્કા ઓષડો હોય તો પાણી સાથે વાટી ચટણી કરવી, તેમાં આઠ ઘણું પાણી નાંખી ઉકાલી ચાર તોલા પાણી બાકી રહે ત્યારે પીવું, તેને પ્રમથ્ય કહેછે.

### મુસ્તાદિ પ્રમથ્યા લોહી ઝાડાના રક્તાતિસાર ઉપર.

मुस्तकेंद्रयवैः सिद्धा प्रमथ्या द्विपलोन्मिता ॥ १८९ ॥ सुशीता मधुसंयुक्ता रक्तातीसारनाशिनी ॥

નાગરમોથ, ઇંદ્રજવ; એ બે ઓષડો ચાર તોલા લાવીને ચટણી વાટવી, તેથી આઠ ઘણું પાણી નાંખી ઉકાળવું, તે ચાર તોલા બાકી પાણી રહે, તેને થંડું પાડી તેમાં મધ મેળવીને પીવું.

### 'યવાગૂ' એટલે ઓષડનો શિરો કે માવો કરવાની રીત.

साध्यं चतुःपलं द्रव्यं चतुःषष्टिपले जले ॥ १९० ॥ तत्क्वाथेनार्द्धशिष्टेन यवागूं साधयेत् घनाम् ॥

ઓષડો ૧૬ તોલા લઈ થોડા કુટીને, તેમાં ૨૫૦ તોલા પાણી નાંખી અર્ધું પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાલવું, અને તે ઉતારી કાઢો ગાલી લેવો, તેમાં ચોખા ઇત્યાદિ જે ધાન્ય કે અનાજ નાંખવાનું લખ્યું હોય તે નાંખવું. તેથી છ ઘણું વજને પાણી નાંખી ફરીને ઉકાળવું, તેમાંનું પાણી સર્વે બાલી નાંખતા શિરો કે માવા જેવો ગોળો થાય, તેને યવાગૂ કહેછે.

### આમ્રાદિ યવાગૂ, ઝાડાનો સંગ્રહણી રોગ ઉપર.

आम्राम्रातकजंबूत्वक्कषाये विपचेत् बुधः ॥ १९१ ॥ यवागूं शालिभिर्युक्तां तां भुक्त्वा ग्रहणीं जयेत् ॥

આંબા, અંબાડા, જાંબુ; એ ત્રણેની છાલ તોલા ૧૬ ને આસરે લઈ તેમાં ૨૫૦ તોલા પાણી નાંખી, અર્ધું પાણી રહે ત્યાંસુધી ઉકાળવું, તે કાઢો ગાલી લઈ તેમાં આઠ તોલા ચોખા નાંખીને, ફરીને ઉકાલતા પાણી બળે અને શિરો કે માવો થાય, તે ખાધાથી ઉપલો રોગ દૂર થાય.

### યૂષાવિધિ એટલે ઓષડની કાંજી.

कल्कद्रव्यपलं शुंठी पिप्पली चार्धकार्षिकी ॥ १९२ ॥ वारिप्रस्थेन विपचेत् स द्रवो यूष उच्यते ॥

કલ્ક એટલે સરખે ભાગે ઓષડ ચાર તોલાની ચટણી કરવી, જે

ઓષડોમાં સુંઠ કે પિપર લખેલી હોય તે અતિશે તિખાસ ભરેલી ગર્મ છે, માટે અર્ધા તોલા સુધી બેહુ મલીને લેવા, પછી તેની ચટણી કરી, તેમાં પાણી ૬૪ તોલા સુધી નાંખી ઉકાળવું, તે જાડી કાંજી કે રાબ જેવી થાય, તેને યૂષ કહેછે.

### સપ્તમુષ્ટિક યૂષ સન્નિપાતાદિક, કફવાયુ, સન્નિપાતજ્વર, આમવાયુ, કંઠ, મુખ, હૃદયનું શોધન કર્તા.

कुलित्थयवकोलैश्च मुद्गैर्मूलकग्रंथिकैः ॥ १९३ ॥ शुंठीधान्यकयुक्तैश्च यूषः श्लेष्मानिलापहः ॥ सप्तमुष्टिक इत्येषः सन्निपातज्वरं जयेत् ॥ १९४ ॥ आमवातहरः कंठत्वहृक्त्राणां विशोधनः ॥

કુલીથ કે કુલથિ, જવ, બોરડીના ફળ, મગ, દાંડલીવાળા કુમળા મૂળાની વચલી ગાંઠો, સુંઠ, ધાણા; એ સાત ઓષડો ચાર તોલા લઈ તેમાં ૬૪ તોલા પાણી નાંખી ઉકાળવું, તેની જાડી કાંજી કરી પીધાથી ઉપલા રોગ દૂર થાય.

### પાનાદિ કલ્પના, તૃષા, કે જ્વર ઉપર, ઓષડનું પન્હા કે કઢી, સાર પીવાની રીત.

क्षुण्णं द्रव्यपलं साध्यं चतुःषष्टिपलेंऽबुनि ॥ १९५ ॥ अर्धशिष्टं च तद्देयं पाने भक्तादिसंविधौ ॥

ચાર તોલા ઓષડો લાવી થોડું કુટીને, તેમાં ૨૫૦ તોલા પાણી નાંખી ઉકાળવું, અર્ધું પાણી બાકી રેહવાથી, તેને ગાલીને પાણીની તૃષા લાગેથી, ખોરાક ખાતા કે ભોજનકર્તા, થોડું થોડું પીવું. તેથી ઉપલા રોગ દૂર થાય.

### ઉશીરાદિ પાનક, પિપાસા કે તૃષા કે જ્વરાદિક સાથે તૃષા ઉપર.

उशीरपर्पटोदीच्यमुस्तनागरचंदनैः ॥ १९६ ॥ जलं शृतं हिमं पेयं पिपासाज्वरनाशनम् ॥

વાળો, પિત્તપાપડો, નેત્રવાળો, નાગરમોથ, સુંઠ, રક્તચંદન; એ છ

ઓષડો ચાર તોલાને વજને થોડા કુટીને, તેમાં ૨૫૦ તોલા પાણી નાંખી ઉકાળવું, અર્ધું પાણી બળી બાકી રહેલુ ગાલીને થંડુ પાડવું, પછી જેને તૃષા કે તાવમાં અતિશે તૃષા લાગે તેવેળા એ થોડું થોડું પીધાથી તૃષા અને તાવ દૂર થાય.

ઉષ્ણ કે ગર્મ કરેલા પાણીની રીત, જ્વરાદિક ઉપર.

अष्टमेनांशशेषेण चतुर्थेनार्धकेन वा ॥ १९७ ॥ अथवा क्काथनेनैव सिद्धमुष्णोदकं वदेत् ॥

એખલું પાણી ઉકાલીને આઠમે. ચોઠે, કે અર્ધા હિસ્સે બાકી રહેલું, તે ગર્મ પાણી પીધાથી તાવ ઈત્યાદિક રોગ દૂર થાય.

સળકમ કે બળગમ, મેદોરોગ, કોઠાની શુદ્ધિ, પાચન શક્તિ વધવા, ખાંસી, શ્વાસ, દમ, જ્વર, ઈત્યાદિક ઉપર.

श्लेष्मामवातमेदोघ्नं बास्तिशोधनदीपनम् ॥ १९८ ॥ कासश्वासज्वरहरं पीतमुष्णोदकं निशि ॥

રાત્રે ઉનું કે તપાવેલું ગર્મ પાણી પીધાથી ઉપલો રોગ દૂર થાય, અને ગ્રંથમાં લખેલું છે કે કફ અને વાયુના તાવ, પિત્ત, અને મદમાંથી ઉત્પન્ન થયેલો તાવ, તૃષા માટે એક ઘડા પાણીમાં નાગરમોથ, પિત્તપાપડો, વાળો, રક્તચંદન, કૃષ્ણ વાળો, સુંઠ; એ ઓષડો ચાર તોલા કુટીને નાંખીને ઉકાળવા તે પાણી પીધાથી ઉપલા રોગ દૂર થાય.

દૂધના પાકની વિધિ, આમશૂળ ઉપર.

क्षीरमष्टगुणं द्रव्यात् क्षीरान्नीरं चतुर्गुणम् ॥ १९९ ॥ क्षीरावशेषं तत्पीतं शूलमामोद्भवं जयेत् ॥

સુંઠ, કડુ, એરંડબીજ; એ ત્રણ ઓષડોથી આઠ ઘણું ગાયનું દૂધ, તેથી ચોગણું પાણી નાંખીને પાણી બળે ત્યાંસુધી ઉકાળવું, તેમાં એખલું દૂધ રહે તે પીધાથી આમસંબંધના સર્વે રોગ દૂર થાય.

પંચમૂળી ક્ષીરપાક એટલે દૂધની ખીર, સર્વે હાડ ધગીતાવ, શ્વાસ, દમ, ખાંસી, મસ્તકશૂળ, વાસાના શૂળ, સળકમ, બળગમ, જીર્ણજ્વર, સંપૂર્ણ જ્વરો ઉપર.

सर्वज्वराणां जीर्णानां क्षीरं भैषज्यमुत्तमम् ॥ २०० ॥ श्वासात्कासा-

च्छिरःशूलात् पार्श्वशूलात्सपीनसात् ॥ मुच्यते ज्वरितः पीत्वा पंचमूलीशृतं पयः ॥ २०१ ॥

શાળવણુ, પિઠવણુ, ભોયરિંગણી, મોતરિંગણી, ગોખરૂં; એ પાંચ ઓષડોના મૂળો લાવી થોડા કુટી, તેથી આઠ ઘણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, તેમાંનું પાણી બળીને ફકત દૂધ બાકી રહે તે પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## ત્રિકંટકાદિ ખીર પાક; કફનો તાવ, મળમૂત્ર શાફ થવા ઉપર.

त्रिकंटक-बला-व्याधी-गुड-नागरसाधितम् ॥ वर्चो मूत्रविबंधघ्नं कफज्वरहरं पयः ॥ २०२ ॥

ગોખરૂં, ચિકણીમૂળ, ભોયરિંગણીમૂળ, ગોળ, સુંઠ; એ પાંચ ઓષડોથી આઠ ઘણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, પાણી બાળીને દૂધ બાકી રહે તે પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## અન્નસ્વરૂપ યવાગૂ; એટલે શરીર પુષ્ટ અને વાયુ દૂર કર્તા શિરો.

अथान्नप्रक्रियात्रैव प्रोच्यते नातिविस्तरा ॥ यवागूः षड्गुणजले सिद्धा स्यात् कसरा घना ॥२०३॥ तंडुलैर्माषमुद्गैश्च तिलैर्वा साधिता हिता ॥ यवागूर्ग्राहिणी बल्या तर्पणी वात-नाशिनी ॥ २०४ ॥

ચોખા, મગ, અડદ, અથવા તલ ઇત્યાદિ અનાજમાંથી જેનો શિરો કે માવો કરવો હોય તે અનાજથી છઘણું પાણી નાંખીને ઉકાળવું, સર્વે પાણી બલી જઇ ફકત શિરો કે માવો બંધાય તેને યવાગૂ કહેછે, તે ખાધાથી ઉપલા રોગ દૂર થાય, અને શરીર પુષ્ટ થાય.

## વિલેપી લક્ષણ; લાપશી કરવાની રીત, તેથી ધાતુની વૃદ્ધિ, શરીર પુષ્ટ, હૃદયને હિતકારક, પિત્તનો નાશ કર્તા.

विलेपी च घना सिक्था सिद्धा नीरे चतुर्गुणे ॥ बृंहणी तर्पणी हृद्या मधुरा पित्तनाशिनी ॥ २०५ ॥

અનાદિક પદાર્થની લાપશી કરવી હોય, તે ધાન્ય અર્ધકચરૂ કરી,

તેથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, પાણી સર્વ બળવાથી તેને લાપશી કહેછે, તે ખાધાથી ઉપલો રોગ દૂર થાય.

### પેયાના લક્ષણ; એટલે કાંજી બનાવવાની રીત.

द्रव्याधिका स्वल्पसिक्था चतुर्दशगुणे जले॥ सिद्धा पेया बुधैर्ज्ञेया यूषः किंचित् घनः स्मृतः ॥२०६॥ पेया लघुतरा ज्ञेया ग्राहिणी धातुपुष्टिदा ॥ यूषो बल्यस्ततः कंठ्यो लघुपाकः कफापहः ॥ २०७ ॥

હરયેક અન્નાદિક પદાર્થના વજનથી ચઊદ ઘણું પાણી નાંખીને પાતલી કાંજી જરાક ચિકાસ ભરેલી થાય ત્યાંસુધી ઉકાળવું, તેને પેયા કહેછે; તેથી જરાક જાડી કાંજી થાય તેને યૂષ કહેછે. તેમાં પેયા વજને હલકી હોવાથી મળમૂત્રનું સ્તંભન અને ધાતુપુષ્ટકર્તા છે, અને યૂષ શરીર પુષ્ટકર્તા, કંઠને હિતકારક, હલકી, કફને દૂર કરનાર જાણવું.

### ચોખા બાફીને મંડ; કરવાનો પ્રકાર.

जले चतुर्दशगुणे तंदुलानां चतुःपलम् ॥ विपचेत्स्रावयेन्मंडं स भक्तो मधुरो लघुः ॥ २०८ ॥

ચોખા તોલા ૧૬ માં ચઊદ ઘણું પાણી નાંખી ઉકાળવું, પાણીમાં ચોખા બફાઈ નર્મ થાય એટલે આટોળું કે મંડ, મધુર ને હલકો થાય.

### શુદ્ધમંડ; ચોખાનું આટોળું કરવાની રીત, પાચન શક્તિ વધારનાર.

नीरे चतुर्दशगुणे सिद्धो मंडस्त्वसिक्थकः ॥ शुंठीसैंधवसंयुक्तः पाचनो दीपनः परः ॥ २०९ ॥

ચોખાના વજનથી ચઊદ ઘણું પાણી નાંખીને ઉકાળવું, બાફ કે વરાળ ન જતા ખિચડાજેવી કાંજી કે રાબને શુદ્ધ મંડ કહેછે, તેમાં શુંઠ અને સિંધાલૂણ મેળવીને પીધાથી પાચનશક્તિ વધારેછે.

### અષ્ટગુણમંડ, ધાન્યાદિક કાંજી.

धान्यत्रिकटुसैंधवकुलत्थमुद्गतंडुलयोजितः ॥ भ्रष्टश्च हिंगुतैलाभ्यां स मंडोष्टगुणः स्मृतः ॥२१०॥ दीपनः प्राणदो बस्तिशोधनो रक्तवर्धनः॥ ज्वरजित्सर्वदोषघ्नो मंडोऽष्टगुण उच्यते ॥ २११ ॥

ધાણા, સુંઠ, મરી, પિપર, સિંધાલુણ, ગોળ, ચોખા, હિંગ, તલનું તેલ; એ નવ ઓષડો મધ્યે પ્રથમ તેલમાં હિંગનું ચૂર્ણ નાંખીને વઘાર કરવો, પછી તેમાં મગનામે અનાજ ચાર તોલા તથા ચોખા તોલા આઠ ભુંજવા કે સેકવા, ત્યાર પછી બાકી રહેલા ઓષડો તેમાં નાંખી ખારા કે તિખા ન થતા મગ અને ચોખા સાથે મેળવવા, પછી તેમાં ચઊદ ઘણું વજને પાણી નાંખીને ઉકાળવા, તેની કાંજી ગાલીને પીવી, જેથી ઉપલા રોગ દૂર થાય, તેને અષ્ટગુણમંડ કહેછે, તેથી ક્ષુધાનાશક, મૂત્રબસ્તિશોધક, ગળવર્ધક, રક્તવર્ધક, જ્વરનાશક, કફનાશક, પિત્તનાશક, વાયુનાશક; તે પીધાથી આઠ તરેહનો ગુણ છે.

વાઘમંડ; કફપિત્તનો કોપ દૂર થાય, કંઠને હિતકારક,
રક્ત પિત્ત લોહી ઉકાળો દૂર કર્તા.

सूकंडितैस्तथा भ्रष्टैर्वाद्यमंडो यवैर्भवेत् ॥ कफपित्तहरः कंठ्यो रक्तपित्तप्रसादनः ॥ २१२ ॥

જવ સારી રીતે છડીને કુંડો કાઢી, તેથી ચઊદ ઘણું પાણી નાંખી બાફીને કાંજી પીવી, તેને વાઘમંડ કહેછે; એ મંડ પીધાથી ઉપળા રોગ દૂર થાય.

લાજામંડ; કફપિત્ત જ્વરાદિક, સંગ્રહણી, અતિસાર,
તૃષાસહિત તાવ ઉપર.

लाजैर्वा तंडुलैर्भ्रष्टैर्लाजमंडः प्रकीर्तितः । श्लेष्मपित्तहरो ग्राही पिपासाज्वरजिन्मयः ॥ २१३ ॥

ભાતની ધાણીથી ચઊદ ઘણું પાણી નાંખી ઉકાળવું; પછી તેમાંનું પાણી ગાલીને પીવું, તેને લાજમંડ કહેછે, તે પીધાથી ઉપલા રોગ દૂર થાય.

---

## तृतीयोऽध्याय प्रारंभ.

### फांटकल्पना.

## ત્રીજો અધ્યાય પ્રારંભ.

### ઓષડોના કાઢામાં ચૂર્ણ નાંખીને પીવાનો.

क्षुण्णे द्रव्यपले सम्यक् जलमुष्णं विनिक्षिपेत् ॥ मृत्पात्रे कुडवो-

न्मानं ततस्तत्स्रावयेत्पटात् ॥ २१४ ॥ सस्याच्चूर्णद्रवः फांटस्तन्मानं द्विपलोन्मितम् ॥ मधुश्वेतागुडादींश्च क्राथवत्तत्र निक्षिपेत् ॥ २१५ ॥

ચાર તોલા ઓષડો લાવીને સારી પેઠ કુટીને, સોળ તોલા પાણી મટોડીના હાંડલામાં નાંખી, સારી રીતે ગર્મ તપાવી, તેમાં ઉપલું ઓષડ નાંખી, અર્ધું પાણી બળતા બાકી રહે તે ગાલીને પીવું, તેને ફાંટ અને ચૂર્ણદ્રવ કહેછે, એ ફાંટો પીવાનું વજન આઠ તોલા જાણવું. હરયેક ફાંટમાં મધ, શાકર, ગોળ ઈત્યાદિ પદાર્થ નાંખવાને લખેલું હોય તો, અગાઊ કાઢાવોમાં કહેલા વજને નાંખવું.

**મધૂકાદિ ફાંટ; વાતપિત્ત જવરે, દાહ, તૃષા, મૂર્છા, અરૂચિ, ભ્રમ, લોહી ઝાડો ઉલટીનો, રક્તપિત્ત, મદ કે ઉન્મત્ત ઉપર.**

मधुपुष्पं मधूकं च चंदनं सपरूषकम् ॥ मृणालं कमलं लोध्रं गंभारीं नागकेसरं ॥ २१६ ॥ त्रिफलां सारिवां द्राक्षां लाजान् कोष्णे जले क्षिपेत् ॥ सितामधुयुतः पेयः फांटो वासौ हिमोऽथवा ॥२१७ ॥ वातपित्तज्वरं दाहं तृष्णामूर्छारतिभ्रमान् ॥ रक्तपित्तमदं हन्यान्नात्र कार्या विचारणा ॥ २१८ ॥

મવડાના ફુલ, જેઠી મધ, લાલચંદન, ફાળસાના ફળ, કમળના દીટયા, કમળફુલ, લોધ્ર, શિવણ, નાગકેશર, હરડે, બેહડા, આમળા, ઉપલસરી, કાળીદરાખ, ભાતની ધાણી; એ પંદર ઓષડો ચાર તોલા લઈને સારી પેઠ કુટી, મટોડીના હાંડલામાં પાણી તોલા ૧૬ નાંખી, સારી રીતે ઉકળેથી ઉપલા ઓષડો તેમાં નાંખીને, અર્ધું પાણી બળતા બાકી રેહવાથી ગાલીને પીવું, તેને મધૂકાદિફાંટ કહેછે; તેમાં શાકર અને મધ મેળવીને પીધાથી ઉપલા રોગ દૂર થાય, અને ઉપલા પંદર ઓષડોનું બારીક ચૂર્ણ કરી, રાત્રે પાણીમાં ભિજાતા નાંખી, સવારના તેનું પાણી ગાલી તે પીધાથી પણ ઉપલા રોગ દૂર થાય, તેને હિમ કહેછે. ફાંટ અને હિમનો ગુણ એક સરખો જાણવો.

**આમ્રાદિફાંટ; પિપાસા, તૃષા, ઉલટી, અતિસાર, શખ્ત મૂર્છાઉપર.**

आम्रजंबूकिसलयैर्वटशृंगप्ररोहकैः ॥ उशीरेण कृतः फांटः सक्षौ-

द्रो ज्वरनाशनः ॥ २१९ ॥ पिपासाच्छर्द्यतीसारान् मूर्छां जयति दु-स्तरान् ॥

આંબા, જાંબુના, વડના કુંમળા પાંત્રા અને પારંબ્યા, કે અગરૂ ચં-દન, અથવા વાળો; એટલા ઓષડોનું ઉપલી રીતે, ફાંટ કરીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

મધૂકાદિફાંટ; પિત્ત, તૃષ્ણાદિક, તૃષા, પિત્ત, દાહ, મૂર્છા, ભ્રમ ઉપર.

मधूकपुष्प-गंभारी-चंदनोशीर-धान्यकैः ॥ २२० ॥ द्राक्षया च कृतः फांटः शीतः शर्करया युतः ॥ तृष्णापित्तहरः प्रोक्तो दाहमूर्छा-भ्रमान् जयेत् ॥ २२१ ॥

મહવડાના ફુલ, શિવણ, લાલચંદન, વાળો, ધાણા, કાળીદરાખ; એ ઓષડોના ફાંટમાં શાકર નાંખી, ઠંડો પાડી પીધાથી ઉપલા રોગો દૂર થાય.

મંથ; એટલે ઉપલા ફાંટ ઓષડોનો ભેદ.

मंथोपि फांटभेदः स्यात्तेन चात्रैव कथ्यते ॥

મંથાની વિધિ; ઉપલા મંથ ઓષડ કરવાની રીત.

जले चतुःपले शीते क्षुण्णं द्रव्यपलं क्षिपेत् ॥२२२ ॥ मृत्पात्रे मंथये-त्सम्यक् तस्माच्च द्विपलं पिबेत् ॥

ચાર તોલા ઓષડો સારી રીતે કુટી, સોલ તોલા થંડું પાણી મટોડીના હાંડલામાં નાંખી, તેમાં ઉપલું ઓષડ નાંખવું, અને સારી રીતે મસળવું કે વલોવવું, એકરસ થવા પછી તે પાણી ગાલીને પીવું, તે પીવાનું વજન આઠ તોલા જાણવું.

ખર્જૂરાદિમંથ; સર્વે મદ્યવિકાર, મદ, કેફ, મિણો, લોહી ઉકાળા ઉપર.

खर्जूरदाडिमं द्राक्षा-तित्तिडीकाम्लिकामलैः ॥ २२३ ॥ सपरूषैः कृतो मंथः सर्वमद्यविकारनुत् ॥

ખજૂર, દાડમના દાણા, કાળીદરાખ, કોકમ, આમલી, આંમળા, ફાલસા; એ સાત પદાર્થમાંથી હરયેક ચાર તોલાને આસરે વાટીને, મ-

ટોડીના હાંડલામાં નાંખી, તેમાં થંડું પાણી સોલ તોલા મેળવી, મસળવું કે વલોવી એકરસ થવાથી ગાળીને પીવું, તેથી ઉપલા વિકાર દૂર થાય.

### મસૂરાદિ મંથ; ત્રણે દોષમાંથી થયેલી ઉલટી ઉપર.

क्षौद्रयुक्ता मसूराणां सक्तवो दाडिमांभसा ॥ २२४ ॥ मथिता वारयंत्याशु छर्दिं दोषत्रयोद्भवाम् ॥

મસૂર નામે અનાજ, ભૂંજી કે સેકીને લોટ કરવો, તે લોટ પાકેલા દાડમના દાણાના રસમાં, મેળવીને પીધાથી ઉપલા રોગો દૂર થાય.

### જવનો મંથ; તૃષ્ણાદિક, તૃષા, દાહ, રક્તપિત્ત, લોહી ઉકાળા ઉપર.

प्लावितैः शीतनीरेण सघृतैर्यवसक्तुभिः ॥२२५॥ नातिसांद्रद्रवैर्मंथस्तृष्णा-दाहास्रपित्तहा ॥

જવ, ભૂંજી કે સેકીને લોટ કરવો, તે થંડા પાણીમાં, ડોહી પાતલું કે અતિ જાડું ન થતાં એકરસ કરવું, તેમાં ઘી મેળવીને પીધાથી ઉપલા રોગો દૂર થાય.

---

## चतुर्थोऽध्याय प्रारंभ.

### हिमकल्पना.

## ચોઠો અધ્યાય પ્રારંભ.

### હિમ ઓષડો કરવાની રીત.

क्षुण्णं द्रव्यपलं सम्यक् षड्भिर्नीरपलैः प्लुतं ॥ २२६ ॥ निःशोषितं हिमः स स्यात्तथा शीतकषायकः ॥ तन्मानं फांटवत् ज्ञेयं सर्वत्रैष विनिश्चयः ॥ २२७ ॥

ઓષડો ચાર તોલા લાવી, સારી રીતે કુટી કે જાડું ચૂર્ણ કરી, ચોવીસ તોલા પાણી હાંડલામાં નાંખીને, આખી રાત તેમાં ઓષડો ભીંજવી મુકવા, સવારે તેમાંનું પાણી ગાળીને પીવું, તેને હિમ કે શીત કાઢો કહેછે, તે પીવાનું વજન આઠ તોલા જાણવું.

## આમ્રાદિ હિમ; રક્તપિત્ત લોહી ઝાડો, ઉલટી કે લોહી ઉકાળા ઉપર.

अम्रजंबूश्च ककुभश्चूर्णीकृत्य जले क्षिपेत् ॥ हिमं तस्य पिबेत्प्रातः सक्षौद्रं रक्तपित्तजित् ॥ २२८ ॥

આંબાની છાલ, જાંબુની છાલ, અર્જુન વૃક્ષની છાલ; એ ત્રણે ઝાડની અંતરછાલો ચાર તોલાને આસરે લઈ, તેનું ચૂર્ણ ચોવીસ તોલા પાણીમાં રાત્રે ભિજાતું રાખવું, અને સવારના પાણી ગાલીને પીધાથી ઉપલા રોગ દૂર થાય.

## મરીચ્યાદિ હિમ; તૃષ્ણાદિક કે તૃષા, ઉલટી ઉપર.

मरीचं मधुयष्टी च काकोदुंबरपल्लवैः ॥ नीलोत्पलं हिमस्तज्जस्तृष्णाच्छर्दिनिवारणः ॥ २२९ ॥

મરી, જેઠીમધ, ઉંબરાના કાળા પાંત્રા, અસમાની કમળ; એ ચાર ઓષડો ચાર તોલા લઈ જાડું ચૂર્ણ કરી, ચોવીસ તોલા પાણીમાં રાત્રે ભીજાતું રાખી, સવારે મસલી ગાલીને પીવાથી ઉપલા રોગ દૂર થાય.

## નીલોત્પલાદિ હિમ; વાતપિત્ત જવર, બડબડ, ભ્રમ, ઉલટી, મૂર્છા, તૃષા રોગ ઉપર.

नीलोत्पलं बला द्राक्षा मधूकं मधुकं तथा ॥ उशीरं पद्मकं चैव काश्मरी च परूषकम् ॥ २३० ॥ एतत् शीतकषायश्च वातपित्तज्वरान् जयेत् ॥ सप्रलाप-भ्रम-च्छर्दि-मोह-तृष्णा-निवारणः ॥ २३१ ॥

અસ્માની કમળ, ચિકણા મૂળ, કાળીદરાખ, મહુવડા, જેઠીમધ, વાળો, પદ્મકાષ્ઠ, શિવણ, ફાળસા; એ નવ ઓષડોનું ચૂર્ણ હિમ રીતે ભીજવી, મસલી ગાલીને પીધાથી ઉપલા રોગો દૂર થાય.

## અમૃતા હિમ; જીર્ણજવરાદિક ઉપર.

अमृताया हिमः पेयो जीर्णज्वरहरः स्मृतः ॥

અગાઉ કહેલા હિમની રીતે ગુળવેલનો હિમ, પીધાથી હાડીતાવ દૂર થાય.

વાસા હિમ; ખાંસી, દમ, લોહી ઝાડો ઉલટી, કે લોહી ઉકાળો, રક્તપિત્તજ્વરાદિક ઉપર.

वासायाश्च हिमः कासरक्तपित्तज्वरान् जयेत् ॥ २३२ ॥

અડુલસાનો રસ હિમની રીતે, પીધાથી ઉપલા રોગો દૂર થાય.

ધાન્ય હિમ; અંતર્દાહ, શરીરમાં દાહ, તૃષા, મળમૂત્ર શોધન ઉપર.

प्रातः सशर्करः पेयो हिमो धान्यकसंभवः ॥ अंतर्दाहं तथा तृष्णां जयेत्स्रोतोविशोधनः ॥ २३३ ॥

રાત્રે પાણીમાં ધાણાનું ચૂર્ણ, ચાર તોલાને આસરે ભીજાતું રાખી, તેનું પાણી સવારે ગાલી લઈ, તેમાં શાકર મેળવીને, પીધાથી ઉપલા રોગો દૂર થાય.

ધાન્યકાદિ હિમ; રક્તપિત્તાદિક, લોહી ઝાડો ઉલટી, લોહી ઉકાળો, તાવ, દાહ, તૃષા, શોષ ઉપર.

धान्याक-धात्री-वासानां द्राक्षापर्पटयोर्हिमः ॥ रक्तपित्तं ज्वरं दाहं तृष्णां शोषं च नाशयेत् ॥ २३४ ॥

ધાણા; આંમળા, અડૂળસો, દરાખ, પિત્તપાપડો; એ પાંચ ઓષડોનો હિમ ઉપર લખેલી રીતે પીધાથી ઉપલા રોગ દૂર થાય.

---

## अथ पंचमोऽध्याय प्रारंभ.

### कल्कोनी द्रव्यविधी.

## અથ પાંચમો અધ્યાય પ્રારંભ.

### ઓષડોનું કલ્ક કે ચટણી કરવાની રીત.

द्रव्यमार्द्रं शिलापिष्टं शुष्कं वा सजलं भवेत् ॥ प्रक्षेपावापकल्कास्ते तन्मानं कर्षसंमितम् ॥ २३५ ॥ कल्के मधु घृतं तैलं देयं द्विगुणमात्रया ॥ सितागुडौ समौ दद्यात् द्रवा देयाश्चतुर्गुणाः ॥ २३६ ॥

લીલા ઓષડો લાવી, ચટણી જેવી બારીક વાટવી; અને સૂકા ઓ-

પડો હોય તો તેમાં પાણી નાંખી અતિશે બારીક વાટવું; તેને કલ્ક કહેછે. કલ્ક એક તોલાના વજન સુધી આપવું. તેના પ્રક્ષેપ અને આવાપ એ નામ છે; કલ્કમાં મધ, ઘી, તેલ નાંખવાને કહેલું હોય તો કલ્કના વજનથી બમણું નાંખવું, અને શાકર કે ગોળ મેળવવાને કહેલું હોય તો, કલ્કના સરખા વજને નાંખવું; અને દૂધ કે પાણી જેવી પાતળી વસ્તુ, નાંખવી હોય તો કલ્કના વજનથી ચોગણું નાંખવું.

### વર્ધમાન પિંપળી ; પાંડુ જ્વરાદિક ઉપર.

त्रिवृद्ध्या पंचवृद्ध्या वा सप्तवृद्ध्याऽथवा कणाः ॥ पिबेत् पिष्ट्वा दश दिनं तास्तथैवापकर्षयेत् ॥२३७॥ एवं विंशाद्दिनैः सिद्धं पिप्पलीवर्धमानकम् ॥ अनेन पांडुवातास्र-कास-श्वासारुचि-ज्वराः॥२३८॥ उदरार्शः क्षयः श्लेष्मवाता नश्यंत्युरोग्रहाः ॥

પિપર, ત્રણ આજ દીને તો, આવતી કાળે છ, અને પરમ દિવસે નવ, એવી રીતે ત્રણત્રણની વૃદ્ધિ અથવા પાંચની કે સાતસાતની વૃદ્ધિ કરવી, પિપરને પાણી કે દૂધમાં ઝીણી વાટીને ચટણી કરવી, તેથી ચોગણા વજને દૂધ નાંખીને ત્રણ દિવસ પીવું; અથવા પાણી નાંખીને પીવું હોય તો દસ દિવસ પીવું; પછી જેવી રીતે દરરોજ પિપર વધારીને પીધી હોય, તેજ પ્રમાણે દસ દિવસમાં ઓછી કર્તા જવું અને પીવું, તેથી પાંડુ રોગ, વાતરક્તનો સડતો રોગ, ખાંસી, શ્વાસ, દમ, શરીર અંબાતું, અવઢણે, જ્વર કે તાવ, ઉદર કે પેટનો રોગ, મુળવ્યાધ કે હર્શનો રોગ, ક્ષય, કફ, વાયુ, ઉરોગ્રહ છાતીનો રોગ, એ વર્ધમાન પિપલીથી ઉપલા રોગો દૂર થાય.

### નિંબ કલ્ક; વ્રણાદિકો, નાસૂરજખમ, ઉલટી, સડતો રોગ, જંતઉપર.

लेपान्निंबदलैः कल्को व्रणशोधनरोपणः ॥२३९॥ भक्षणाच्छर्दिकुष्टानि पित्तश्लेष्मकृमीन् जयेत् ॥

કડવા લિંબડાનાં પાંત્રા; પાણીમાં વાટીને ચટણીનો લેપ, વ્રણ કે નાસૂર અથવા જખમ ઉપર કરવાથી, જખમનું શોધન થઈને રૂઝ આવે, એવી રીતે ચટણી પાણીમાં ડોહીને પીધાથી ઉલટી, શરીરનો સડો, પિત્તકફથી પેટમાં થયેલા જંત જીવાત, કર્મના જીવડા દૂર થાય.

### મહાનિંબ કલ્ક; ગૃધ્રસી વાયુ ઈત્યાદિ વાયુ ઉપર.

महानिंबजकल्को वै गृध्रसीनाशनः स्मृतः ॥ २४० ॥

બકાણું લિંબડાના મૂળ્યાની ચટણી પાણીમાં ડોહીને પીધાથી ઉપલા રોગો દૂર થાય.

### રસોન કલ્ક; વાયુ, વિષમ જ્વર, શક્તવાયુ ઉપર.

शुद्धकल्को रसोनस्य तिलतैलेन मिश्रितः ॥ वातरोगान् जयेत्तीव्रान् विषमज्वरनाशनः ॥ २४१ ॥

લશણની કલીયો છોલી તેની ચટણી કરવી, પછી તલના તેલમાં ડોહીને પીવાથી ઉપલા રોગ દૂર થાય.

### બીજી રીતે રસોન કલ્ક; સર્વે શક્ત વાયુ ઉપર.

पक्ककंदरसोनस्य गुलिका निस्तुषी कृता ॥ पाटयित्वा च मध्यस्थं दूरीकुर्यात्तदंकुरं ॥ २४२ ॥ तदुग्रगंधनाशाय रात्रौ तक्रे विनिक्षिपेत् ॥ अपनीय च तन्मध्यात् शिलायां पेषयेत्ततः ॥ २४३ ॥ तन्मध्ये पंचमांशेन चूर्णमेषां विनिक्षिपेत् ॥ सौवर्चलं यवानी च भर्जितं हिंगु सैंधवम् ॥२४४॥ कटुत्रिकं जीरकं च समभागानि चूर्णयेत् ॥ एकीकृत्य ततः सर्वकल्कं कर्षप्रमाणतः ॥ २४५ ॥ खादेदग्निबलापेक्षी ऋतुदोषाद्यपेक्षया ॥ अनुपानं ततः कुर्यादेरंडशृतमन्वहम् ॥२४६ ॥ सर्वांगैकांगजं वातमर्दितं चापतंत्रकम् ॥ अपस्मारमथोन्मादमूरुस्तंभं च गृध्रसीम् ॥ २४७ ॥ उरः-पृष्ठ-कटी-पार्श्व-कुक्षि-पीडां कृमीन्जयेत् ॥ अजीर्णमातपं रोषमतिनीरं पयो गुडम् ॥ २४८ ॥ रसोनमश्नन् पुरुषस्त्यजेदेतन्निरंतरं ॥ मद्यं मांसं तथाम्लं च रसं सेवेत नित्यशः ॥ २४९ ॥

લસનનો કલો, સારી રીતે પાકેલો હોય તે છોલીને, છાસમાં રાત્રે ભિજવી મુકવાથી તેની દુરગંધી જાયછે, તે લસન સવારે કાહડી તેની બારીક ચટણી વાટવી, અને સંચળ, અજમો, સેકેલી હિંગ, સિંધાલૂણ, સુંઠ, મરી, પિપર, જીરૂ; એ આઠ ઓખડાનું ચૂર્ણથી લસનની ચટણી પાંચમે હિસ્સે લઈ મેળવવી, સર્વે એકઠું કરીને એરંડમૂળના કાઢામાં, ઓખડોની ચ-

ટણી એક તોલાને આસરે મેળવીને પીવું, પોતાના શરીરની શક્તિ, અને ઋતુ કઈછે, તેનો વિચાર કરી જેટલું ઓષડ માફક આવે તેટલું પીવું, તેથી કરીને આખાં શરીરનો વાયુ, અર્ધાંગવાયુ, મુખ વાકુ થવાનો વાયુ, શરીર ખેચાઈ જવાનો વાયુ, ધનુર્વાયુ, ફેફર, ઉન્માદ રોગ, દીવાના થવાનો, જાંગ પગ અકડાવાનો વાયુ, ઉરૂસ્તંભ છાતીનો વાયુ, ગૃધ્રસી એટલે કંબરથી નીચેનો ભાગ લૂલો પડવાનો વાયુ, છાતી, પીઠ, કંબર, પાસળાનો શૂળ, જંત વિકાર એટલે પેટ ઈત્યાદિમાં કર્મનામે જીવડાનો રોગ, અજીર્ણ અપચાનો રોગ, શરીરે દાહ, રોષ કે ગુસ્સો દૂર થાય.

### પિપલ્યાદિ કલ્ક; ઉરૂસ્તંભ ઉપર.

पिप्पली पिप्पलीमूलं भल्लातकफलानि च ॥ एतत्कल्कश्च सक्षौद्र उरुस्तंभनिवारणः ॥ २५० ॥

પિપર; પિંપલીમૂળ, ભિલામો; એ ત્રણ ઓષડો પાણીમાં વાટી ચટણી કરી તેમાં મધ મેળવીને પીધાથી ઉરૂસ્તંભવાયુ એટલે છાતીનો રોગ ઈત્યાદિ વાયૂના રોગ દૂર થાય.

### વિષ્ણુક્રાંતા કલ્ક; પરિણામ શૂળો ઉપર.

विष्णुक्रांताजटाकल्कः सिताक्षौद्रघृतैर्युतः ॥ परिणामभवं शूलं नाशयेत्सप्तभिर्दिनैः ॥ २५१ ॥

વિષ્ણુક્રાંતા કે અપરાજીતાના મૂળ્યાની ચટણી કરી, તેમાં શાકર અને મધ તથા ઘી મેળવીને પીધાથી, પેટમાં થતા સર્વે પ્રકારના શૂળરોગ દૂર થાય.

### શુંઠનું કલ્ક; પરિણામ શૂલ ઉપર.

शुंठीतिलगुडैः कल्कं दुग्धेन सह योजयेत् ॥ परिणामभवं शूलमामवातं च नाशयेत् ॥ २५२ ॥

શુંઠ, તલ; સરખેભાગે લઈ તેની ચટણી કરી, તેમાં ગોળ ચારઘણો, ગાયના દૂધમાં મેળવીને પીધાથી, પરિણામ શૂળ હરઘડીએ પેટમાં થાયછે, તે અને આમવાયુ દૂર થાય.

### અપામાર્ગ કલ્ક; રક્તાર્શોઉપર.

अपामार्गस्य बीजानां कल्कस्तंडुलवारिणा ॥ पीतो रक्तार्शसां नाशं कुरुते नात्र संशयः ॥ २५३ ॥

ચોખાના ધોવણમાં, અધાડાના બીજની ચટણી વાટવી, અને તેથી ચોગણા ચોખાના ધોવણમાં મેળવીને પીધાથી, લોહી સાથેનો હર્શ કે મુળવ્યાધી, બવાશીર દૂર થાય.

બદરીમૂળ કલ્ક; રક્તાતિસારો ઉપર.

बदरीमूलकल्केन तिलकल्कश्च योजित्तः ॥ मधुक्षीरयुतः कुर्यात् रक्तातीसारनाशनः ॥ २९४ ॥

ન્હાની બોરડીનું મૂળ, તળ; એ બેહુની ચટણી જુદી જુદી સરખે વજને, તેમાં મધ, ગાયનું કે બકરીના દૂધમાં મેળવી પીધાથી, લોહી સાથેનો અતિસાર દૂર થાય.

લાક્ષા કલ્ક; રક્તક્ષય ઉપર.

कूष्मांडकरसोपेतां लाक्षां कर्षद्वयं पिबेत् ॥ रक्तक्षयमुरोघातं क्षयरोगं च नाशयेत् ॥ २९५ ॥

બોરડી અથવા પિપળાની એક તોલો લાખ કે અંતરછાલની, પાણીમાં ચટણી વાટી, ભૂરા કોહલાનો રસ ચાર તોલા મેળવીને પીધાથી, લોહી સાથે ક્ષય કે ખાંસીની થુકમાં, બળખા પડતા હોય તે અથવા ક્ષય રોગ દૂર થાય.

તંદુલીય કલ્ક; રક્તપ્રદરો ઉપર.

तंदुलीय-जटा-कल्कः सक्षौद्रः सरसांजनः ॥ तंदुलोदकसंपीतो रक्तप्रदरनाशनः ॥ २९६ ॥

તાંદુળજયાની ભાજીના મૂળો વાટીને ચટણી કરવી, તેમાં મધ અને રસાંજન બમણું મેળવીને, ચોગણા વજને ચોખાનાં ધોવણમાં સર્વે ડોહી પીધાથી, સ્ત્રિવોને લોહી સાથે પિશાબ માર્ગેથી ધુપણી પડેછે તે દૂર થાય.

અંકોળ કલ્ક; અતિસારાદિક ઉપર.

अंकोलमूलकल्कश्च सक्षौद्रस्तंदुलांबुना ॥ अतिसारहरः प्रोक्तस्तथा विषहरः स्मृतः ॥ २९७ ॥

અંકોળ વૃક્ષનાં મુળ્યા વાટીને ચટણી કરી, તેમાં મધ મેળવી ચોખાના ધોવણમાં પીધાથી, અતિસાર, વચનાગાદિક ઓષડોનું ઝેર અને સર્પાદિક દંખનું ઝેર દૂર થાય.

### કર્કોટી કલ્ક; વિષ કે ઝેર ઉપર.

वंध्या कर्कोटिकामूलं पाटलाया जटा तथा ॥ घृतेन बिल्वमूलं वा द्विविधं नाशयेद्विषम् ॥ २५८॥

કર્ટોલીના મૂળ, પાહાડમૂળ, બિળમૂળ; એ ત્રણ મુળોમાંથી જે મળે તેની ચટણી કરી, ઘી સાથે મેળવીને પીધાથી વચનાગાદિક ઓષડોનું કે સર્પના દંખનું ઝેર દૂર થાય.

### અભયાદિ કલ્ક; દીપન પાચન ઉપર.

अभया-सैंधव-कणा-शुंठो-कल्कास्त्रिदोषहा ॥ पथ्या-सैंधव-शुंठीभिः कल्को दीपनपाचनः ॥ २५९ ॥

હરડે, સિંધાલૂણ, પિપર, સુંઠ; એ ચાર ઓષડોનું ચૂર્ણ, પાણીમાં વાટીને ચટણી કરી, પાણી સાથે ડોહી પીધાથી, વાયુ, પિત્ત, કફ ત્રણે દોષ દૂર થાય; તેમજ હરડે, સૈંધવ, સુંઠ; એ ત્રણ ઓષડોની ચટણી પાણી સાથે મેળવીને પીધાથી, અન્નાદિ ખોરાકનું પાચન થઈ; અગ્નિ પ્રદીપ્ત થાય.

### ત્રિવૃતાદિ કલ્ક ; જંતો ઉપર.

त्रिवृत्पलाशबीजानि पारसीययवानिका ॥ कंपिल्लकं विडंगं च गुडश्च समभागकः॥२६०॥ तक्रेण कल्कमेतेषां पिबेत् क्रिमिगणापहम्॥

નિસોત્તર, પળસપાપડો, કરમાણી અજમો, કપિલો ઘેરૂના રંગે હોય તે, વાવડિંગ; એ પાંચ ઓષડોનું ચૂર્ણ કરી, તેના વજને ગોળ મેળવી ચટણી કરીને છાસમાં ડોહી પીવું, તેથી જંત વિકાર કે કર્મ નામે જીવાતનો રોગ દૂર થાય; ગ્રંથમાં કહેલું છે કે પ્રાતઃકાળે એટલે મળસકામાં કરમાણી અજમો પાણીમાં ડોહીને પીધાથી કૃમિ રોગ દૂર થાય.

### નવનીત કલ્ક; રક્તાર્શ એટલે લોહીસાથેના હર્શ ઉપર.

नवनीततिलैः कल्को जेता रक्तार्शसां स्मृतः ॥ २६१ ॥ नवनीत-सिता-नागकेसरैश्चापि तद्विधः ॥

તળ કુટીને, બમણા વજને માખણસાથે મેળવીને આપવું; અથવા નાગકેશર કુટીને માખણ અને શાકર સાથે મેળવીને આપવાથી, મુળવ્યાધી કે હર્શમાં લોહી પડતું દૂર થાય.

### મસૂર કલ્ક; સંગ્રહણી ઝાડાના રોગઉપર.

पीतो मसूरयूषेण कल्कः शुंठीशलाटुजः ॥ २६२ ॥ जयेत्संग्रहणी तद्वत् तक्रेण बृहतीभवः ॥

શુંઠ, બિલફળ ન્હાના કાચા; એ બેહુની ચટણી કરી પછી મસૂરનો યૂષ કે કાંજી ચટણીમાં મેળવીને પીધાથી; અથવા ભોયરિંગણીના ફળોની ચટણી કરી, ગાયના દુધ દહીની છાસ સાથે મેળવીને પીધાથી સંગ્રહણીરોગ દૂર થાય.

---

## अथ षष्ठोऽध्याय प्रारंभः

### चूर्णविधि.

## અથ છઠો અધ્યાય પ્રારંભ.

### ચૂર્ણોની કલ્પના.

अत्यंतशुष्कं यद्द्रव्यं सुपिष्टं वस्त्रगालितम् ॥२६३॥ तत्स्याच्चूर्णं रजः क्षौद्रस्तन्मात्रा कर्षसंमिता ॥ चूर्णे गुडः समो देयः शर्करा द्विगुणा भवेत् ॥ २६४ ॥ चूर्णेषु भर्जितं हिंगु देयं नोत्क्लेदकृद्भवेत् ॥ लिहेच्चूर्णं द्रवैः सर्वैर्घृताद्यैर्द्विगुणोन्मितैः ॥ २६५ ॥ पिबेच्चतुर्गुणैरेव चूर्णमालोडितं द्रवैः ॥ चूर्णावलेह-गुटिका-कल्कानामनुपानकम् ॥ २६६ ॥ पित्तवातकफातंके त्रिद्व्येकपलमाहरेत् ॥ यथा तैलं जले प्राप्तं क्षणेनैव प्रसर्पति ॥ २६७ ॥ अनुपानबलादंगे तथा सर्पति भेषजं ॥ द्रवेण यावता सम्यक् चूर्णं सर्वं प्लुतं भवेत् ॥ २६८ ॥ भावनायाः प्रमाणं तु चूर्णे प्रोक्तं भिषग्वरैः ॥

સારા સુકા ઓષડો લાવી ઝીણા કુટીને વસ્ત્રગાળ કરવું, તેને ચૂર્ણ કહેછે. તેને રજ અને ક્ષોદ હીં બે નામો કહેછે; તેમાંથી ખાવાનું વજન એક તોલા સુધી જાણવું. અને ચૂર્ણોમાં ગોળ મેળવવાનો હોય તો, ચૂર્ણના વજને નાંખવો. શાકર મેળવવાની હોય તો ચૂર્ણથી બમણી નાંખવી; હિંગ સેકેલી ચોઠ હીસ્સે મેળવવી. ઘી, મધ અને ચિકણી પદાર્થો બમણા વજને નાંખવા; દૂધ, ગાયનું મૂત્ર, પાણી અને પાતલી વસ્તુ ચૂર્ણથી ચોગણી મેળવીને પીવું; ચૂર્ણ, અવલેહ, ગુટિકા, કલ્ક

ઉપર ગર્મપાણી ઈત્યાદિ વસ્તુ, પીવાનું અનુપાનમાં લખેલું હોય તો, પિત્તરોગ ઉપર બાર તોલા પીવું; વાયુરોગવાળાએ આઠ તોલા પીવું; કફરોગ ઉપર ચાર તોલા; તેવી રીતે પીવાથી શરીરમાં ઓષડ સારી રીતે નસો મારફતે પસરે, હરયેક ચૂર્ણને લિંબુના રસની અથવા બીજી વનસ્પતીના રસોનો પુટ, આપવા કહેલું હોય તો, તે રસમાં ચૂર્ણ બુડે તેટલો નાંખવો, એવી રીતે ચૂર્ણની કલ્પના જાણવી.

## આમળપથાદિ ચૂર્ણ; સર્વે જ્વરો ઉપર.

आमलं चित्रकः पथ्या पिप्पली सैंधवं तथा ॥ २६९ ॥ चूर्णितोऽयं गणो ज्ञेयः सर्वज्वरविनाशनः ॥ भेदी रुचिकरः श्लेष्मजेता दीपनपाचनः ॥ २७० ॥

આંમળા, ચિત્રક, હરડે, પિપર, સિંધાલૂણ; એ પાંચ ઓષડો સરખે વજને લઈ તેનું ચૂર્ણ ખાધાથી, સર્વે પ્રકારના તાવ દૂર થાય, મળમૂત્રાદિક શુદ્ધ થાય, મુખે રૂચિ આવે, કફ દૂર થાય, ભૂખ લાગે, અગ્નિ પ્રદીપ્ત થાય, અન્નાદિ ખોરાક ખાધેલાનું પાચન થાય.

## પિપરનું ચૂર્ણ; તાવ ઈત્યાદિ ઉપર.

मधुना पिप्पलीचूर्णं लिहेत्कासज्वरापहम् ॥ हिक्काश्वासहरं कंठ्यं प्लीहघ्नं बालकोचितम् ॥ २७१ ॥

અર્ધો તોલો પીપરનું ચૂર્ણમાં, બમણા વજને મધ મેળવી ચાટવાથી; ખાંસી, જ્વર, ઉચકી કે હેડકી, શ્વાસ, દમનો રોગ દૂર થાય. એ ચાટણ કંઠને ફાયદો કર્તા, કમળાનો રોગ દૂર થાય, બાળકોના રોગ દૂર કરે.

## ત્રિફળા ચૂર્ણ; મેહાદિકો ઉપર.

एका हरीतकी योज्या द्वौ च योज्यौ बिभीतकौ ॥ चत्वार्यामलकान्येव त्रिफलैषा प्रकीर्तिता ॥ २७२ ॥ त्रिफला शोथमेहघ्नी नाशयेद्विषमज्वरान् ॥ दीपनी श्लेष्मपित्तघ्नी कुष्ठहंत्री रसायनी॥२७३॥ सर्पिर्मधुभ्यां संयुक्ता सैव नेत्रामयान् जयेत् ॥

હરડે સારી બે તોલાની એક, બેહડા સારા એક એક તોલાના બે, આંમળા સારા અર્ધા અર્ધા તોલાના ચાર; એવી રીતે ઓષડ વાપરવાને એક લેખ છે; અને બીજી રીતે લખેલું છે, તેમાં હરડેથી બમણા વજને

બેહડા, બેહડાથી બમણા આંમળા લેવા, પણ તેમધ્યેના ઠળીઆ કાહડી નાંખવા, તે ત્રણ ઓષડોને ત્રિફળાં કહેછે; એ ચૂર્ણ ગર્મ પાણીસાથે ખાધાથી પરમો, સોજો, એકાંતરે, ત્રીજે દિવસનો, ચોઠયો તાવ કે વિષમ જ્વર, કફ, પિત્ત, કુષ્ટ કે સડતો રોગ દૂર થાય, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે; એ ત્રિફળા વનસ્પતિમાં રસાયણ ગણાયછે, તેથી વૃદ્ધપણું કે શરીરના રૂવાટા કે બાલ સફેદ થવાને અટકાવે છે; ઘી અને મધ સાથે ત્રિફળાનું ચૂર્ણ, મેળવીને ખાધાથી નેત્રના સર્વે રોગ દૂર થાય; અને રસાયનની ધાતુ કાચી કે ઝેરી વસ્તુ પેટમાં જવાથી, શરીરમાં તે પસરી કેટલાક રોગ ઉત્પન્ન થયેલા દૂર થાય.

### ત્ર્યૂષણ ચૂર્ણ; કફાદિક ઉપર.

पिप्पली मरिचं शुंठी त्रिभिरुयूषणमुच्यते ॥ २७४ ॥ दीपनं श्लेष्ममेदोघ्नं कुष्ठपीनसनाशनम् ॥ जयेदरोचकं सामं मेहगुल्मगलामयान् ॥ २७५ ॥

પિપર, મરી, સુંઠ; એ ત્રણ ઓષડોને ત્ર્યૂષણ કહેછે; તેનું ચૂર્ણ ગર્મ પાણી કે છાસમાં ડોહી પીધાથી, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, કફ, મેદ, શરીરસડો, બળગમ, સળકમ, અંબાતુ શરીર, આમવાયુ, પરમો, ગુલ્મ, પેટમાં ગોળો ચડતો, કંઠનો રોગ દૂર થાય.

### પંચકોળ ચૂર્ણ; મુખે અરૂચિ, રૂચ્યાદિકો ઉપર.

पिप्पली-चव्य-विश्वाव्ह-पिप्पलीमूल चित्रकैः॥ पंचकोलमिति ख्यातं रुच्यं पाचनदीपनम् ॥ २७६ ॥ आनाहप्लीहगुल्मघ्नं शूलश्लेष्मोदरापहम् ॥

પિપર, ચવક, સુંઠ, પિપલીમૂળ, ચિત્રક; એ પાંચ ઓષડોને પંચકોળ કહેછે; એ ચૂર્ણ ગર્મ પાણી કે છાસમાં પીધાથી મુખે રૂચિ આવે, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, અન્નાદિક ખોરાકનું પાચન થાય, મળમૂત્ર શુદ્ધ થાય, કમળો, ગુલ્મ પેટમાં ગોળાના રોગ, શૂળ રોગ, કફોદર, મેદારોગ દૂર થાય.

### ત્રિગંધ વ ચતુર્જાત ચૂર્ણ; કાંતી વધારનાર.

त्रिगंधमेलात्वक्पत्रैश्चतुर्जातं सकेसरैः ॥२७७॥ त्रिगंधं सचतुर्जातं

रूक्षोष्णलघुपित्तकृत् ॥ वर्ण्यं रुचिकरं तीक्ष्णं पित्तश्लेष्मामयान् जयेत् ॥ २७८ ॥

એલચી, તજ, તમાળપત્ર; એ ત્રણ ઓષડોને ત્રિગંધ કહેછે; તેમાં થોડું નાગકેશર, મેળવ્યાથી ચતુર્જાત કહેછે; એ બેઉ ચૂર્ણનું વીર્ય રૂક્ષ અને ઉષ્ણ, પાચન થતી વેળાએ હલકા, કાંતી અને પિત્તને વધારનાર, મુખેરૂચિ આપનાર, તે તીક્ષ્ણ છતા પિત્ત કફ સંબંધી રોગ દૂરકર્તા છે.

## કૃષ્ણાદિ ચૂર્ણ; બાળકોના જ્વરાતિસાર ઉપર.

कृष्णारुणा-मुस्तक-शृंगिकानां तुल्येन चूर्णेन समाक्षिकेण ॥ ज्वरातिसारः प्रशमं प्रयाति स-श्वासकासः सवमिः शिशूनाम् ॥ २७९ ॥

પિપર, અતિવિષ, નાગરમોથ, કાંકડશિંગી; એ ચાર ઓષડોનું ચૂર્ણ, મધમાં મેળવીને બાળકને ચટાડવાથી, તાવસાથેના ઝાડા, જ્વરાતિસાર, શ્વાસ, દમ, આફ્રણ, ખાંસી, ઉલટી દૂર થાય.

## જીવનીયગણ, અને અષ્ટવર્ગગણ; ગર્ભ ઉત્પન્ન કર્તા.

काकोली क्षीरकाकोली जीवकर्षभकौ तथा ॥ मेदा चान्या महामेदा जीवंती मधुकं तथा ॥ २८० ॥ मुद्गपर्णी माषपर्णी जीवनीयो गणस्त्वयम् ॥ जीवनीयो गणः स्वादुर्गर्भसंधानकृत् गुरुः ॥२८१ ॥ स्तन्यकृद् बृंहणो वृष्यः स्निग्धः शीतस्तृषापहः ॥ रक्तपित्तं क्षतं शोषं ज्वरदाहानिलान् जयेत् ॥२८२॥ द्वे मेदे द्वे च काकोल्यौ जीवकर्षभकौ तथा ॥ ऋद्धिर्वृद्धिश्च तैः सर्वैरष्टवर्ग उदाहृतः ॥२८३॥ अष्टवर्गो बुधैः प्रोक्तो जीवनीयसमो गुणैः ॥

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, મેદા, મહામેદા, હરણવેલ, જેઠીમધ, રાની મગ, રાની અડદ; એ દસ ઓષડો સરખે ભાગે હોવાથી તેને જીવનીયગણ કહેછે. મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ચાર જીવક, ઋષભક, ઋદ્ધિ, વૃદ્ધિ; એ આઠ ઓષડોને સરખે ભાગે લીધાથી તેને અષ્ટવર્ગ કહેછે; એ આઠ ઓષડો નજીક મળતા નથી. કેટલાક કાસમીર અને હિમાલયાદિ પર્વતો તરફ મળેછે, માટે મેદા અને મહામેદા એ બેઉને બદલે જેઠીમધ બમણું વાપરવું, કાકોલી અને ક્ષીરકાકોલીને બદલે આસંધ બમણું વાપરવું, જીવક, ઋષભકને બદલે વિદારીકંદ બમણું વા-

પરવું, અગ્નિ, વૃદ્ધિને અદલે વારાહીકંદ કે ફુકરકંદ બમણું વાપરવું; એ જીવનીય ગણનો ગુણ સ્વાદે મધુર, ગર્ભને ઉત્પન્નકર્તા, ભારે, સ્તનોમ દૂધ ઉત્પન્નકર્તા, શરીરને પુષ્ટિકર્તા, મૈથુનવિષે હર્ષ આપતા, અને તે જાતે સુવાળું છે, તેથી તૃષા, રક્તપિત્ત, લોહી ઉકાળો, ક્ષત, જખમ, શરીર શોષાતું, જ્વર, દાહ, તથા સર્વે વાયુ દૂર થાય, એજ પ્રમાણે અષ્ટ વર્ગોનો ગુણ જાણવો.

### લવણ પંચક ચૂર્ણ; સૃષ્ટવિણ્મૂત્રાદિકો ઉપર.

सिंधुसौवर्चलं चैव बिडं सामुद्रिकं गडम् ॥ १८४ ॥ एकद्वित्रिचतुःपंचलवणानि क्रमाद्विदुः ॥ तेषु मुख्यं सैंधवं स्यादनुक्ते तत्प्रयोजयेत् ॥ १८५ ॥ सैंधवाद्यं रोमकांतं ज्ञेयं लवणपंचकम् ॥ मधुरं सृष्टविण्मूत्रं स्निग्धं सूक्ष्मं बलापहम् ॥१८६॥ वीर्योष्णं दीपनं तीक्ष्णं कफपित्तविवर्धनम् ॥

સિંધાલૂણ, સંચળ, બિડખાર, સમુદ્રનું મીઠું, સાંભર કે સાંભરીનું મીઠું; એ પાંચ ખાર મધુર છે તેથી મળમૂત્ર સાફ થાય, એ લવણ સ્નિગ્ધ અને સૂક્ષ્મ છતાં બળહીણ કરેછે, ઉષ્ણવીર્ય છે માટે અગ્નિ પ્રદીપ્ત કરેછે, તીક્ષ્ણ છે માટે કફપિત્તને વધારે છે.

### ક્ષાર કથન ગુલ્માદિકો ઉપર.

स्वर्जिका यावशूकश्च क्षारयुग्ममुदाहृतं ॥१८७॥ ज्ञेयौ वन्हिसमौ क्षारौ स्वर्जिकायावशूकजौ ॥ क्षाराश्चान्येपि गुल्मार्शोग्रहणीरुक्छिदः सराः ॥ १८८ ॥ पाचनाः कृमिपुंस्त्वघ्नाः शर्कराश्मरिनाशनाः ॥

સાજીખાર, જવખાર; એ બેહુ ખાર ગુણે અગ્નિ જેવા જલદ છે; આકડો, આઘાડો, ચોધારો થુવર કે નિવડુંગ; કલી, શેકટો, ઈત્યાદિક ઝાડોની લાખ કે ખાર; પેટમાં ગોળાનો ગુલ્મ રોગને, હર્ષના મુળવ્યાધીને, ઝાડા થવાનો સંગ્રહણી રોગને દૂર કરેછે; તે ખારાસે છતાં અગ્નિ પ્રદીપ્ત કરી ભૂખ લગાડે, જંતવિકાર જીવાતનો, પુરૂષત્વ મરદાઈનો, પિશાબમાં શર્કરી કે અશ્મરી રોગનો નાશ કરેછે.

### સુદર્શન ચૂર્ણ; સર્વે પ્રકારના તાવ ઉપર.

त्रिफला रजनीयुग्मं कंटकारियुगं सटी ॥ १८९ ॥ त्रिकटु ग्रंथिकं

मूर्वा गुडूची धन्वयासकः ॥ कटुका पर्पटो मुस्तं त्रायमाणा च वाल-
कम् ॥ २९० ॥ निंबः पुष्करमूलं च मधुयष्टी च वत्सकं ॥यवानींद्र-
यवो भार्गी शिग्रुबीजं सुराष्टजा ॥२९१॥ वचात्वक्-पद्मकोशीर-चंद-
नातिविषाबलाः ॥ शालपर्णी पृष्टिपर्णी विडंगं तगरं तथा ॥ २९२ ॥
चित्रको देवकाष्ठं च चव्यपत्रं पटोलजम् ॥ जीवकर्षभकौ चैव लवंगं
वंशलोचना ॥ २९३ ॥ पुंडरीकं च काकोलीपत्रकं जातिपत्रकम् ॥
तालीसपत्रं च तथा समभागानि चूर्णयेत् ॥ २९४ ॥ सर्वचूर्णस्य चा-
र्धांशं कैरातं प्रक्षिपेत्सुधीः ॥ एतत्सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहम्
॥२९५ ज्वरांश्च निखिलान् हन्यात् नात्र कार्या विचारणा ॥ पृथक्
द्वंद्वागंतुजांश्च धातुस्थान् विषमज्वरान् ॥ २९६ ॥ सन्निपातोद्भवांश्चा-
पि मानसानपि नाशयेत् ॥ शीतज्वरैकाहिकादीन् मोहं तंद्रां भ्रमं तृ-
षाम् ॥२९७॥ श्वासं कासं पांडुतां च हृद्रोगं हंति कामलाम् ॥ त्रि-
क-पृष्ठ-कटी-जानु-पार्श्वशूल-निवारणम् ॥ २९८ ॥ शीतांबुना पिबे-
द्धीमान् सर्वज्वरनिवृत्तये ॥ सुदर्शनं यथा चक्रं दानवानां विनाशनम्
॥२९९ ॥ तद्वज्ज्वराणां सर्वेषामिदं चूर्णं विनाशनम् ॥

હરડે, બેહડા, આંમળા, હળદ, દારૂહળદ, ભોયરિંગણી, કચોરો, મોતરિંગણી, સુંઠ, મરી, પિપર, પિંપળીમૂળ, મોરવેલ, ગુળવેલ, ધમાસો, કડૂ, પિત્તપાપડો, નાગરમોથ, ત્રાયમાણા, નેત્રવાળો, કડવા લિંબડાની છાલ, પુષ્કરમૂળ, જેઠીમધ, કુડાના મૂળ, અજમો, ઇંદ્રજવ, ભારંગમૂળ, શેકટાના બીજ, ફટકી ફુલવીને, ઘોડાવજ, તજ, પદ્મકાષ્ઠ, વાળો, સફેદચંદન, અતિવિષ, ચિકણામૂળ, શાળવણ કે રાનીગાંજો, પીઠવણ, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, પટોળપત્ર, વિદારીકંદ, લવંગ, વંશલોચન, સફેદ કમળ, જેઠીમધ, તમાળપત્ર, જાવંત્રી, તાલીસપત્ર; એ બાવન ઓષડો સરખે ભાગે લઈ, તે સર્વેના વજનથી અર્ધોઅર્ધ ભાગે કરીયાતું લઈ, સર્વેનું ચૂર્ણ કરવાથી તેને સુદર્શન ચૂર્ણ કહેછે; એ ચૂર્ણ ઠંડાપાણી સાથે ખાધાથી વાત પિત્ત અને કફ તથા સર્વે જુના કે પુરાણ જ્વર દૂર થાય, તેવીશે સંશય ન કરવો, વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, વાતપિત્તજ્વર, વાતકફજ્વર, પિત્તકફજ્વર, આગંતુકજ્વર, ધાતુગતજ્વર, વિષમજ્વર, સન્નિપાતજ્વર, માનસજ્વર, શીતજ્વર, એકાંતરો, ત્રિજયો, ચોથો તાવ દૂર થાય;

ભ્રમ, આંખો ઉપર ઝાંખ, મૂર્છા, તૃષા, શ્વાસ, દમ, આફરણુ, ખાંસી, પાંડુ રોગ, હૃદ્રોગ, કમળો દૂર થાય, વાસાને માજ કે વધારો, વાસાનો, કંબર, ગુઠણો, પાસલામાં થતો શૂળ દૂર થાય; એવીશે દૃષ્ટાંત જેમ દાનવોનો નાશ કરનાર સુદર્શનચક્ર હતું, તેમ સર્વે પ્રકારના તાવ કે જ્વરોનો નાશ કરનાર એ ચૂર્ણ છે.

## ત્રિફળા પિપળી ચૂર્ણ; ખાંસી, શ્વાસ, આફ્રુણ સાથે તાવ ઉપર.

कासश्वासज्वरहरा त्रिफला पिप्पलीयुता ॥ ३०० ॥ चूर्णिता मधुना लीढा भेदिनी चाग्निबोधिनी ॥

હરડે, બેહડા, આંમળા, પિપર; એ ચાર ઓષડોનું ચૂર્ણ મધમાં મેળવીને ચાટવું, તેથી મળમૂત્ર શુદ્ધ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય, ભૂખ લાગે અને ઉપલા રોગ દૂર થાય.

## કટ્ફળાદિ ચૂર્ણ; જ્વરાદિક ઉપર.

कट्फलं मुस्तकं तिक्ता शंठी शृंगी च पौष्करम् ॥ ३०१ ॥ चूर्णमेषां च मधुना शृंगवेररसेन वा ॥ लिहेज्ज्वरहरं कंठ्यं कासश्वासारुचीर्जयेत् ॥३०२॥ वायुं छर्दि तथा शूलं क्षयं चैव व्यपोहति ॥

કટ્ફળ કે મોતરિંગણી, નાગરમોથ, કડૂ, સુંઠ, કાકડશિંગી, પોખર મૂળ; એ છ ઓષડોનું ચૂર્ણ મધ અથવા આદાના રસમાં મેળવીને ચાટવાથી સર્વે તાવ, શ્વાસ, આફ્રણુ, ખાંસી. શરીર અંબાતું, વાયુ, ઉલટી, શૂળ, ક્ષયરોગ દૂર થઈ; કંઠ કે ગળાને હિતકારક થાય.

## કટ્ફલાદિ ચૂર્ણ; કફશૂલાદિક ઉપર.

कट्फलं पौष्करं शृंगी मुस्तकं कटुकं शठी ॥ ३०३ ॥ समस्तान्येकशो वापि सूक्ष्मचूर्णानि कारयेत्॥ आर्द्रक-स्वरसक्षौद्रैर्लिह्यात्कफविनाशनम् ॥३०४॥ शूलानिलारुचि-च्छर्दि-कास-श्वास-क्षयापहम् ॥

કટ્ફળ કે મોતરિંગણી, પોખરમૂળ, કાકડશિંગી, નાગરમોથ, સુંઠ, મરી, પિપર, કચોરો; એ આઠ ઓષડોનું ચૂર્ણ મધ અથવા આદાના રસમાં ચાટવાથી; કફ, વાયુ, શૂળ, શરીર અંબાતુ, ઉલટી, ખાંસી, શ્વાસ, દમ, આફ્રણુ, ક્ષયરોગ દૂર થાય.

### બૃહત્કટ્ફળાદિક ચૂર્ણ; કફશૂળાદિક ઉપર.

कट्फलं पोष्करं कृष्णा शृंगी च मधुना सह ॥ ३०५ ॥ श्वासकासज्वरहरः श्रेष्ठो लेहः कफांतकृत् ॥

કટ્ફળ કે મોતરિંગણી, પોખ્ખર મુળ, પિપર, કાંકડશિંગી; એ ચાર ઓષડનું ચૂર્ણ મધમાં મેળવીને ચાટવાથી, ખાંસી, શ્વાસ, જ્વર, કફ દૂર થવાને ઉત્તમ છે.

### શૃંગ્યાદિ ચૂર્ણ; બાળકોને ખાંસી, તાવ, ઉલટી ઉપર.

शृंगी प्रतिविषा कृष्णा चूर्णिता मधुना लिहेत् ॥ ३०६ ॥ शिशोः कासज्वरच्छर्दिशांत्यै वा केवला विषा ॥

કાંકડશિંગી, અતિવિષ, પિપર; એ ત્રણ ઓષડોનું ચૂર્ણ મધમાં મેળવીને ચટાડવું, અથવા એખલું અતિવિષ મધમાં ચટાડવાથી, ઉપલા રોગ દૂર થાય.

### યવક્ષારાદિચૂર્ણ; બાળકોને પાંચ પ્રકારની ખાંસી ઉપર.

यवक्षार-विषा-शृंगी-मागधी-पौष्करोद्भवम् ॥ ३०७ ॥ चूर्णं क्षौद्रयुतं लीढं पंच कासान् जयेच्छिशोः ॥

જવખાર, અતિવિષ, કાંકડશિંગી, પિપર, પોખ્ખરમુળ; એ પાંચ ઓષડોનું ચૂર્ણ મધમાં ચટાડવાથી, પાંચ પ્રકારે કાસ કે ખાંસી દૂર થાય.

### શુંઠયાદિચૂર્ણ; આમાતિસાર ઉપર.

शुंठीप्रतिविषाहिंगुमुस्ताकुटजचित्रकैः ॥३०८॥ चूर्णमुष्णांबुना पीतमामातीसारनाशनं ॥

સુંઠ, અતિવિષ, સેકેલી હિંગ, નાગરમોથ, ઇંદ્રજવ, ચિત્રક; એ છ ઓષડોના ચૂર્ણથી ચોગણા વજને, ગર્મ પાણીમાં ડોહી પીધાથી, આમસાથેનો અતિસાર દૂર થાય.

### હરીતક્યાદિચૂર્ણ; આમાતિસાર ઉપર.

हरीतकी प्रतिविषा सिंधुसौवर्चलं वचा ॥ ३०९ ॥ हिंगु चेति कृ-

तं चूर्णं पिबेदुष्णेन वारिणा ॥ आमातिसारशमनं ग्राहि चाग्निप्रबोधनम् ॥३१० ॥

હરડે, અતિવિષ, સિંધાલૂણ, સંચળ, ઘોડાવજ, સેકેલી હિંગ; એ છ ઓષડોનું ચૂર્ણ અથવા હરડેવિના બાકીના પાંચ ઓષડોનું ચૂર્ણ ગર્મ પાણીમાં ડોહીને પીધાથી, આમાતિસાર દૂર થાય, મળમૂત્ર શુદ્ધ થાય, અગ્નિ પ્રદીપ્ત થાય.

## લઘુ ગંગાધર ચૂર્ણ; સર્વાતિસાર ઉપર.

मुस्तमिंद्रयवं बिल्वं लोध्रं मोचरसं तथा ॥ धातकी चूर्णयेत्तक्रगुडाभ्यां पाययेत्सुधीः ॥३११॥ सर्वातिसारशमनं न्यरुणाद्धि प्रवाहिकाम् ॥ लघुगंगाधरं नाम चूर्णं संग्राहकं परम् ॥ ३१२ ॥

નાગરમોથ, ઇંદ્રજવ, બિલફળ કુમળા, લોધ્ર, મોચરસ, ધાવડીના ફુલ; એ છ ઓષડોનું ચૂર્ણ, અને ગોળ છાસમાં ડોહીને પીધાથી, સર્વે અતિસાર ઝાડાનો રોગ દૂર થાય; અને પ્રવાહિકા એટલે પાતળો તથા ભસરો ઝાડો થતો બંધ થાય, મળ સારી રીતે બંધાયછે.

## વૃદ્ધ ગંગાધર ચૂર્ણ; સર્વાતિસારો ઉપર.

मुस्तारलुकशुंठीभिर्धातकी-लोध्रवालकैः ॥ बिल्वमोचरसाभ्यां च पाठेंद्रयववत्सकैः ॥ ३१३ ॥ आम्रबीजं प्रतिविषा लज्जालुरिति चूर्णितैः ॥ क्षौद्रतंडुल-पानीयैः पीतैर्याति प्रवाहिका ॥ ३१४ ॥ सर्वातिसारो ग्रहणी प्रशमं याति वेगतः ॥ वृद्धगंगाधरं चूर्णं सरिद्वेगविबंधकम् ॥ ३१५ ॥

નાગરમોથ, ટેંટૂ, સુંઠ, ધાવડીના ફુલ, લોધર, વાળો, બિલફળ કુમળા, મોચરસ, પાહાડમૂળ, ઇંદ્રજવ, કુડાની છાલ, આંબાની ગોટલી, અતિવિષ, લાજરી; એ ચઊદ ઓષડોનું ચૂર્ણ, અને ચોખાના ધોવણમાં મધ નાંખીને પીધાથી, ભસરો પાતળો ઝાડો, અને સર્વે અતિસાર તથા સંગ્રહણી ઝાડાનો રોગ જલદીથી દૂર થાય, તેને વૃદ્ધ ગંગાધર ચૂર્ણ કહેછે; તે નદીના પ્રવાહ જેવો અતિસારનો ઝરો હોયતો તુર્ત અટકાવેછે.

## અજમોદાદિ ચૂર્ણ; અતિસાર ઉપર.

आजमोदामोचरसं सशृंगवेरं सधातकीकुसुमम् ॥ गोदधिमंथितयुक्तं गंगामपि वाहिनीं रुंध्यात् ॥ ३१६ ॥

અજમો, મોચરસ, આદુ, ધાયટીના ફુલ; એ ચાર ઓષડોનું ચૂર્ણ, ગાયનું દહી પાણીવિના લઈ તેમાં ચૂર્ણ મેળવીને પીવું, તેથી ગંગા નદીના પ્રવાહા જેવો અતિસાર વહેતો હોય તે પણ બંધ થાયછે.

### મરીચાદિ ચૂર્ણ; સંગ્રહણી ઉપર.

तक्रेण यः पिबेन्नित्यं चूर्णं मरिचसंभवम् ॥ चित्रसौवर्चलोपेतं ग्रहणी तस्य नश्यति ॥ ३१७ ॥ उदर-प्लीह-मंदाग्नि-गुल्मार्शोनाशनं भवेत् ॥

મરી, ચિત્રક, સંચળ; એ ત્રણ ઓષડોનું ચૂર્ણ છાસમાં ડોહી દરરોજ પીધાથી સંગ્રહણીના ઝાડા, પેટનો ઉદરરોગ, કમળાનો રોગ, મંદાગ્નિથી ભૂખ બેસી જવાનો રોગ, પેટમાં ચડતો ગોળાનો ગુલ્મ રોગ, હર્શનો મુલવ્યાધીરોગ, એટલા રોગ દૂર થાય.

### કપિત્થાષ્ટક ચૂર્ણ; સંગ્રહણી ઉપર.

अष्टौ भागाः कपित्थस्य षट्भागा शर्करा मता ॥ ३१८ ॥ दाडिमं तिन्तिडीकं च श्रीफलं धातकी तथा ॥ अजमोदा च पिप्पल्यः प्रत्येकं स्युस्त्रिभागिकाः ॥ ३१९ ॥ मरिचं जीरकं धान्यं ग्रंथिकं वालकं तथा ॥ सौवर्चलं यवानी च चातुर्जातं सचित्रकम् ॥ ३२० ॥ नागरं चैकभागाः स्युः प्रत्येकं सूक्ष्मचूर्णितम् ॥ कपित्थाष्टकसंज्ञं स्याच्चूर्णमेतद्गलामयान् ॥ ३२१ ॥ अतिसारं क्षयं गुल्मं ग्रहणीं च व्यपोहति ॥

કપિત્થ કે કંવઠ નામે ઝાડના ફળ કે છાલ આઠ તોલા; શાકર ૭ તોલા; દાડમની છાલ, આમલીની છાલ, બિલફળ કુમળા, ધાયટીના ફુલ, અજમો, પિપર; એ ૭ ઓષડો ત્રણ ત્રણ તોલા; મરી, જીરૂ, ધાણા, પિપળી મૂળ, વાળો, સંચળ, અજમો, તજ, એલચી, તમાળપત્ર, નાગકેશર, ચિત્રક, સુંઠ; એ તેર ઓષડો એક એક તોલો; એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરેથી; તેને કપિત્થાષ્ટક ચૂર્ણ કહેછે; તે ખાધાથી કંઠ કે ગળાનો રોગ, અતિસાર, ક્ષય, ગુલ્મ પેટમાં ગોળાના રોગ, ઝાડાનો સંગ્રહણી; એટલા રોગ દૂર થાય.

## દાડિમાષ્ટક; ગ્રહણ્યાદિકો ઉપર.

दाडिमी द्विपला ग्राह्या खंडा चाष्टपलापि च ॥३२२॥ त्रिगंधस्य पलं चैकं त्रिकटु स्यात्पलत्रयम् ॥ एतदेकीकृतं सर्वं चूर्णं स्याद्दाडिमाष्टकम् ॥ ३२३ ॥ रुचिकृद्दीपनं कंठ्यं ग्राहि कासज्वरापहम् ॥

દાડમફળની છાલ તોલા આઠ, શાકર ૩૨ તોલા; તજ, એલચી અને તમાળપત્ર એ ત્રણે મળીને ચાર તોલા; સુંઠ, મરી, પિપર, એ ત્રણે ચાર ચાર તોલા; એ સર્વે ઓષડો કુટીને ચૂર્ણ કરવું; તેને દાડિમાષ્ટક કહેછે. એ ચૂર્ણ ખાધાથી મુખે રૂચિ આવે, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, કંઠને હિતકારક થાય; મળમૂત્રનું શોધન કરવા છતાં ખાંસી, જ્વર દૂર થાય.

## વૃદ્ધ દાડિમાષ્ટક; અતિસારાદિકોઉપર.

दाडिमस्य पलान्यष्टौ शर्करायाः पलाष्टकम् ॥ ३२४ ॥ पिप्पली पिप्पलीमूलं यवानी मरिचं तथा ॥ धान्यकं जीरकं शुंठी प्रत्येकं पलसंमितम् ॥ ३२५ ॥ कर्षमात्रा तु गोक्षीरीत्वक्पत्रैलाश्च केसरम् ॥ प्रत्येकं कोलमात्राः स्युस्तच्चूर्णं दाडिमाष्टकम् ॥ ३२६ ॥ अतिसारं क्षयं गुल्मं ग्रहणी च गलग्रहम् ॥ मंदाग्निं पीनसं कासं चूर्णमेतद्व्यपोहति ॥३२७॥

દાડમ ફળની છાલ ૩૨ તોલા, શાકર ૩૨ તોલા; પિપર, પિપળીમૂળ, અજમો, મરી, ધાણા, જીરૂ, સુંઠ; એ સાત ઓષડો ચાર ચાર તોલા; વંશલોચન એક તોલો; તજ, તમાળપત્ર, એલચી, નાગકેસર એ ચાર ઓષડો અર્ધો અર્ધો તોલો; સર્વે ઓષડો કુટીને ચૂર્ણ કરવું, તેને વૃદ્ધ દાડિમાષ્ટક કહેછે. એ ચૂર્ણ ખાધાથી; અતિસાર, ક્ષય, પેટમાં ગોળાનો ગુલ્મ રોગ, સંગ્રહણીનો ઝાડો, કંઠરોગ, અગ્નિમાંદ્ય ભૂખ બેશી જનાર, સળકમ, બળગમ, ખાંસી દૂર થાય.

## તાલીસાદિ ચૂર્ણ; આરોચકાદિકો ઉપર.

तालीसं मरिचं शुंठी पिप्पली वंशरोचना ॥ एका द्वित्रिचतुःपंच कर्षभागान् प्रकल्पयेत् ॥ ३२८ ॥ एलात्वचोस्तु कर्षार्धं प्रत्येकं भागमावहेत् ॥ मृतं वंगं मृतं ताम्रं समभागानि कारयेत् ॥ ३२९ ॥

द्वात्रिंशत्कर्षतुलिता प्रदेया शर्करा बुधैः ॥ तालीसाद्यमिदं चूर्णं रोचनं पाचनं स्मृतम् ॥ ३३० ॥ कास श्वास ज्वरहरं छर्द्यतीसारनाशनम् ॥ शोषाध्मानहरं प्लीहग्रहणी-पांडुरोगजित् ॥ ३३१ ॥

તાલીસપત્ર એક તોલો, મરી બે તોલા, સુંઠ ત્રણ તોલા, પિપર ચાર તોલા, વંશલોચન પાંચ તોલા; એલચી, તજ. અર્ધો અર્ધો તોલો; બંગ ભસ્મ અને તામ્રભસ્મ એક એક તોલા; શાકર બત્રીસ તોલા; સર્વે મેળવીને ચૂર્ણ કરવું; તે ખાધાથી મુખને રૂચિ આવે, અન્નાદિક ખોરાકનું પાચન થાય, ખાંસી, શ્વાસ આફરો, જ્વર, ઉલટી, ઝાડાનો અતિસાર, શરીર શોષાતું, પેટની ફુગાસી, ફેફસાનો કવલુ રોગ, ઝાડાની સંગ્રહણીરોગ, પિંડરોગ એટલા રોગ દૂર થાય.

લવંગાદિ ચૂર્ણ; ક્ષયાદિકો ઉપર.

लवंगं शुद्धकर्पूरमेला त्वक् नागकेसरम् ॥ जातीफलमुशीरं च नागरं कृष्णजीरकम्॥३३२॥ कृष्णागरुस्तु गोक्षीरी मांसी नीलोत्पला कणा ॥ चंदनं तगरं वालं कंकोलं चेति चूर्णयेत् ॥ ३३३ ॥ समभागानि सर्वाणि सर्वेभ्योर्धा सिता भवेत् ॥ लवंगाद्यमिदं चूर्णं राजार्हं वन्हिदीपनम् ॥ ३३४ ॥ रोचनं तर्पणं वृष्यं त्रिदोषघ्नं बलप्रदम् ॥ हृद्रोगं कंठरोगं च कासं हिक्कां च पीनसम् ॥ ३३५ ॥ यक्ष्माणं तमकश्वासमतीसारमुरःक्षतम् ॥ प्रमेहारुचिगुल्मादीन् ग्रहणीमपि नाशयेत् ॥ ३३६ ॥

લવંગ, શુદ્ધ કરેલો કપૂર જેને ભીમસેની કપૂર કહેછે તેમાં ઇશાવાસ, હિમ, પિતાશ્રમ ત્રણ ભેદ છે તે; એલચી, તજ, નાગકેસર, જાયફળ, વાળો, સુંઠ. શાહાજીરૂ, કૃષ્ણાગર, વંશલોચન, જટામાંસી, અસ્માની કમળ, પિપર, સફેદ ચંદન, તગર, નેત્રવાળો, કંકોળ; એ અઢાર ઓષડો સમભાગે લઈ ચૂર્ણ કરી, તે સર્વેના વજનથી અર્ધી શાકર મેલવવી, તેને લવંગાદિ ચૂર્ણ કહેછે; તેથી અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, મુખે રૂચિ આવે, શરીર પુષ્ટ થાય, સ્ત્રીવો વિષે ઇચ્છા થાય, વાયુ, પિત્ત, કફનો કોપ દૂર થાય, હૃદ્રોગ, કંઠરોગ, ખાંસી, હડકી, સળકમ, બળગમ, ક્ષય, તમકશ્વાસ, અતિસાર, છાતીમાં ઉરક્ષત રોગને, પરમો, અરૂચિ, પેટમાં ગોળાનો ગુલ્મરોગ, ઝાડાનો સંગ્રહણીરોગ એટલા રોગ દૂર થાય.

## જાતીફલાદિ ચૂર્ણ; ગ્રહણ્યાદિકો ઉપર.

जातीफल-लवंगैलापत्र-त्वक्-नागकेसरः ॥ कर्पूर-चंदन-तिलैस्त्वक्-क्षीरी-तगरागलैः ॥ ३३७ ॥ तालीसपिप्पलीपथ्यास्थूलजीरकचित्रकैः॥ शुंठी विडंग मरिचैः समभागेन चूर्णितैः ॥ ३३८ ॥ यावंत्येतानि सर्वाणि कुर्याद्भंगां च तावतीम् ॥ सर्वचूर्णसमा देया शर्करा च भिषग्वरैः ॥ ३३९ ॥ कर्षमात्रं ततः खादेन्मधुना प्लावितं सुधीः ॥ अस्य प्रभावाद् ग्रहणीकासश्वासारुचिक्षयाः ॥ ३४० ॥ वातश्लेष्मप्रतिश्यायाः प्रशमं यांति वेगतः ॥

જાયફળ, લવંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેસર, કપૂર, સફેદ ચંદન, કાળા તલ, વંશલોચન, તગર, આંમળા, તાળીસપત્ર, પિપર, હરડે, કાળી જીરી, ચિત્રક, સુંઠ, વાવડીંગ, મરી; એ વીસ ઓષડો સરખે ભાગે લેવાં, સર્વેનું વજન કરી તેટલા વજને શોધેલી ભાંગ મેળવવી સર્વેનું ચૂર્ણ કરવું, તે સર્વેનું જેટલું વજન થાય, તેના વજન બરાબર શાકરનું ચૂર્ણ મેળવીને, તેમાંથી એક તોલો મધમાં મેળવીને ચાટવાથી; સંગ્રહણીનો ઝાડો, ખાંસી, શ્વાસ, આફ્રણ, શરીર અંબાતું, ક્ષયરોગ, વાયુ અને કફ્કોપનો રોગ, સળકમ, બળગમ, એટલા રોગ જલદીથી દૂર થાય.

## મહાખાંડવ ચૂર્ણ; અરૂચ્યાદિકો ઉપર.

मरिचं नागपुष्पाणि तालीस लवणानि च ॥३४१ ॥ प्रत्येकमेकभागाः स्युः पिप्पलीमूल-चित्रकैः॥ त्वक्कणा तिंत्तिडीकं च जीरकं च द्विभागिकाः ॥ ३४२ ॥ धान्याम्लवेतसौ विश्वं भद्रैलाबदराणि च ॥ अजमोदा जलधरः प्रत्येकं स्युस्त्रिभागिकाः॥३४३॥ सर्वौषधचतुर्थांशं दाडिमस्य फलं भवेत् ॥ द्रव्येभ्यो निखिलेभ्यश्च सिता देयार्धमात्रया ॥ ३४४ ॥ महाखांडवसंज्ञं स्याच्चूर्णमेतत्सुरोचनम् ॥ अग्निदीप्तिकरं हृद्यं कासातीसारनाशनम् ॥ ३४५ ॥ हृद्रोगकंठजठरमुखरोगप्रणाशनम् ॥ विषूचिकां तथाध्मानमर्शोगुल्मकृमीनपि ॥ ३४६ ॥ छर्दि पंचविधां श्वासं चूर्णमेतद्व्यपोहति ॥

મરી, નાગકેસર, તાલીસપત્ર, સિંધાલૂણ, સંચલ, બિડખાર, સમુદ્ર મીઠું, બાંગડખાર; એ આઠ ઓષડો એક એક તોલો; પિંપલીમૂળ, ચિત્ર-

ક, તજ, પિપર, આંમળીની અંતરછાલ, જીરૂ; એ ૭ ઓષડો બબે બબે તોલા; ધાણા, આમ્લવેતસ ન મળે તો ચુકા કે ચણાની ખાટી, સુંઠ, એલચી દાણા, ઝીણા બોર, અજમો, નાગરમોથ; એ સાત ઓષડો ત્રણ ત્રણ તોલા; એ સર્વે ઓષડોના વજનથી ચોઠા હિસ્સે દાડમ ફળ; તે સર્વેનું ચૂર્ણ કરવું; તે સર્વેના વજનથી અર્ધી શાકરનું ચૂર્ણ મેળવવી; તેને મહાખાંડવ ચૂર્ણ કહેછે; તે ખાધાથી મુખે રૂચિ આવે, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, હૃદયને હિતકારક, ખાંસી, અતિસારનો ઝાડો, હૃદ્રોગ, કંઠરોગ, ઉદરરોગ પેટનો, મુખરોગ, મોરચી, પેટ ફુગવાનો રોગ, મુળવ્યાધ હર્શનો, ગુલ્મ પેટમાં ગોળાનો, જંતવિકાર કર્મનો, પાંચ પ્રકારની ઉલટીનો રોગ, શ્વાસ, દમ, આફ્રણ, એટલા રોગ દૂર થાય.

## નારાયણાદિ ચૂર્ણ; ઉદરરોગાદિકો ઉપર.

चित्रकस्त्रिफला व्योषं जीरकं हपुषा वचा ॥ ३४७ ॥ यवानी पिप्पलीमूलं शतपुष्पाजगंधिका ॥ अजमोदा सठी धान्यं विडंगं स्थूलजीरकम् ॥ ३४८ ॥ हेमाव्हा पौष्करं मूलं क्षारौ लवणपंचकम् ॥ कुष्ठं चेति समांशानि विशाला स्याद् द्विभागिका ॥ ३४९ ॥ त्रिवृत्त्रिभागविज्ञेया दंत्या भागत्रयं भवेत् ॥ चतुर्भागा सातला स्यात्सर्वाण्येकत्र चूर्णयेत्॥ ३५० ॥ पाचनस्नेहनाद्यैश्च स्निग्धकोष्ठस्य रोगिणः॥ दद्याच्चूर्णं विरेकाय सर्वरोगप्रणाशनम् ॥ ३५१ ॥ हृद्रोगे पांडुरोगे च कासे श्वासे भगंदरे ॥ मंदेऽग्नौ च ज्वरे कुष्ठे ग्रहण्यां च गलग्रहे ॥ ३५२ ॥ दद्याद्युक्तानुपानेन तथाध्माने सुरादिभिः ॥ गुल्मे बदरनीरेण विट्भंगे दधिमस्तुना ॥ ३५३ ॥ उष्णांबुभिरजीर्णे च वृक्षाम्लैः परिकर्तिषु॥ उष्ट्रीदुग्धेनोदरेषु तथा तक्रेण वा गवाम्॥३५४॥ प्रसन्नया वातरोगे दाडिमांभोभिरर्शसि ॥ द्विविधे च विषे दद्यात् घृतेन विषनाशनम् ॥ ३५५ ॥ चूर्णं नारायणं नाम दुष्टरोगगणापहम् ॥

ચિત્રકમૂળ, હરડે, બેહડા, આંમળા, સુંઠ, મરી, પિપર, જીરૂં, શેરણી નામે ઝાડ નદીપાસે થાયછે તે, ઘોડાવજ, અજમો, પિપળીમૂળ, વરીઆળી, રાનીતુલસી, સૂવા, કચોરો, ધાણા, વાવડીંગ, કાળી જીરી, પિસોળાના મૂળ કે ચોક, પોખરમૂળ, સાજીખાર, જવખાર, સિંધાલૂણ, સંચળ, બિડખાર, સમુદ્રમીઠું, બાંગડખાર, કોષ્ઠ; એ ઓગણત્રીસ ઓષડો એક એક

તોલો, કાંવડલીમૂળ બે તોલા; નિસોત્તર અને દાંતી મૂળ ત્રણ ત્રણ તોલા ; પીળો ચોધારો થુવર કે તેના મૂળ અથવા તેના પાંત્રા ચાર તોલા; એ સર્વે ઓષડો કુટીને ચૂર્ણ કરવું, હરયેક માણસને પાચંને કે સ્નેહાદિકેથી કોઠો નબળો કે શૂળાળો થયેલો હોય, તેવા માણસને, પ્રથમ વાહવાપંચકનો કાઢો આપી અથવા ઘી ને પાણી સારીરીતે પીવાથી કોઠો ચીકણો થવા પછી, આ ચૂર્ણ જુલાબ કે ધાળ થવા માટે આપવું, તેથી સર્વે રોગ દૂર થાય, હૃદ્રોગ, પાંડુરોગ, શ્વાસ, આફ્રણ, ખાંસી, ભગંદર, અગ્નિમાંદ્ય ભુખ બેસી જાય, જવર, કુષ્ટરોગ શરીર સડો, સંગ્રહણીનો ઝાડો, ગળગ્રહ, એટલા રોગો ઉપર એ ચૂર્ણ અનુપાનો ઠરાવીને આપવું; તેમાં પેટ ફુગવા ઉપર, મદ્ય કે દારૂમાં કાળવીને આપવું, ગુલ્મ કે પેટમાં ગોળાના રોગઉપર બોરડીની અંતર છાલના કાઢામાં, મળબંધ ન થતા કે ઝાડાઉપર દહીના પાણીમાં, અજીર્ણઉપર ગર્મ પાણીમાં, ગુદ કે ઝાડાની જગ્યા એ કાતરવા જેવી વેદના થતી હોય તેઉપર આંમળીની અંતર છાલના કાઢામાં, પેટના કે ઉદર રોગઉપર ઉંટનીના દુધમાં અથવા ગાયના દહીની છાસમાં, વાયુરોગઉપર પ્રસન્ન એટલે દરાખ ઈત્યાદિ ફળનો દારૂસાથે, હર્શ કે મુળવ્યાધીઉપર દાડમ ફળના રસ સાથે પીધાથી સર્વે રોગ દૂર થાય. એ ચૂર્ણ ઘીસાથે આપવાથી સ્થાવર વિષમાં વચ્છનાગ ઈત્યાદિક ધાતુઉપધાતુંનું ઝેર; જંગમવિષમાં સર્પ ઈત્યાદિ જનાવરના ડંખનું ઝેર દૂર થાય. એ ચૂર્ણથી સર્વે દુષ્ટરોગો દૂર થાય.

## હપુષાદિ ચૂર્ણ; અજીર્ણ, ઉદરાદિક ઉપર.

हपुषा त्रिफला चैव त्रायमाणा च पिप्पली ॥ ३९६ ॥ हेमक्षीरी त्रिवृच्चैव सातला कटुका वचा ॥ नीलिनी सैंधवं कृष्णलवणं चेति चूर्णयेत् ॥ ३९७ ॥ उष्णोदकेन मूत्रेण दाडिम त्रिफला रसैः ॥ तथा मांसरसेनापि यथायोग्यं पिबेन्नरः॥३९८॥ अजीर्ण ष्ठीन्हि गुल्मेषु शोफार्शो विषमाग्निषु॥ हलीमकामलापांडुकुष्ठाध्मानोदरेष्वपि ॥३९९॥

શેરણી, હરડે, બેહડા, આંમળા, ત્રાયમાણ જેને જાંબલીના જેવા પાંત્રા હોય છે તે, પિપર, ચોક, નિસોત્તર, પીળો કે લીલો ચોધારો થુવર, કડું, ઘોડાવજ, નીળના ઝાડ ન્હાના ન્હાના થાયછે તેમાંથી ગળી ઉત્પન્ન થાયછે તે, સિંધાલૂણ, સંચળ; એ ચઉદ ઓષડનું ચૂર્ણ ગર્મપાણી અથવા ગાયના મૂત્રમાં, દાડમના રસમાં અથવા ત્રિફળાના કાઢામાં, કે હરણનામે જ-

નાવરનાં માંસના ઉકાળામાં મેળવીને લેવું; પણ જે રોગીને જે અનુપાનો-થી ફાયદો થાય તેમ આપવું, તેથી કરીને અજીર્ણ, ફેફસાનો કવળુ, ગુલ્મ, સોજો, મુળવ્યાધ, અગ્નિમાંદ્ય, હલીમક કમળો, પાંડુરોગ, પેટ ફુગવાનો ઉદરરોગ, એટલા રોગો દૂર થાય.

## પંચ સમચૂર્ણ; શૂળાદિકો ઉપર.

शुंठी हरीतकी कृष्णा त्रिवृत्सौवर्चलं तथा ॥ समभागानि सर्वाणि सूक्ष्मचूर्णानि कारयेत् ॥ ३६० ॥ ज्ञेयं पंचसमं चूर्णमेतच्छूलहरं परम् ॥ आध्मानजठरार्शोघ्नमामवातहरं स्मृतम् ॥ ३६१ ॥

સુંઠ, હરડે, પિપર, નિસોત્તર, સંચળ; એ પાંચ ઓષડો સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ કરવું. તેને પંચસમ ચૂર્ણ કહેછે; તેથી ઘણું કરીને શૂળ, પેટ ફુગવાનો, અગ્નિમાંદ્ય, મુળવ્યાધ, આમવાયુ, એટલા રોગ દૂર થાય.

## નારાયણચૂર્ણ; આધ્માનાદિકો ઉપર.

कर्षमात्रा भवेत्कृष्णा त्रिवृता स्यात्पलोन्मिता ॥ खंडा पलं च विज्ञेयं चूर्णमेकत्र कारयेत् ॥ ३६२ ॥ कर्षोन्मितं लिहेदेतत् क्षौद्रेणाध्माननाशनम् ॥ गाढविट्कोदरकफान् पित्तशूलं च नाशयेत् ॥ ३६३ ॥

પિપર એક તોલો, નિસોત્તર અર્ધો તોલો, શાકર અર્ધો તોલો; ત્રણે-નું ચૂર્ણ કરી, તેમાંથી એક તોલો ચૂર્ણ, મધ તોલા બે સાથે મેળવીને ચાટ-વાથી, પેટ ફુગવાનો, પેટનો ઉદરરોગ, કફ, પિત્ત, શૂળ દૂર થાય અને મળ કે ઝાડો બંધાય.

## લવણત્રિતયાદિ ચૂર્ણ; યકૃત્. પ્લીહાદિકો ઉપર.

लवणत्रितयं क्षारौ शतपुष्पाद्वयं वचा ॥ अजमोदा च गंधा च हपुषा जीरकद्वयम् ॥ ३६४ ॥ मरिचं पिप्पलीमूलं पिप्पली गजपिप्पली ॥ हिंगुश्च हिंगुपत्री च सठी पाठोपकुंचिका ॥ ३६५ ॥ शुंठीचित्रकचव्यानि विडंगं चाम्लवेतसम् ॥ दाडिमं तित्तिडीकं च त्रिवृद्दंती शतावरी ॥ ३६६ ॥ इंद्रवारुणिका भार्गी देवदारुर्यवानिका ॥ कुस्तुंबरुस्तुंबुरुणी पौष्करं बदराणि च ॥ ३६७ ॥ शिवा चेति समांशानां चूर्णमेकत्र कारयेत्॥ भावयेदार्द्रकरसैर्बीजपूररसैस्तथा॥३६८॥

तत्पिबेत्सर्पिषा जीर्णमद्येनोष्णोदकन वा ॥ कोलांभसा वा तक्रण दुग्धेनौष्ट्रेण मस्तुना ॥ ३६९ ॥ यकृत्प्लीहकटीशूलगुदकुक्षिहृदामयान् ॥ अर्शोविष्टंभमंदाग्निगुल्माष्ठीलोदराणि च ॥ ३७० ॥ हिक्काध्मानश्वासकासान् जयेदेतान्न संशयः ॥ एतैरेवौषधैः सम्यक् घृतं वा साधयेद्भिषक् ॥ ३७१ ॥

સિંધાલૂણ, સંચળ, બિડખાર, સાજીખાર, જવખાર, વરીઆલી, સુવા, ઘોડાવજ, અજમો, રાની તુળસી, શેરણી, જીરૂં, શાહાજીરૂં, મરી, પિપળીમૂળ, લીંડીપિપર, ગજપિપર, સેકેલી હિંગ, બાફલ્યા, કચોરો, પાહાડમૂળ, કાળી જીરી, સૂંઠ, ચિત્રક, ચવક, વાવડિંગ, આમ્લવેતસ અથવા ચુકો કે ચણાની ખાટી, દાડમની છાલ, આંમલીની છાલ, નિસોત્તર, દાંતી મૂળ, શતાવરી, કડવા વેંદરાવનના ફળ અથવા કાંવડળમૂળ, ભારંગમૂળ, દેવદાર, અજમો, ધાણા, ચિરફળ, પોખરમૂળ, બોર, હરડે; એ એકતાલીસ ઓષડો સમભાગે લઈને ચૂર્ણ કરી, તેઉપર આદાના રસનો અને બીજોરા ફળના રસનો પૂટ એક પછી એક બે પૂટ આપીને સુકવવું. પછી તે ચૂર્ણમાંથી ઘીમાં, જુના દારૂમાં, ગર્મ પાણીમાં, બોરડીની અંતર છાલના કાઢામાં, ગાયના દહીની છાસમાં, ઉંટણીના દૂધમાં અથવા દહીના પાણીમાં મેળવીને પીવું; એપ્રમાણે જે અનુપાનો જે જે રોગોને ઉપયોગ પડે, તે અનુપાન ઠરાવીને આપવું, તેથી કરીને પેટમાં જમણી બાજુએ કળેજાનું યકૃત્ રોગને અથવા ડાહબી બાજુ ફેફસાનું કવળૂ રોગ થાયછે તે, અને કુંબરનો શૂળ, ગુદરોગ ઝાડાની જગ્યાનો, પાસળાનો શૂળ, હૃદ્રોગ હયાનો, મૂળબ્યાંધ હર્શનો, મળમૂત્ર અટકવાનો, અગ્નિમાંદ્ય ભૂખ બેસી જવાનો, ગુલ્મ પેટમાં ગોળાનો, અષ્ટીલા નામે વાયૂનો રોગ, ઉદરરોગ પેટનો, હેડકી કે ઉચકીનો, પેટ ફુગવાનો, શ્વાસ, આફ્રણ, ખાંસી, એટલા રોગ દૂર થાય; અથવા એજ આષડોનો કાઢો કરી, તેમાં ઘી નાંખીને ફરીને ઉકાળી, પાણી બળતા બાકી ફકત ઘી રહે, તે ઘી ગાળીને પીધાથી, ઉપલા સર્વે રોગ દૂર થાયછે.

### તુંબરૂણ્યાદિ ચૂર્ણ; શૂળાદિકો ઉપર.

तुंबरुणी त्रिलवणं यवानी पुष्कराव्हयं ॥ यवक्षाराभयाहिंगुविडंगानि

समानि च ॥ ३७२ ॥ त्रिवृत्त्रिभागा विज्ञेया सूक्ष्मचूर्णानि कारयेत्॥ पिबेदुष्णेन तायेन यवक्राथेन वा पिबेत् ॥ ३७३ ॥ जयेत्सर्वाणि शूलानि गुल्माध्मानोदराणि च ॥

તુંબરૂ કે ચિરફળ, સિંધાલૂણ, સંચળ, બિડખાર, અજમો, પોખરમૂળ, કે એરંડમૂળ, જવખાર, હરડે, સેકેલી હિંગ, વાવડિંગ; એ દસ ઓષડો એક એક તોલો અને નિસોત્તર ત્રણ તોલા લઈ સર્વેનું ચૂર્ણ કરી, ગર્મ પાણીમાં અથવા જાંબુની છાલના કાઢામાં આપવાથી, સર્વે શુળરોગ, ગુલ્મ પેટમાં ગોળાનો, પેટ ફુગવાનો, પેટનો ઉદરરોગ દૂર થાય.

## ચિત્રકાદિ ચૂર્ણ; ગુલ્માદિકો ઉપર.

चित्रको नागरं हिंगु पिप्पली पिप्पलीजटा ॥ ३७४ ॥ चव्याजमोदा मरिचं प्रत्येकं कर्षसंमितं ॥ स्वर्जिका च यवक्षारः सिंधुसौवर्चलं बिडं ॥३७५॥ सामुद्रकं रौमकं च कोलमात्राणि कारयेत् ॥ एकीकृत्य खिलं चूर्णं भावयेन्मातुलिंगजः ॥ ३७६ ॥ रसैर्दाडिमजैर्वापि शोषयेदातपेन च ॥ एतच्चूर्णं जयेद्गुल्मं ग्रहणीमामजां रुजं ॥ ३७७ ॥ अग्निं च कुरुते दीप्तं रुचिकृत्कफनाशनं ॥

ચિત્રક, સુંઠ, હિંગ સેકીને, પિપર, પિંપળીમૂળ, ચવક, અજમો, મરી; એ આઠ ઓષડો એક એક તોલો; સાજીખાર, જવખાર, સિંધાલૂણ, સંચળ, બિડખાર, સમુદ્રમીઠું, બાંગડખાર; એ સાત ખાર અર્ધો અર્ધો તોલો; સર્વે ઓષડોનું ચૂર્ણ કરીને બીજોરાના કે દાડમફળના રસમાં સાત પુટ આપવા, પછી તે ચૂર્ણ તડકામાં સુકવીને, તે ચૂર્ણ ખાધાથી ગુલ્મ પેટના ગોળાનો, સંગ્રહણી રોગ ઝાડાનો, આંમ થતી દૂર થાય, અગ્નિ પ્રદીપ્ત થાય, મુખે રૂચિ આવે, કફકોપ દૂર થાય.

## વડવાનલ ચૂર્ણ; મંદાગ્ન્યાદિકો ઉપર.

सैंधवं पिप्पलीमूलं पिप्पली चव्याचित्रकं ॥ ३७८ ॥ शुंठी हरीतकी चेति क्रमवृद्धानि चूर्णयेत्॥वडवानलनामैतच्चूर्णं स्यादग्निदीपनं॥३७९॥

સિંધાલૂણ એક તોલો, પિપલીમૂળ બે તોલા, પિપર ત્રણ તોલા, ચવક ચાર તોલા, શુદ્ધ કરેલી ભાંગ અને ચિત્રક પાંચ પાંચ તોલા, સુંઠ

૭ તોલા, હરડે સાત તોલા; એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરી, ખાધાથી અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે.

## અજમોદાદિ ચૂર્ણ; આમવાતાદિકો ઉપર.

अजमोदाविडंगानि सैंधवं देवदारु च ॥ चित्रकः पिप्पलीमूलं शतपुष्पा च पिप्पली ॥ ३८० ॥ मरिचं चेति कर्षांशं प्रत्येकं कारयेद्बुधः ॥ कर्षास्तु पंच पथ्याया दश स्युर्वृद्धदारुकात् ॥ ३८१ ॥ नागराच्च दशैव स्युः सर्वाण्येकत्र कारयेत् ॥ पिबेत्कोष्णजलेनैव चूर्णं श्वयथुनाशनं ॥३८२॥ आमवातरुजं हंति संधिपीडां च गृध्रसीं ॥ कटिपृष्ठगुदस्थां च जंघयोश्च रुजं जयेत् ॥ ३८३ ॥ तूणीप्रतूणीविश्वाचीकफवातामयान् जयेत् ॥ समेन वा गुडेनास्य वटकान् कारयेत्सुधीः ॥ ३८४ ॥

અજમો, વાવડિંગ, સિંધાલૂણ, દેવદાર, ચિત્રકમૂળ, પિપળીમૂળ, વરીઆળી, પિપર, મરી; એ નવ ઓષડો એક એક તોલો અને પાંચ તોલા હરડે, વરધારા મૂળ દસ તોલા, સુંઠ દસ તોલા; એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરી; ગર્મ પાણી સાથે ખાધાથી, સોજો, આમવાયુ, સાંધા દૂખેછે તે, ગૃધ્રસી વાયુ કંબરથી પગસુધીનો, કંબર, વાસો, ઝાડાની જગ્યાનો ગુદરોગ, પગની પોટલીમાં શૂળ થાય તે, તુણીવાયુ, પ્રતૂણીવાયુ, વિશ્વાચીવાયુ; પ્રથમ ખંડના સાતમાં અધ્યાયના વાયુ પ્રકરણમાં જેટલા વાયુ લખેલા છે તે, કફવાયુ, એ સર્વે રોગો દૂર થાય;-અથવા ચૂર્ણના વજન જેટલો ગોળ મેળવીને ગોળીઓ કરીને ખાધાથી ઉપલા સર્વે રોગ દૂર થાયછે.

## હિંગ્વાદિ ચૂર્ણ; શૂળાદિકો ઉપર.

हिंगुपाठाभयाधान्यं दाडिमं चित्रकः सटी ॥ अजमोदा त्रिकटुकं हपुषा चाम्लवेतसं ॥ ३८५ ॥ अजगंधा तिंत्तिडीकं जीरकं पौष्करं वचा ॥ चव्यं क्षारद्वयं पंच लवणानीति चूर्णयेत् ॥ ३८६ ॥ प्राग्भोजनस्य मध्ये वा चूर्णमेतत्प्रयोजयेत् ॥ पिबेद्वा जीर्णमद्येन तक्रेणोष्णोदकेन वा ॥ ३८७ ॥ गुल्मे वातकफोद्भूते हृद्रोगेष्ठीलिकासु च ॥ हृद्बस्तिपार्श्वशूलेषु शूले च गुदयोनिजे ॥ ३८८ ॥ मूत्रकृच्छ्रे तथाध्माने पांडुरोगे रुचौ तथा ॥ हिक्कायां च यकृत्प्लीन्हि कासे श्वासे गलग्रहे ॥३८९॥ग्रहण्यर्शोविकारेषु चूर्णमेतत् प्रशस्यते ॥ भावितं मातुलिंगस्य

बहुशः स्वरसेन वा ॥ १९० ॥ कुर्याच्च गुटिका बह्व्यो वातश्लेष्माम-यापहाः ॥

હિંગ સેકેલી, પાહાડમૂળ, હરડે, ધાણા, દાડમની છાલ, ચિત્રકમૂળ, કચોરો, અજમો, સુંઠ, મરી, પિપર, શેરણી, આમ્લવેતસ અથવા ચણાની ખાટી, રાની તુલસી, આમલીની છાલ, જીરૂં, પોખરમૂળ, ઘોડાવજ, ચવક, સાજીખાર, જવખાર, સિંધાલૂણ, સંચળ, બિડખાર, ખાંગડખાર, સમુદ્રમીઠું; એ છત્રીસ ઓષડો કુટીને ચૂર્ણ કરી, જમવાની અગાઊ અથવા ભોજનમાં મેળવીને, અથવા અતિશે જુનો દારૂ કે મદ્ય, ગાયના દહીની મિઠી છાસમાં કે ગર્મ પાણીમાં ડોહીને પીધાથી, વાયુ અને કફમાંથી ઉત્પન્ન થયેલો ગુલ્મ પેટમાં ગોળાનો રોગ, હૃદ્રોગ, પ્રથમ ખંડના સાતમાં અધ્યાયના વાયુપ્રકરણમાં લખેલા છે, તે અષ્ટીલા નામે પેટમાં વાયુનો રોગ થાયછે તે, હૃદય, બસ્તિ પિશાબની જગ્યાએ, પાસળાનો શુળ, અને ગુદ ઝાડાની જગ્યાનો શુળ, સ્ત્રિવોની યોનિમાં શુળ, મૂત્રકૃચ્છ્ર પિશાબ અટકવાનો, મળ કે ઝાડો બંધ, પાંડુ રોગ, શરીર જખડાય કે અંબાતું, અવઠણ, ઉચકી હેડકી, પેટમાં જમણી બાજુએ કળેજાનો યકૃત્ રોગ, અને ડાહબી બાજુએ ફેફસાનો કવળૂ રોગ, શ્વાસ, આફ્રણ, દમ, ખાંસી, ગળાનો કંઠરોગ, ઝાડાનો સંગ્રહણી, હર્શનો મૂળવ્યાધ, એ સર્વે રોગ દૂર થાય; અથવા એ ચૂર્ણને બિજોરા ફળના રસમાં ભિજવી, સાત પુટો આપીને ગોળીયો કરીને ખાધાથી, વાયુ અને કફમાંથી ઉત્પન્ન થયેલા સર્વે રોગો દૂર થાય.

## યવાની ખાંડવ ચૂર્ણ; અરોચકાદિકો ઉપર.

यवानी दाडिमं शुंठी तित्तिडीकाम्लवेतसौ ॥१९१॥ बदराम्लं च कुर्वीत चतुःशाणमितानि च ॥ सार्धद्विशाणं मरिचं पिप्पली दश शाणिका ॥ १९२ ॥ त्वक्सौवर्चलधान्याकं जीरकं द्विद्विशाणकं ॥ चतुःषष्टिमितैः शाणैः शर्करामत्र योजयेत् ॥ १९३ ॥ चूर्णितं सर्वमेकत्र यवानीखांडवाभिधं ॥ चूर्ण जयेत्पांडुरोगं हृद्रोगं ग्रहणीं ज्वरं ॥ १९४ ॥ छर्दिशोषातिसारांश्च प्लीहानाहविबंधतां ॥ अरुचिं शूल-मंदाग्निमर्शोजिव्हागलामयान् ॥ १९५ ॥

અજમો, દાડમની છાલ, સુંઠ, આમળીની છાલ, આમ્લવેતસ કે ચણાની ખાટી, ખાટા બોર; એ ૭ ઓષડો એક એક તોલો; મરી, અર્ધો તોલો પાંચ વાલ; પિપર અઢી તોલા; તજ, સંચળ ખાર, ધાણા, જીરૂં, એ ચાર ઓષડો અર્ધો અર્ધો તોલો; શાકર સોલ તોલા; એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરેથી; તેને ચવાની ખાંડવ કહેછે; એ ચૂર્ણ ખાધાથી પાંડુરોગ, હૃદ્રોગ, સંગ્રહણી, તાવ કે જ્વર, ઉલટી, શરીર શોષાતું, અતિસાર, પેટમાં ડાહબી બાજુએ ફેફસાનું કવળૂ રોગ, મળબંધ, શરીર અંબાતું કે અવઠણો, શૂલ, મંદાગ્નિ, મૂળવ્યાધ, જીભનો રોગ, કંઠરોગ, એ સર્વે રોગ દૂર થાયછે.

## તાલિસાદિ ચૂર્ણ; અરોચકાદિકો ઉપર.

तालीसं मरिचं शुंठी पिप्पली वंशलोचना ॥ एकद्वित्रिचतुःपंचकर्षैर्भागान् प्रकल्पयेत् ॥ ३९६॥ एलात्वचोस्तु कर्षार्द्धं प्रत्येकं भागमावहेत् ॥ द्वात्रिंशत्कर्षतुलिता प्रदेया शर्करा बुधैः ॥ ३९७ ॥ तालीसाद्यमिदं चूर्णं रोचनं पाचनं स्मृतं ॥ कासश्वासज्वरहरं छर्द्यतीसारनाशनं ॥ ३९८ ॥ शोषाध्मानहरं प्लीह-ग्रहणी-पांडुरोग-जित् ॥ पक्त्वाथ शर्करां चूर्णं क्षिपेत्स्यात् गुटिका ततः ॥ ३९९ ॥

તાલીસપત્ર એક તોલો, મરી બે તોલા, સુંઠ ત્રણ તોલા, પિપર ચાર તોલા, વંશલોચન પાંચ તોલા; એલચી અને તજ અર્ધો અર્ધો તોલો; શાકર બત્રીસ તોલા; સર્વેનું ચૂર્ણ કરીને ખાધાથી; મુખે રૂચિ આવે, અન્નાદિ ખોરાકનું પાચન થાય, ખાંસી, શ્વાસ, દમ, જ્વર, ઉલટી, અતિસાર, શરીર શોષ, તૃષા, બ્યાસ, પેટફુગો, ફેફસાનો કવળૂ રોગ, ઝાડાનો સંગ્રહણી રોગ, પાંડુરોગ, સર્વે રોગ દૂર થાય; અથવા ઉપર લખેલી શાકરની ચાષણી કરીને તેમાં ઉપલા ઓષડોનું ચૂર્ણ નાંખીને પાક કે તેની ગોળીયો કરીને ખાધાથી ઉપલા સર્વે રોગ દૂર થાય.

## સિતોપલાદિ ચૂર્ણ; ખાંસી, ક્ષય, પિત્તાદિ રોગ ઉપર.

सितोपला षोडश स्यादष्टौ स्याद्वंशलोचना ॥ पिप्पली स्याच्चतुःकर्षा स्यादेला च द्विकार्षिकी ॥ ४०० ॥ एककर्षस्त्वचः कार्यश्चूर्णयेत्सर्वमेकतः ॥ सितोपलादिकं चूर्णं मधुसर्पिर्युतं लिहेत् ॥ ४०१ ॥

श्वास-कास-क्षय-हरं हस्तपादांगदाहजित् ॥ मंदाग्निं सुप्तजिव्हत्वं पार्श्वशूलमरोचकं ॥४०२॥ ज्वरमूर्ध्वगतं रक्तं पित्तमाशु व्यपोहति ॥

ખડી શાકર સોળ તોલા; વંશલોચન આઠ તોલા; પિપર ચાર તોલા; એલચી બે તોલા; તજ એક તોલો; એ સર્વે ઓષડોનાં ચૂર્ણને સિતોપળાદિ ચૂર્ણ કહેછે; એ ચૂર્ણ ને મધ અને ઘીમાં મેળવીને ખાધાથી ખાંસી, શ્વાસ, દમ, આફ્રણ, ક્ષયરોગ, હાથ પગે બળત્તર કે દાહ, ભૂખ બેસી જાય અગ્નિમાંદ્ય, જીભે શૂન્ય કે બેહર, પાસળાનો શૂળ, શરીર અંબાતું, તાવ, મસ્તકાદિકમાં રક્ત કે લોહી વિકાર, પિત્તવિકાર, એટલા રોગ દૂર થાય.

## ભાસ્કરલવણચૂર્ણ; ગ્રહણી, ગુલ્માદિકો ઉપર.

सामुद्रलवणं कार्यमष्टकर्षमितं बुधैः ॥ ४०३ ॥ पंचसौवर्चलं ग्राह्यं बिडं सैंधवधान्यकं ॥पिप्पली पिप्पलीमूलं कृष्णाजीरकपत्रकं ॥४०४॥ नागकेसर-तालीसमाम्लवेतसकं तथा ॥ द्विकर्षमात्राण्येतानि प्रत्येकं कारयेद्बुधः ॥४०५॥ मरिचं जीरकं विश्वमेकैकं कर्षमात्रकं ॥ दाडिमं स्याच्चतुःकर्षं त्वगेला चार्द्धकार्षिकी ॥ ४०६ ॥ एतच्चूर्णीकृतं सर्वं लवणं भास्कराभिधं ॥ शाणप्रमाणं देयं तु मस्तु-तक्र-सुरासवैः ॥ ४०७ ॥ वातश्लेष्मभवं गुल्मं प्लीहानमुदरं क्षयं ॥ अर्शांसि ग्रहणीं कुष्टं विबंधं च भगंदरं ॥ ४०८ ॥ शोफं शूलं श्वास-कास-मामदोषं च हृद्रुजं ॥ मंदाग्निं नाशयेदेतद्दीपनं पाचनं परं ॥४०९ ॥ सर्वलोकहितार्थाय भास्करेणोदितं पुरा ॥

સમુદ્રમીઠું આઠ તોલા; સંચળ પાંચ તોલા; બિડખાર, સિંધાલૂણ, ધાણા, પિપર, પિપળીમૂળ, કાળી જીરી, તમાળપત્ર, નાગકેસર, તાળીસપત્ર, આમ્લવેતસ કે ચણાની ખાટી; એ દસ ઓષડો બબે બબે તોલા; મરી, જીરૂં, સુંઠ; એ ત્રણ ઓષડો એક એક તોલો; દાડમફળની છાલ ચાર તોલા; તજ, એલચી, બે જણસો અર્ધો અર્ધો તોલો; સર્વે ઓષડો કુટીને ચૂર્ણ કરીને દહીના પાણીમાં, છાસમાં, જુના દારૂમાં કે, આસવોના કાઢામાં જે રોગીને માફક આવે તેવા અનુપાનમાં ૦। તોલો ખાવું, તેથી વાતકફથી ઉત્પન્ન થયલો ગુલ્મ કે પેટમાં ગોળાનો રોગ, પેટમાં ડાહ્ની

બાજુએ ફેફસાનો કવળૂ રોગ, પેટનો ઉદર રોગ, ક્ષયરોગ, હર્શનો મૂળવ્યાધ, ઝાડાનો સંગ્રહણીરોગ, સડતો કે કુષ્ઠરોગ, મળબંધ, ભગંદર, શૂળ, સોજો, શ્વાસ, દમ, આફરૂ, ખાંસી, આમવાયુ, હૃદ્રોગ, અગ્નિમાંદ્ય; એ સર્વે રોગ દૂર થાય, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, અન્નાદિ ખોરાકનું પાચન થાય, એ ચૂર્ણ લોકોને હિતકારક છે માટે સૂર્યદેવે કહેલું છે; તેથી એનું નામ ભાસ્કરલવણ ચૂર્ણ રાખેલું છે.

## એલાદિ ચૂર્ણ; ઉલટી ઉપર.

एलाप्रियंगुमुस्तानि कोलमज्जा च पिप्पली ॥ ४१० ॥ श्रीचंदनं तथा लाजा लवंगं नागकेसरं ॥ एतच्चूर्णीकृतं सर्वं सिताक्षौद्रयुतं लिहेत् ॥ ४११ ॥ वातपित्तकफोद्भूतां छर्दिं हंत्यतिवेगतः ॥

એલચી, વાઘાંટીના મૂળ કે રાળ, નાગરમોથ, બોરની અંદરનો મગજ, પિપર, સફેદ ચંદન, ભાતની ધાણી, લવંગ, નાગકેસર; એ નવ ઓષડો કુટીને ચૂર્ણ કરી, મધ અને શાકરમાં મેળવી ચાટવાથી; વાયુ, પિત્ત, કફ ત્રણે દોષથી થયેલી ઉલટી જલદીથી દૂર થાયછે.

## પંચ નિંબ ચૂર્ણ; કુષ્ટાદિકો ઉપર.

मूलं पत्रं फलं पुष्पं त्वचं निंबात्समाहरेत् ॥ ४१२ ॥ सूक्ष्मचूर्णमिदं कुर्यात् पलैः पंचदशोन्मितैः ॥ लोहभस्म-हरीतक्यौ चक्रमर्दकचित्रकौ ॥४१३॥ भल्लातकविडंगानि शर्करामलकं निशा ॥ पिप्पली मरिचं शुंठी बाकूचीकृतमालकः॥ ४१४ ॥ गोक्षुरश्च पलोन्मानमेकैकं कारयेत् बुधः ॥ सर्वमेकीकृतं चूर्णं भृंगराजेन भावयेत् ॥ ४१५ ॥ अष्टभागावशिष्टेन खदिरासनवारिणा ॥ भावयित्वा च संशुष्कं कर्षमात्रं ततः पिबेत् ॥ ४१६ ॥ खदिरासनतोयेन सर्पिषा पयसाऽथवा॥ मासेन सर्वकुष्ठानि विनिहंति रसायनं ॥ ४१७ ॥ पंचनिंबमिदं चूर्णं सर्वरोगप्रणाशनं ॥

કડવા લિંબડાના મૂળ, પાંત્રા, ફુલ, ફળ, છાલ; એ પાંચે વસ્તુ સરખે વજને લાવીને તેનું ચૂર્ણ ૬૦ તોલા કરવું; તેમાં લોહભસ્મ, હરડે, ટાકલાના બીજ, ચિત્રક, ભિલામો, વાવડિંગ, શાકર, આંમળા, હલદ, પિપર, મરી, સુંઠ, બાવચા, ગરમાળાની શિંગનો ગર; એ પંદર ઓષડો

*

ચાર ચાર તોલા લઈને તેનું ચૂર્ણ કરવું, પછી લિંબડાના ચૂર્ણસાથે બેહુને મેળવવું; માકયા કે માકાના પાંત્રાનો રસ કાઢી ચૂર્ણઉપર પુટ આપી સુકવવું, પછી ખેરના ઝાડની અંતરછાલનો અષ્ટમાંશ કાઢો કરી; તેનો પુટ ચૂર્ણ ઉપર આપીને સુકવવું; પછી બિબલાના અથવા આસાણ્યા ઝાડની અંતર છાલનો કાઢો કરી તેનો એક પુટ ચૂર્ણ ઉપર આપીને સુકવવું; તેપછી દર વખતે ખેરના ઝાડની છાલનો કાઢો કરીને તેમાં, એક એક તોલો ચૂર્ણ મેળવીને પીધાથી, અથવા ઘીસાથે અથવા ગાયના દૂધમાં મેળવીને પીધાથી એક મહીનામાં સર્વે તરેહના કુષ્ટરોગ, સડતો રોગ, કોહોડ, દરાજ દૂર થાય; તેને પંચનિંબ ચૂર્ણ કહેછે, તે વનસ્પતિમાં રસાયન ગણાય માટે તેનાથી સર્વે રોગ દૂર થાયછે.

## શતાવરી ચૂર્ણ; વાજી કરણો ઉપર.

शतावरी गोक्षुरश्च बीजं च कपिकच्छुजं ॥ ४१८ ॥ गांगेरुकी चातिबला बीजमिक्षुरकोद्भवे ॥ चूर्णितं सर्वमेकत्र गोदुग्धेन पिबेन्निशि ॥ ४१९ ॥ न तृप्तिं याति नारीभिर्नरश्चूर्णप्रसादतः ॥

શતાવરી, ગોખરૂં, કવચબીજ, ગાંગેરૂકી કે નાગબળા, બળબીજ, તાલીમખાના; એ છ ઓષડોનું ચૂર્ણ રાત્રે ગાયના દૂધમાં, મેળવીને પીધાથી સ્ત્રીવોનો સંગ કરવાને અતિશે ઇચ્છા થાય, અને તૃપ્તિ ન થાય.

## અશ્વગંધાદિ ચૂર્ણ; પુષ્ટી ઉપર.

अश्वगंधा दशपला तन्मात्रो वृद्धदारकः ॥ ४२० ॥ चूर्णीकृत्योभयं विद्वान् घृतभांडे निधापयेत् ॥ कर्षैकं पयसा पीत्वा नारीभिर्नैव तुष्यति ॥ ४२१ ॥ अगत्वा प्रमदां भूयो वलीपलितवर्जितः ॥

આસકંદ ૪૦ તોલા; વરધારા ૪૦ તોલા; બેહુનું ચૂર્ણ કરીને ઘીની કે તે ભરવાની માંટલીમાં રાખવું, તેમાંથી એક એક તોલો ચૂર્ણ ગાયના દૂધમાં મેળવીને પીધાથી ઘણીક સ્ત્રીવોનો સંભોગ કરવાથી તૃપ્તિ ન થાય, અને સ્ત્રીવોનો સંગ નહી કર્તા ઉપર લખેલી રીતે, ચૂર્ણ દૂધમાં પીધાથી શરીર પુષ્ટ થઈ, શરીરે ઘડપણની કરચલી પડતી અટકીને મજબુત થાય, અને સફેદ બાલ કે વાળ થતા હોય તો તે અટકીને કાળા થાય.

## મૂસલી ચૂર્ણ; ધાતુ વૃદ્ધિ ઉપર.

मुसलीकंदचूर्णं तु गुडूचीसत्त्वसंयुतं ॥ ४२२ ॥ वानरी-गोक्षुराभ्यां च शाल्मली-शर्करामलैः॥आलोड्य घृतदुग्धेन पाययेत्कामवर्धनं।४२३।

સફેદ મુસળી, ગુળવેલનો સત્વ, કવચબીજ, ગોખરૂં, સાંવરીનો કંદ, શાકર, આંમળા; એ સાત ઓષડોનું ચૂર્ણ કરીને, ગાયના દૂધમાં ઘી અને ચૂર્ણ નાંખીને પીધાથી, ધાતુની વૃદ્ધિ થઈ કામ કે ઈંદ્રીબલ વધે.

## નવાયસાદિ ચૂર્ણ; પાંડુરોગાદિક ઉપર.

चित्रकं त्रिफला मुस्तं विडंगं त्र्यूषणानि च ॥ समभागानि कार्याणि नव भागोहतायसः ॥ ४२४ ॥ एतदेकीकृतं चूर्णं मधुसर्पिर्युतं लिहेत् ॥ गोमूत्रमथवा तक्रमनुपाने प्रशस्यते॥ ४२५ ॥ पांडुरोगं जयत्युग्रं त्रिदोषं च भगंदरं ॥ शोथकुष्ठोदरार्शांसि मंदाग्निमरुचिं कृमीन् ॥ ४२६ ॥

ચિત્રક, હરડે, બેહડા, આંમળા, નાગરમોથ, વાવડીંગ, સુંઠ, મરી, પિપર; એ નવ ઓષડોનું ચૂર્ણ કરી, તેના બરોબર વજને લોહભસ્મ મેળવવી, પછી તે ચૂર્ણ મધ અને ઘીમાં મેળવીને ચાટવું, અથવા ગાયના મૂત્ર કે છાસમાં ઉપલું ચૂર્ણ ડોહીને પીવું, તેથી અતિશે ઉગ્ર પાંડુરોગ, વાયુ, પિત્ત અને કફ ત્રણે દોષનો ભગંદર, સોજો, શરીરસડો, કોહેડનો કુષ્ટરોગ, પેટનો ઉદરરોગ, હર્શનો મૂળવ્યાધ, ભૂખ બેસી જવાનો અગ્નિમાંદ્ય, શરીર જખડવાનો, અવઢણો, કર્મના જીવડાનો જંત વિકાર એટલા રોગ દૂર થાય.

## આકાર કરભાદિ ચૂર્ણ; સ્તંભનો ઉપર.

आकारकरभः शुंठी कंकोलं कुंकुमं कणा ॥ जातीफलं लवंगं च चंदनं चेति कार्षिकान् ॥ ४२७ ॥ चूर्णानि मानतः कुर्यादहिफेनं पलोन्मितं ॥ सर्वमेकीकृतं सूक्ष्मं माषैकं मधुना लिहेत् ॥४२८॥ शुक्रस्तंभकरं चूर्णं पुंसामानंदकारकं ॥ नारीणां प्रीतिजननं सेवेत निशि कामुकः ॥ ४२९ ॥

અકલગરો, સુંઠ, કંકોળ, કેશર, પિપર, જાયફળ, લવંગ, સફેદ સુખડ, એ આઠ ઓષડો એક એક તોલો; અને સારૂ અફીણ ચાર

તોલા; સર્વેને બારીક ચૂર્ણ કરીને ૧ થી ૩ વાલ સુધી રાત્રે મધમાં મેળવીને ચાટવાથી, ધાતુનો અટકાવ થઈને સ્ત્રી અને પુરૂષનાં સંભોગમાં બેહુને આણંદ થાય.

---

# अथ सतमोऽध्याय प्रारंभ.

## वटककल्पना.

## અથ સાતમો અધ્યાય પ્રારંભ.

### વડા, વડી, ગોલી, લાડવો, મૂઠ્યા કે પાક કરવાની રીત.

वटकाश्चाथ कथ्यंते तन्नाम गुटिका वटी ॥ मोदको वटिका पिंडी गुडोवर्तिस्तथोच्यते ॥ ४३० ॥ लेहवत्साध्यते वन्हौ गुडो वा शर्कराऽथवा ॥ गुग्गुलुर्वा क्षिपेत्तत्र चूर्णं तन्निर्मिता वटी ॥ ४३१ ॥ कुर्यादवन्हिसिद्धेन क्वचित् गुग्गुलुना वटी ॥ द्रवेण मधुना वापि गुटिकां कारयेद्बुधः॥४३२॥ सिता चतुर्गुणा देया वटीषु द्विगुणो गुडः॥ चूर्णात् चूर्णसमः कार्यो गुग्गुलुर्मधु तत्समं ॥ ४३३ ॥ द्रवं च द्विगुणं देयं मोदकेषु भिषग्वरैः ॥ कर्षप्रमाणा तन्मात्रा बलं दृष्ट्वा प्रयुज्यते ॥४३४॥

ગોલી, વડી, લાડું, વડા, મુઠ્યા, ગોળ, વર્તિ; એ સાત તરેહથી વડાના પદાર્થો નીચે લખેલા શબ્દોથી જાણવા; તેની આકૃતિ કરવામાં ગોળ અથવા શાકર કે ગુગ્ગળનો પાક કરીને, તેમાં ચૂર્ણ નાંખી ગોળીયો બાંધવી; અગર પાક કરવા વિના ગોળીયો કરવી હોય તો, ગુગ્ગળને શુદ્ધ કરી વાટી મેળવીને ગોળીયો કરવી; અથવા પાણી, મધ, દૂધ, ઈત્યાદિક દ્રવ કે દ્રવ્યોમાં ચૂર્ણ નાંખીને ગોળીયો કરવી; શાકરમાં ગોળીયો કરવી હોય તો, ચૂર્ણના વજનથી ચોગણી શાકર લઈ તેની ચાષણી કરી, તેમાં ચૂર્ણ નાંખીને કરવી; તેમજ ગોળમાં કરવી હોયતો ઉપલી રીતે ચૂર્ણના વજનથી બમણો લેવો; ગુગ્ગળ અથવા મધ એ બેહુમાં ગોળી કરવી હોયતો, ચૂર્ણના બરોબર વજને મધ કે ગુગ્ગળ લઈ ગોળીયો કરવી; અને લાડવા કરવા હોય તો પાણી, દૂધ ઈત્યાદિક પાતળા દ્રવ કે પદાર્થો ચૂર્ણના વજનથી બમણા લઈ, તેમાં લાડવા કરવા; એ વટકાદિકોનું

ઔષધ કે માત્રા એક તોલા સુધી ખાવી, અથવા રોગીયોની શક્તિ અને વેળાનો વિચાર જોઈને ઓછું કે વધારે ખવાડવું.

## બાહુશાળગુડ; અર્શાદિકો ઉપર.

इंद्रवारुणिका मुस्तं शुंठी दंती हरीतकी ॥ त्रिवृत् सटी विडंगानि गोक्षुरश्चित्रकस्तथा ॥४३५॥ तेजोव्हा च द्विकर्षाणि पृथक् द्रव्याणि कारयेत् ॥ सूरणस्य पलान्यष्टौ वृद्धा दारु चतुष्पलं ॥ ४३६ ॥ चतुःपलं स्यात् भल्लातः क्वाथयेत्सर्वमेकतः ॥ जलद्रोणे चतुर्थांशं गृण्हीयात् क्वाथमुत्तमं ॥ ४३७ ॥ क्वाथद्रव्यात्रिगुणितं गुडं क्षिप्त्वा पुनः पचेत् ॥ सम्यक् पक्वं च विज्ञात्वा चूर्णमेतत्प्रदापयेत् ॥४३८॥ चित्रकस्त्रिवृता दंती तेजोव्हा पलिका पृथक् ॥ पृथक् त्रिपलिकाः कार्या व्योषैलामलकत्वचः ॥ ४३९ ॥निक्षिपेन्मधुशीते च तस्मिन्प्रस्थप्रमाणितं॥एवं सिद्धो भवेत् श्रीमान् बाहुशालगुडः शुभः॥४४०॥ जयेदर्शांसि सर्वाणि गुल्मं वातोदरं तथा ॥ आमवातं प्रतिश्यायं ग्रहणीक्षय-पीनसान् ॥ ४४१ ॥ हलीमकं पांडुरोगं प्रमेहं च रसायनं ॥

કડવા વંદરાવનના ફળ કે કાંવડળીના મૂળ, નાગરમોથ, સુંઠ, દાંતીમૂળ, હરડે, નિસોત્તર, કચોરો, વાવડિંગ, ગોખરૂં, ચિત્રકમૂળ, તેજબળ; એ અગ્યાર ઓષડો બબે બબે તોલા; સૂરણકંદ ૩૨ તોલા, વરધારા કે હ્મઈસવેલ ૧૬ તોલા, ભિલામો ૧૬ તોલા; એ સર્વે ઓષડો કુટીને ચૂર્ણ કરવું, તેમાં ૧૦૨૪ તોલા પાણી નાંખીને ઉકાળવું અને ચોથો હિસ્સે પાણી બાકી રહે, તેમાં ૨૫૮ તોલા ગોળ નાંખીને ફરીને ઉકાળતા પાણી બળીને સારી રીતે પાકની ચાષણી થવાપછી તેમાં નીચે લખેલા ઓષડો નાંખવા–ચિત્રકમૂળ, નિસોત્તર, દાંતીમૂળ, તેજબળ; એ ચાર ઓષડોનું ચૂર્ણ ચાર ચાર તોલા; અને સુંઠ, મરી, પિપર, એલચી, આંમળા, તજ, એ છ ઓષડોનું ચૂર્ણ બાર બાર તોલા; એ દસ ઓષડોનું ચૂર્ણ ઉપલા પાકમાં નાંખીને મેળવવા, પછી ઠંડું પાડી તેમાં મધ તોલા ૬૪ નાંખીને પાકની સાથે મેળવવું, તેને બાહુશાળગુડ કહેછે. એ ગોળનો પાક ખાધાથી સર્વે પ્રકારના હર્ષરોગ, પેટમાં ગોળાનો ગુલ્મ, શરીર જખડવાનો, વાતોદર, સળકમ, ઝાડાનો સંગ્રહણી, ક્ષયરોગ, પીનસ, હલીમક

કમળાનો રોગ, પાંડુરોગ, પરમો, એટલા રોગ દૂર થાય, એ બાહુશાળ ગુડ રસાયન છે એમ જાણવું.

### મરીચ્યાદિ ગુટિકા; કાસાદિકો ઉપર.

मरीचं कर्षमात्रं स्यात् पिप्पली कर्षसंमिता ॥ ४४२ ॥ अर्धकर्षो यवक्षारः कर्षयुग्मं च दाडिमं ॥ एतच्चूर्णीकृतं युंज्यादष्टकर्षगुडेन हि ॥ ४४३ ॥ शाणप्रमाणां गुटिकां कृत्वा वक्रे विधारयेत् ॥ अस्याः प्रभावात्सर्वेऽपि कासा यांत्येव संक्षयं ॥ ४४४ ॥

મરી અને પિપર એક એક તોલો; જવખાર અર્ધો તોલો; દાડમફળની છાલ બે તોલા; એ ચાર ઓષડોનું ચૂર્ણમાં આઠ તોલા ગોળ મેળવીને, એક એક તોલાની ગોળીયો કરવી, તે ગોળી મુખમાં રાખી તેનો રસ ગળવાથી તાકીદે ખાંસી દૂર થાય.

### વ્યાઘ્રીજીરકાદિ ગુટિકા; ઊર્ધ્વવાતાદિકો ઉપર.

व्याघ्री-जीरक-धात्रीणां चूर्णं मधुयुतं लिहेत् ॥ऊर्ध्ववातमहाश्वासतमकैर्मुच्यते क्षणात् ॥ ४४५ ॥

ભોયરિંગણી, જીરૂં, આંમળા; એ ત્રણ ઓષડોનું ચૂર્ણ મધમાં મેળવીને ચાટવાથી ઉપર ચડતો વાયુ, મહાશ્વાસ, તમકશ્વાસ, આફરું, દમ, એટલા રોગ તુર્ત દૂર થાય.

### ગુડાદિ ગુટિકા; શ્વાસ, આફરુ ખાંસી ઉપર.

गुडशुंठीशिवामुस्तैर्गुटिकां धारयेन्मुखे ॥ श्वासकासेषु सर्वेषु केवलं वा बिभीतकं ॥ ४४६ ॥

સુંઠ, હરડે, નાગરમોથ; એ ત્રણ ઓષડોનું ચૂર્ણથી, બેવડો ગોળ મેળવીને એક એક તોલાની ગોળીયો કરવી, તે ગોળી એક મુખમાં રાખીને તેનો રસ ગળવાથી, અથવા બેહડા ફળની છાલ મુખમાં રાખવાથી ઉપલા રોગ દૂર થાય.

### આમળકયાદિ ગુટિકા; તૃષ્ણાદિકો ઉપર.

आमलं कमलं कुष्ठं लाजाश्च वटरोहणं ॥ एतच्चूर्णस्य मधुना गुटिकां धारयेन्मुखे ॥ ४४७ ॥ तृष्णां प्रवृद्धां हंत्येषा मुखशोषं च दारुणं ॥

આંમળા, કમળ, કોષ્ટ, ભાતની ધાણી, વડની કુમળી ડાખલી કે જટા; એ પાંચ ઓષડોનું ચૂર્ણ, મધમાં મેળવીને. ગોળીયો કરી, તે ગોળી મુખમાં રાખેથી પાણીની તૃષા કે શ્વાસ અને મુખ કોરડું કે શુકાતું હોય તે દૂર થાય.

## સંજીવની ગુટિકા; અજીર્ણાદિકોઉપર.

विडंगं नागरं कृष्णा पथ्या मलविभीतकौ ॥ ४४८ ॥ वचा गुडूची भल्लातं सद्विषा चात्र योजयेत् ॥ एतानि समभागानि गोमूत्रेणैव पेषयेत् ॥ ४४९ ॥ गुंजाभा गुटिका कार्या दद्यादार्द्रकजै रसैः ॥ एकामजीर्णगुल्मेषु द्वे विषूच्यां च दापयेत् ॥४५०॥ तिस्रश्च सर्पदष्टे तु चतस्रः सन्निपातिके ॥ वटी संजीवनी नाम्ना संजीवयति मानवं ॥ ४५१ ॥

વાવડિંગ, સુંઠ, પિપર, હરડે, આંમળા, બેહડા, ઘોડાવજ, ગુળવેલ, ભિલામો, વચ્છનાગને ગાયના મૂત્રમાં ત્રણ દિવસ અગાઉથી ભીજવીને સુદ્ધ કરેલો; એ દસ ઓષડો સરખે વજને લઈ ગાયના મૂત્રમાં, વાટીને ચણોટી જેટલી ગોળીવો કરવી, પછી સુકવીને તેમાંથી અજીર્ણ કે પેટમાં ગોળાના ગુલ્મ રોગ ઉપર, એક ગોળી આદાના રસમાં ડોહીને આપવી; તેમજ મોરચી ઉપર બે આપવી; સર્પના ડંખઉપર ત્રણ આપવી; સન્નિપાત ઉપર ચાર ગોળી આપવી; એ ગોળી માણસને સંજીવન કરેછે માટે તેને સંજીવનગુટિકા કહેછે.

## વ્યોષાદિ ગુટિકા; આમ, પીનસાદિકો ઉપર.

व्योषाम्लवेतसं चव्यं तालीसं चित्रकस्तथा ॥ जीरकं तिंत्तिडीकं च प्रत्येकं कर्षभागिकं ॥ ४५२ ॥ त्रिसुगंधं त्रिशाणं स्यात् गुडः स्यात् कर्षविंशतिः ॥ व्योषादिगुटिका सामपीनस-श्वास-कासजित् ॥ ४५३ ॥ रुचिस्वरकरा ख्याता प्रतिश्यायप्रणाशिनी ॥

સુંઠ, મરી, પિપર, આમ્બળવેતસ કે ચણાની ખાટી, ચવક, તાલીસપત્ર, ચિત્રકમૂળ, જીરૂ, આમળીના ઝાડની છાલ; એ નવ ઓષડો એક એક તોલો; તજ, એલચી, તમાળપત્ર એ ત્રણ ઓષડો ૦।-૦। તોલો; એ સર્વે બાર ઓષડોનું ચૂર્ણ કરવું; તેમાં ૨૦ તોલા ગોળ મેળવીને ગો-

ળીયો કરવી; તે ગોળી ખાધાથી પીનસ રોગ, સળકમ, શ્વાસ, આફ્રણ, ખાંસી, આમવાયુનો રોગ દૂર થઈ, મુખને રૂચી આવે, શબ્દસ્વર શુદ્ધ થાય.

## ગુડચતુષ્ટય વટિકા; આમાદિકો ઉપર.

आमेषु सगुडां शुंठीमजीर्णे गुडपिप्पलीं ॥ ४९४ ॥ कृच्छ्रे जीरगुडं दद्यादर्शःसु च गुडाभयां ॥

સુંઠનું ચૂર્ણમાં ગોળ મેળવીને ખાધાથી, આમવાયુનો રોગ દૂર થાય; અજીર્ણ ઉપર ગોળ અને પિપરનું ચૂર્ણ મેળવીને ખાવું; ગોળ અને જીરૂ મેળવીને ખાધાથી મૂત્રકૃચ્છ્ર પિશાબ અટકવાનો રોગ દૂર થાય; ગોળ અને હરડે મેળવીને ખાધાથી મળમૂત્ર છૂટે.

## વૃદ્ધદારૂ મોદક; અર્શાદિકો ઉપર.

वृद्धदारुक-भल्लात-शुंठीचूर्णेन योजितः ॥ ४९५ ॥ मोदकः सगुडो हन्यात् षड्विधार्शःकृतां रुजं ॥

વરધારા કે હ્યઇશવેલ, ભિલામો, સુંઠ; ત્રણ ઓષડો સરખે વજને ચૂર્ણ કરીને, તે સર્વેથી બમણા વજને ગોળ મેળવી ગોળીયો એક એક તોલાની બાંધવી, તે ખાધાથી ૭ પ્રકારનો હર્શનો રોગ દૂર થાય.

## સુરણવટક; અર્શાદિકો ઉપર.

शुष्कसूरणचूर्णस्य भागान् द्वात्रिंशदाहरेत् ॥ ४९६ ॥ भागान् षोडश चित्रस्य शुंठ्या भागचतुष्टयं ॥ द्वौ भागौ मरिचस्यापि सर्वाण्येकत्र कारयेत् ॥ ४९७ ॥ गुडेन पिंडिकां कुर्यादर्शसां नाशिनीं परां ॥

સુરણકંદ સુકવીને તેનું ચૂર્ણ ૩૨ તોલા; ચિત્રક ૧૬ તોલા; સુંઠ ૪ તોલા; મરી બે તોલા; એ ચાર ઓષડોનું ચૂર્ણ કરીને, તેમાં ગોળ તોલા ૧૦૮ મેળવીને, એક એક તોલાની ગોળી બાંધવી, તેમાંથી ગોળી ખાધાથી ૭ પ્રકારનો હર્શ કે મુળવ્યાધીનો રોગ દૂર થાય.

## બૃહત્સૂરણ વટક; અર્શાદિકો ઉપર.

सूरणो वृद्धदारुश्च भागैः षोडशभिः पृथक् ॥ ४९८ ॥ मुसलीचित्रकौ ज्ञेयावष्टभागमितौ पृथक् ॥ शिवाबिभीतकौ धात्री विडंगं

नागरं कणा ॥४५९॥ भल्लातः पिप्पलीमूलं तालीसं च पृथक् पृथक्॥ चतुर्भागप्रमाणानि त्वगेला मरिचं तथा ॥ ४६० ॥ द्विभागमात्राणि पृथक् ततस्त्वेकत्र चूर्णयेत् ॥ द्विगुणेन गुडेनाथ वटकान् कारयेद्बुधः ॥ ४६१ ॥ प्रबला निकरा एते तथार्शोनाशनाः पराः ॥ ग्रहणीं वातकफजां श्वासं कासं क्षयामयं ॥४६२ ॥ प्लीहानं श्लीपदं शोफं हिक्कां मेहं भगंदरं ॥ निहन्युः पलितं वृष्यास्तथा मेध्या रसायनाः ॥ ४६३ ॥

સુરણ ૧૬ તોલા; વરધારા ૧૬ તોલા; મુસળી ૮ તોલા; ચિત્રક ૮ તોલા; હરડે, બેહડા, આંમળા, વાવડિંગ, સુંઠ, પિપર, ભિલામો, પિંપળીમૂળ, તાલીસપત્ર એ નવ ઓષડો ચાર ચાર તોલા; તજ, એલચી, મરી; એ ત્રણ ઓષડો બબે બબે તોલા લેવા; પછી સર્વે ઓષડોનું ચૂર્ણથી બમણા વજને ગોળ મેળવી ગોળીયો બાંધી, તે ખાધાથી અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, હર્શના રોગ, વાયુ અને કફમાંથી ઝાડાનો સંગ્રહણી, શ્વાસ, આફરું, ખાંસી, ક્ષયરોગ, પેટમાં ડાહબી બાજુએ કવળૂ રોગ, પગને હાથી પગાનો શ્લીપદ રોગ, સોજો, હેડકી કે ઉચકી, પરમો, ભગંદર, સફેદ વાલ થવાનો પલિત રોગ, એટલા રોગ દૂર થાય, એ ગોળી ખાધાથી સ્ત્રીવિશે ઇચ્છા અને બુદ્ધીનો વધારો થાય, શરીરની ચામડીને ઘડપણની રીતે કરચલી પડતી દૂર થાય.

## મંડૂર વટક; કામળાદિકો ઉપર.

त्रिफला त्र्यूषणं चव्यं पिप्पलीमूल-चित्रकौ ॥ दारु-माक्षिकधातुस्त्वक् दार्वी मुस्तं विडंगकं॥४६४॥प्रत्येकं कर्षमात्राणि सर्वद्विगुणितं तथा ॥ मंडूरं चूर्णयेत्सर्वं गोमूत्रेऽष्टगुणे क्षिपेत् ॥ ४६५ ॥ पक्त्वा च वटकान् कृत्वा दद्यात् तक्रानुपानतः॥कामला-पांडुमेहार्शः-शोथ-कुष्ठकफामयान् ॥ ४६६ ॥ ऊरुस्तंभमजीर्णं च प्लीहानं नाशयंति च ॥

હરડે, બેહડા, આંમળા, સુંઠ, મરી, પિપર, ચવક, પિંપળીમૂળ, ચિવક, દેવદાર, (સોનામુખી) નામે ઉપધાતુ છે તેની ભસ્મ, તજ, દારૂહલદ, નાગરમોથ, વાવડિંગ; એ પંદર ઓષડોનું ચૂર્ણ એક એક તોલો; અને ૩૦ તોલા મંડૂર કે લોહ ભસ્મ લેવી; તથા ૨૪૦ તોલા ગાયનું મૂત્રમાં ઉપજું ચૂર્ણ અને મંડૂર નાંખીને ઉકાળવું, પાણી બળવાથી પાક

થાય, એટલે ઉતારી ઠંડૂ પાડી ગોળીયો કરીને, તેમાંથી ગોળી છાસમાં ડોહી પીધાથી, કમળાનો રોગ, પાંડુ રોગ, પરમો, હર્શ, સોજો, શરીરસડો કે કોહડ, કફવિકાર પગજખડનાર વાયુ, અજીર્ણ, ફેફસાનો ફવળૂ રોગ, એટલા રોગ દૂર થાય.

### ચંદ્રપ્રભા ગુટિકા; પ્રમેહાદિકો ઉપર.

चंद्रप्रभा वचा मुस्तं भूनिंबामृतदारुकं ॥ ४६७ ॥ हरिद्रातिविषा दार्वी पिप्पलीमूल-चित्रकौ ॥ धान्याकं त्रिफला चव्यं विडंगं गजपिप्पली ॥ ४६८ ॥ व्योषं माक्षिकधातुश्च द्वौ क्षारौ लवणत्रयं ॥ एनानि शाणमात्राणि प्रत्येकं कारयेद्बुधः ॥ ४६९ ॥ त्रिवृद्दंतीपत्रकं च त्वगेला वंशरोचना ॥ प्रत्येकं कर्षमात्रं च कुर्यादेतानि बुद्धिमान् ॥ ४७० ॥ द्विकर्षं हतलोहः स्याच्चतुःकर्षा सिता भवेत् ॥ शिलाजित्वष्टकर्षं स्यादष्टौ कर्षास्तु गुग्गुलोः ॥ ४७१ ॥ एभिरेकत्र संक्षुण्णैः कर्तव्या गुटिका शुभा ॥ चंद्रप्रभेति विख्याता सर्वरोगप्रणाशिनी ४७२ प्रमेहविंशतिं कृच्छ्रं मूत्राघातं तथाश्मरीं ॥ विबंधानाहशूलानि मेहनग्रंथिमर्बुदं ॥४७३॥ अंडवृद्धिं तथा पांडुं कामलां च हलीमकं ॥ अंत्रवृद्धिं कटीशूलं श्वासं कासं विचर्चिकां॥४७४॥ कुष्ठान्यर्शांसि कंडूं च प्लीहोदरभगंदरं ॥ दंतरोगं नेत्ररोगं स्त्रीणामार्तवजां रुजं ॥ ४७५ ॥ पुंसां शुक्रगतान् दोषान् मंदाग्निमरुचिं तथा॥ वायुं पित्तं कफं हन्यात् बल्या वृष्या रसायनी ॥ ४७६ ॥ चंद्रप्रभायां कर्षस्तु चतुःशाणो विधीयते ॥

કચોરો, ઘોડાવજ, નાગરમોથ, કરીયાતુ, ગુળવેલ, દેવદાર, હલદ, અતિવિષ, દારૂહલદ, પિંપળીમૂળ, ચિત્રક, ધાણા, હરડે, બેહડા, આંમળા, ચવક, વાવડિંગ, ગજપિંપર, સુંઠ, મરી, લિંડીપિંપર, સોનામુખી ઉપધાતુની ભસ્મ, જવખાર, સાજીખાર, સિંધાલૂણ, સંચલખાર, બિડખાર; એ સત્તાવિસ ઓષડો ०।-०। તોલો; અને નિસોત્તર, દાંતીમૂળ, તમાળપત્ર, તજ, એલચી, વંશલોચન; એ છ ઓષડો એક એક તોલો; એ સર્વેનું ચૂર્ણ કરવું, અને લોહભસ્મ બે તોલા; ખડીશાકર ચાર તોલા; શિલાજીત અને શુદ્ધ કરેલો ગુગ્ગળ આઠ આઠ તોલા; ઉપલા સર્વે ઓષડો વાટીને, તેની ગોળી એક એક તોલાની કરવી; પણ નબળા માણસ કે

બાળકને તેની શક્તીપ્રમાણે ગોળીમાંથી આપવો; કારણ કે એ રસાયણની જગ્યાએ એક તોલાની ગોળી જાણવી, એ માત્રાને ચંદ્રપ્રભા કહેછે, તેથી સર્વે રોગ દૂર કરવાને પ્રખ્યાત છે. એ ગોળીથી વીસ પ્રકારનો પરમો, મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત, પિશાબમાં પઠરીનો રોગ, મળમૂત્ર બંધ થવાનો, પેટ ફુગવાનો, શૂળ, પ્રમેહપિટિકા, અર્બુદની ઉઠમી ગાંઠ, વધરાળનો વૃષણરોગ, પાંડુરોગ, કમળો, હલીમક કમળો, અંતર્ગળવાયુ, કંબરનો શૂળ, શ્વાસ, આફરૂ, પગને ફુટ, વિચર્ચિકા રોગ, કુષ્ટરોગ, શરીર સડો, કોડ, હર્શ, ખુજળીનો રોગ, ફેફસાનો, પ્લીહોદર, ભગંદર, દાંતનો રોગ, આંખોનો રોગ, સ્ત્રિવોને રૂતુસંબંધી અડકાવનો રોગ, પુરૂષને ધાતુગત રોગ, અગ્નિમાંદ્ય રોગ, શરીર જખડાવાનો રોગ, વાયુ. પિત્ત, કફનો કોપ, એ સર્વે રોગ દૂર થાય; એ ચંદ્રપ્રભા શરીરને બળ આપનાર, સ્ત્રીસંગવિષે ઇચ્છા આપનાર, રસાયણ છે એમ જાણવું.

### કાંકાયન ગુટિકા; ગુલ્માદિરોગ ઉપર.

यवानी जीरकं धान्यं मरीचं गिरिकर्णिका ॥ ४७७ ॥ अजमोदोपकुंची च चतुःशाणाः पृथक् पृथक् ॥ हिंगु षट्शाणिकं कार्यं क्षारौ लवणपंचकं ॥ ४७८ ॥ त्रिवृच्चाष्टमितैः शाणैः प्रत्येकं कल्पयेत्सुधीः दंती सठी पोष्करं च विडंगं दाडिमं शिवा ॥ ४७९ ॥ चित्रोम्लवेतसः शुंठीशाणैः षोडशभिः पृथक् ॥ बीजपूररसेनैषां गुटिकां कारयेद्बुधः ॥ ४८० ॥ घृतेन पयसा मद्यैरम्लैरुष्णोदकेन वा ॥ पिबेत् कांकायनप्रोक्तां गुटिकां गुल्मनाशिनीम् ॥ ४८१ ॥ मद्येन वातिकं गुल्मं गोक्षीरेण च पैत्तिकं ॥ मूत्रेण कफगुल्मं च दशमूलैस्त्रिदोषजं॥४८२॥ उष्ट्रीदुग्धेन नारीणां रक्तगुल्मं निवारयेत् ॥ हृद्रोगं ग्रहणीं शूलं कृमीनर्शांसि नाशयेत् ॥ ४८३ ॥

અજમો, જીરૂ, ધાણા, મરી, વિષ્ણુક્રાંતા, સુવા, કળોંજી; એ સાત ઓષડો એક એક તોલો; હિંગ સેકીને ૧॥ તોલો; જવખાર, સાજીખાર, સિંધાલૂણ, સંચળખાર, બિડખાર, સમુદ્રમીઠું, બાંગડખાર, નિસોત્તર; એ આઠ ઓષડો બબ્બે તોલા; દાંતીમૂળ, કચોરો, પોખરમૂળ, વાવડિંગ, દાડમફળની છાલ, હરડે, ચિત્રકમૂળ, આમ્ળવેતસ કે ચણાની ખાટી, સુંઠ; નવ ઓષડો ચાર ચાર તોલા; એપ્રમાણે વજને ચૂર્ણ કરી, બીજોરા

ફળના રસમાં ગોળીયો બાંધવી, તે કાંકાયન ઋષીયે કહેલી છે, માટે તેનું કાંકાયનગુટિકા નામ છે. એ ગોળી ઘીમાં, ગાયના દૂધમાં, ખાટા દારૂમાં, કે ગર્મ પાણીમાં ડોહીને પીધાથી ગુલ્મ રોગાદિક દૂર થાય; દારૂમાં ડોહીને પીધાથી વાયૂનો ગુલ્મ, ગાયના દૂધમાં પીધાથી પિત્તગુલ્મ, ગાયના મૂત્રમાં પીધાથી કફગુલ્મ, દશમૂળ જે દસ ઝાડના મૂળોવીસે આગાળી વાતકફ જ્વરમાં કહેલા નામો છે તેના કાઢામાં પીધાથી ત્રિદોષનો સન્નિપાત ગુલ્મ દૂર થાય, ઉંટણીના દૂધમાં પીધાથી સ્ત્રિવોને લોહીનો ગુલ્મ કે પેટમાં ગોળો બંધાયછે તે દૂર થાય, અને હૃદ્રોગ, સંગ્રહણી, શૂળ, જંત કે કર્મના જીવડાનો રોગ, હર્શ, એટલા રોગ દૂર થાય.

## યોગરાજ ગુગ્ગળ; વાતાદિ રોગોઉપર.

नागरं पिप्पली चव्यं पिप्पलीमूलचित्रकौ ॥ भ्रष्टं हिंग्वजमोदं च सर्षपाजीरकद्वयं ॥ ४८४ ॥ रेणुकेंद्रयवाः पाठा विडंगं गजपिप्पली॥ कटुकातिविषा भार्गी वचा मूर्वेति भागतः ॥ ४८५ ॥ प्रत्येकं शाणिकानि स्युर्द्रव्याणीमानि विंशतिः ॥ द्रव्येभ्यः सकलेभ्यश्च त्रिफला द्विगुणा भवेत् ॥४८६॥ एभिश्चूर्णीकृतैः सर्वैः समो देयस्तु गुग्गुलुः ॥ वंगं रौप्यं च नागं च लोहसारं तथाभ्रकं ॥ ४८७ ॥ मंडूरं रससिंदूरं प्रत्येकं पलसंमितं ॥ गुडपाकसमं कृत्वा इमं दद्याद्यथोचितं ॥४८८॥ एकपिंडं ततः कृत्वा धारयेत् घृतभाजने ॥ गुटिकाः शाणमात्रास्तु कृत्वा ग्राह्या यथोचिताः ॥ ४८९ ॥ गुग्गुलुर्योगराजोयं त्रिदोषघ्नो रसायनः ॥ मैथुनाहारपानानां त्यागो नैवात्र विद्यते ॥४९०॥ सर्वान् वातामयान् कुष्ठान्यर्शांसि ग्रहणीगदं ॥ प्रमेहं वातरक्तं च नाभिशूलं भगंदरं ॥ ४९१ ॥ उदावर्तं क्षयं गुल्ममपस्मारमुरोग्रहं ॥ मंदाग्निश्वासकासांश्च नाशयेदरुचिं तथा ॥ ४९२ ॥ रेतोदोषहरः पुंसां रजोदोषहरः स्त्रियां ॥ पुंसामपत्यजनको वंध्यानां गर्भदस्तथा ॥ ४९३ ॥ रास्नादिक्काथसंयुक्तो विविधं हंति मारुतं ॥ काकोल्यादिशृतात् पित्तं कफमारग्वधादिना ॥४९४॥ दार्वीशृतेन मेहांश्च गोमूत्रेणैव पांडुतां ॥ मेदोवृद्धिं च मधुना कुष्ठे निंबशृतेन वा ॥ ४९५ ॥ छिन्नः क्काथेन वातास्रं शोथं शूलं कणां शृतान् ॥ पाटलाक्काथसहितो विषं मूषकजं

जयेत् ॥ ४९६ ॥ त्रिफलाक्काथसहितो नेत्रार्तिं हंति दारुणां ॥ पुनर्नवादेः क्काथेन हन्यात्सर्वोदराण्यपि ॥ ४९७ ॥

સુંઠ, પિપર, ચવક, પિંપળીમૂળ, ચિત્રક, હિંગ સેકેલી, અજમો, સરશી, જીરૂં, શાહજીરૂં, રેણુકાબીજ, ઇંદ્રજવ, પાહાડમૂળ, વાવડિંગ, ગજપિપર, કડૂ, અતિવિષ, ભારંગમૂળ કે છાલ, ઘોડાવજ, મોરવેલ; એ વીસ ઓષડો ૦।-૦। તોલો; અને હરડે, બેહડા, આંમળા ઠળીયાવિના ૧૦ તોલા, એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરી; પ્રથમ ૧૫ તોલા શુદ્ધ કરેલો ગુગ્ગળ બારીક વાટીને ચાષણી કરવી, તેમાં ઉપલું ચૂર્ણ તથા બંગભસ્મ, રૂપાની ભસ્મ, સિશાની ભસ્મ, લોહભસ્મ, અબર્ખ ભસ્મ, મંડૂરભસ્મ, રસસિંદૂર, એ સર્વે ભસ્મો ચાર ચાર તોલા લઈ, ઉપલા ગુગ્ગળની ચાષણીમાં નાંખીને ઠંડુ પાડવું; પછી સર્વેને ખળમાં બારીક વાટીને એક ગોળો કરવો, તેમાંથી ૦।-૦। તોલાની ગોળીયો બાંધીને ઘી ભરવાના માંટલામાં રાખવી; તેને યોગરાજ ગુગ્ગુળ કહેછે. તેમાંથી રોગીની શક્તિ જોઈ ગોળીનો જેટલો ભાગ આપવો ઘટે, તેટલો જે અનુપાનમાં ખવાડેથી રોગીને ફાયદા થાય, તેનો વિચાર કરીને આપવાથી, ત્રિદોષ કે સન્નિપાત, દુષ્ટરોગ, શરીરસડો, કોહોડ, હર્શનો રોગ, ઝાડાનો સંગ્રહણી રોગ, પરમો, વાતરક્તનો મ્હોટો શરીરસડો, નાભીનો શૂળ, ભગંદર, ઉદાવર્તવાયુ, ક્ષયરોગ, પેટમાં ગોળાનો ગુલ્મરોગ, ફેફરાનો, ઉરોગ્રહરોગ, અગ્નિમાંદ્યં, ખાંસી, શ્વાસ, દમ, શરીર જખડવાનો અવઠણુ રોગ, ઇત્યાદિક સર્વે જાતના વાયુનો રોગ દૂર થાયછે. એ યોગરાજગુગ્ગળથી પુરૂષોની ધાતૂનો વિકાર, અને સ્ત્રિવોના અડકાવ કે માથે આવવાનો રોગ દૂર થાય; પુરૂષોની ધાતુ વધીને છોકરો આપનારો થાય. વાંઝણી સ્ત્રિવો ગર્ભિણુ થાય. રાસ્નાદિ કાઢામાં ડોહીને પીધાથી નાના પ્રકારના વાયુ દૂર થાય. કાકોલીના કાઢામાં ડોહીને પીધાથી પિત્તરોગ. આરગ્વધાદિ કાઢામાં ડોહીને પીધાથી કફરોગ. દારૂહલદના કાઢામાં પીધાથી પરમાનો રોગ. ગાયના મૂત્રમાં મેળવીને પીધાથી પાંડુરોગ. શરીરમાં મેદરોગ કે ચરબી દુષ્ટ થઈ શરીર વધેલાને મધમાં મેળવીને પીધાથી. શરીરસડો કોહોડ કે કુષ્ટ રોગીને કડવા લિંબડાના કાઢામાં પીધાથી. વાતરક્તનો શરીરસડાનો મોહટા રોગ ઉપર ગુળવેલના કાઢામાં. શૂળ કે સોજાના રોગીને પિપરના કાઢામાં. ઉંદર જનાવરના ઝેરઉપર પાડલીના કાઢામાં. આંખોનાં રોગીને હરડા બેહડા અને આં-

મળાના કાઢામાં, કે પુનર્નવાના કાઢામાં પીધાથી સર્વે રીતે પેટનો ઉદરરોગ; એપ્રમાણે અનુપાનોમાં યોગરાજ ગુગ્ગળ મેળવીને પીધાથી, ઉપલા સર્વે રોગ દૂર થાયછે; એ રસાયણ છે પણ તેઉપર ખાવાપીવામાં, અથવા મૈથુનવિષે પરેજી રાખ્યાવિના, સર્વે જાતના વાયુના રોગો દૂર થાયછે.

## કૈશોર ગુગ્ગળ; વાતરક્તાદિકો ઉપર.

त्रिफलायास्त्रयः प्रस्थाः प्रस्थैका चामृता भवेत् ॥ संकुत्य लोहपात्रे तु सार्धद्रोणांबुना पचेत् ॥ ४९८॥ जलमर्धशृतं ज्ञात्वा गृह्णीयाद्वस्त्रगालितं ॥ क्काथे क्षिपेत्तु शुद्धं च गुग्गुलं प्रस्थसंमितं ॥ ४९९ ॥ पुनः पचेद्दयःपात्रे दर्व्या संघट्टयेन्मुहुः ॥ सांद्रीभूतं च तं ज्ञात्वा गुडपाकसमाकृतिं ॥ ५०० ॥ चूर्णीकृत्य ततस्तत्र द्रव्याणीमानि निक्षिपेत् ॥ त्रिफलार्द्धपला ज्ञेया गुडूची पालिका मता ॥ ५०१ ॥ षडक्षं त्र्यूषणं प्रोक्तं विडंगानां पलार्धकं ॥ दंती कर्षमिता कार्या त्रिवृत्कर्षमिता स्मृता ॥५०२॥ ततः पिंडीकृतं सर्वं घृतपात्रे विनिक्षिपेत्॥ गुटिकाः शाणिकाः कार्या युंज्याद्दोषाद्यपेक्षया ॥ ५०३ ॥ अनुपाने भिषक् दद्यात् कोष्णनीरं पयोऽथवा ॥ मंजिष्ठादिशृतं वापि युक्तियुक्तमतः परं ॥ ५०४ ॥ जयेत्सर्वाणि कुष्ठानि वातरक्तं त्रिदोषजं ॥ सर्वव्रणांश्च गुल्मांश्च प्रमेहपिटिकास्तथा ॥ ५०५ ॥ प्रमेहोदरमंदाग्निकासश्वयथुपांडुजान् ॥ हंति सर्वामयान्नित्यमुपयुक्तो रसायनः॥५०६॥ कैशोरकाभिधानोऽयं गुग्गुलुः कांतिकारकः ॥ वासादिना नेत्रगदान् गुल्मादीन् वरुणादिना ॥ ५०७ ॥ क्काथेन खदिरस्यापि व्रणकुष्ठानि नाशयेत् ॥ आम्लं तीक्ष्णमजीर्णं च व्यवायं श्रममातपं ॥ ५०८ ॥ मद्यं रोषं त्यजेत्सम्यक् गुणार्थी पुरसेवकः ॥

હરડે, બેહડા, આંમળા, ગુળવેલ; એ ચાર ઓષડો ६४-६४ તોલા, થોડા કુટી લોહડાની કહડઈમાં નાંખી, તેમાં ૧૫૩૬ તોલા પાણી નાખીને કાઢો કરવો, તેમાંનું અર્ધું પાણી બળવાથી ગાળી લેવું, તેમાં શુદ્ધ કરેલો ગુગ્ગળ બારીક વાટીને ६४ તોલા મેળવવો, અને ફરીને ઉપલી રીતે કહડઈમાં ઉકાળી, લોહડાના તવીથાથી વારંવાર ઘુટીને, ચાપણી કે જાડી પાઈ જેવો પાક થાય ત્યાંસુધી ઘુટવો, તેમાં હરડે, બેહડા, આં-

મળા, એ ત્રણ ઓષડો બબે તોલા; ગુળવેલ, ચાર તોલા; સુંઠ, મરી, પિપર, એ ત્રણ ઓષડો એક એક તોલો; વાવડિંગ બે તોલા, દાંતીમૂળ એક તોલો, નિસોત્તર એક તોલો, એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરીને, ઉપલા પાકમાં નાંખી મેળવીને, ગોળો કરી તેની ૦।-૦। તોલાની ગોળીયો બાંધવી, પછી તે સર્વે ગોળીવો ઘી ભરવાની માંટલીમાં રાખવી; તેને કૈશોર ગુગ્ગુળ કહેછે; એ ગુગ્ગળની ગોળીવોમાંથી, રોગીની શક્તિ અને રોગ દૂર થવાનું, અનુપાન માફક આંવે તે ઠરાવીને, જરા ગર્મ પાણીમાં, દૂધમાં, મંજીષ્ઠાદિ કાઢામાં ગોળી આપવી. તેથી સર્વે પ્રકારના કુષ્ઠરોગ, શરીરનો સડો કે કોહોડ, ત્રણે દોષમાંથી સન્નિપાતનો કે વાતરક્તનો મ્હોટો શરીર સડો, સર્વે નાસૂરના રોગ, ગુલ્મ રોગ, પ્રમેહપિટિકા, પરમાનો રોગ, પેટના ઉદરરોગ, ભૂખ બેસી જવાનો અગ્નિમાંદ્ય, ખાંસી, સોજો, પાંડુરોગ, એ સર્વે રોગ દૂર થાય, એ કૈશોર ગુગ્ગુળ કાંતી વધારનાર છે; વાસકાદિ કાઢામાં પીધાથી આંખોનો રોગ, વરૂણાદિ કાઢામાં પીધાથી ગુલ્માદિ રોગ, ખંદિરાદિ કાઢામાં પીધાથી સર્વે નાસૂરના અને શરીરસડાનો, કુષ્ઠરોગ દૂર થાયછે. ખાટું, તીખું, તેલ અજીર્ણ થાય તેવું ખાવું નહીં; સ્ત્રીનો સંગ, મેહનત, મજુરી, તડકામાં ફરવું, દારૂ પિનાર, રીસ કે ગુસ્સો, એટલા કામ ન કરવા સારી રીતે પેરેહજી રાખવાથી ઉપર લખેલા રોગ દૂર થાય.

## ત્રિફળા ગુગ્ગુળ; ભગંદર રોગાદિક ઉપર.

त्रिफलं त्रिफलाचूर्णं कृष्णाचूर्णं पलोन्मितं ॥ ९०९ ॥ गुग्गुलुः पंचपलिकः क्षोदयेत्सर्वमेकतः ॥ ततस्तु गुटिकां कृत्वा प्रयुंज्याद्वह्न्यपेक्षया ॥ ९१० ॥ भगंदरं गुल्मशोथावर्शांसि च विनाशयेत् ॥

હરડે, બેહડા, આંમળા, પિપર; એ ચાર ઓષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ અને શુદ્ધ કરેલો ગુગ્ગળ ૨૦ તોલા સારી રીતે વાટીને તેમાં ઉપલું ચૂર્ણ મેળવી, ગોળીયો બાંધી, તેમાંથી રોગીની શક્તિ અને પ્રકૃતિનો વિચાર કરીને આપવાથી ભગંદર, સોજો, ગુલ્મ, મુળવ્યાધીના રોગો દૂર થાયછે.

## ગોક્ષુરાદિ ગુગ્ગળ; પ્રમેહાદિકો ઉપર.

अष्टाविंशतिसंख्यानि पलान्यानीय गोक्षुरान् ॥ ९११ ॥ विपचेत्

षड्गुणे नीरे क्वाथो ग्राह्योर्द्धशेषितः ॥ ततः पुनः पचेत्तत्र पुरं सप्तपलं क्षिपेत् ॥ ५१२ ॥ गुडपाकसमाकारं ज्ञात्वा तत्र विनिक्षिपेत् ॥ त्रिकटु त्रिफला मुस्तं चूर्णितं पलसप्तकं ॥ ५१३ ॥ ततः पिंडीकृतं चास्य गुटिकामुपयोजयेत् ॥ हन्यात्प्रमेहं कृच्छ्रं च प्रदरं मूत्रघातकं ॥ ५१४ ॥ वातास्रं वातरोगांश्च शुक्रदोषं तथाश्मरीं ॥

ગોખરૂ ૧૧૨ તોલા થોડા કુટી; અને તેથી ૭ ઘણું પાણી, લોખંડની કહડઈમાં નાંખી તેમાં ઉકાળવું, અરધુ પાણી બળવાથી, શુદ્ધ કરેલો ગુગ્ગળ સારીરીતે બારીક વાટી તોલા ૨૮ તેમાં નાંખીને, લોખંડના તાવિઠાથી ઘુટીને મેળવવો, તેની ચાપણી પાકના જેવી કઠણ થવા પછી, નીચે લખેલા ઓષડો તેમાં નાંખવા, સુંઠ, મરી, પિપર, હરડે, બેહડા, આંમળા, નાગરમોથ; એ સાત ઓષડોનું ચૂર્ણ ચાર ચાર તોલા, પાકમાં મેળવીને તેની ગોળીયો બાંધવી; તેમાંથી ખાવાથી પરમો, મૂત્રકૃચ્છ્ર, સ્ત્રિવોને ધુપણીનો રોગ, મૂત્રાઘાત, વાતરક્ત, વાતરોગ, ધાતુનો વિકાર, મૂતખડા પઠરીનો રોગ દૂર થાય.

## ત્રિફળા મોદક; કુષ્ઠાદિકો ઉપર.

त्रिफलाष्टपला कार्या भल्लातानां चतुःपलं ॥ ५१५ ॥ बाकुची पंचपलिका विडंगानां चतुःपलं ॥ हतलोहं त्रिवृच्चैव गुग्गुलुश्च शिलाजतु ॥ ५१६ ॥ एकैकं पलमात्रं स्यात् पलार्द्ध पौष्करं भवेत् ॥ चित्रकस्य पलार्द्ध स्याद्विशाणं मरिचं भवेत् ॥ ५१७ ॥ नागरं पिप्पली मुस्तं त्वगेलापत्रकुंकुमं ॥ शाणोन्मितं स्यादेकैकं चूर्णयेत्सर्वमेकतः ५१८ ततस्तत्प्राक्षिपेच्चूर्णं पक्वखंडे च तत्समे ॥ मोदकान् पलिकान् कृत्वा प्रयुंजीत यथाचितान् ॥ ५१९ ॥ हन्युः सर्वाणि कुष्ठानि त्रिदोषप्रभवामयान् ॥ भगंदरप्लीहगुल्मान् जिव्हातालुगलामयान् ॥५२०॥ शिरोक्षिभ्रूगतान् रोगान् हन्यात्पृष्ठगतानपि ॥ प्राग्भोजनस्य देयं स्यादधः कायस्थिते गदे ॥ ५२१ ॥ भेषजं भक्तमध्ये च रोगे जठरसंस्थिते ॥ भोजनस्योपरिग्राह्यमूर्ध्वजत्रुगदेषु च ॥ ५२२ ॥

હરડે, બેહડા, આંમળા; એ ત્રણે ઓષડો ૩૨ તોલા; ભિલામો ૧૬

તોલા; બાવરચા ૨૦ તોલા; વાવડિંગ ૧૬ તોલા; લોહભસ્મ, નિસોત્તર, શુદ્ધ કરેલો ગુગ્ગળ અને શિલાજીત; એ ચાર ઓષડો ચાર ચાર તોલા; પોખરમૂળ અને ચિત્રકમૂળ બબે તોલા; મરી અર્ધો તોલો; સુંઠ, પિપર, નાગરમોથ, તજ, એલચી, તમાળપત્ર, નાગકેસર; એ સાત ઓષડો ૦।-૦। તોલો; સર્વે ઓષડોનું ચૂર્ણ કરીને, તેના વજન બરોબર ખડીશાકરની ચાષણી કરી, તેમાં ઉપલું ચૂર્ણ નાંખીને લાડવા ચાર ચાર તોલાના કરવાં, તેમાંથી રોગીની શક્તિ અને ફાયદો કર્તા અનુપાન સાથે ખાધાથી, શરીરના સર્વે સડાનો કુષ્ઠરોગ, ત્રણે દોષ કે સન્નિપાતનો ભગંદર, ફેફસાનો કવળૂ રોગ, ગુલ્મ પેટના ગોળાનો, જીભનો રોગ, ટાળૂનો રોગ, કંઠ કે ગળાનો રોગ, મસ્તકનો રોગ, આંખોનો રોગ, ભવાનો રોગ, ગરદનનો રોગ, વાસાનો રોગ એટલા રોગ દૂર થાય. કંબરથી પગસુધી લૂલા પડવાનો રોગ, હોય તો જમવાની અગાઉ ઓષડ ખાવું; પેટનો રોગ હોય તો ભાત કે ધાન સાથે ઓષડ ખાવું; છાતીથી માથાસુધીના રોગવાળાએ જમવા પછી ઓષડ ખાવું.

## કાંચનાર ગુગ્ગળ; ગંડમાળાદિકો ઉપર.

कांचनारत्वचो ग्राह्यं पलानां दशकं बुधैः ॥ त्रिफला षट्पला कार्या त्रिकटु स्यात्पलत्रयं ॥ ९२३ ॥ पलैकं वरणं कुर्यादेलात्वक् पत्रकं तथा ॥ एकैकं कर्षमात्रं स्यात्सर्वाण्येकत्र चूर्णयेत् ॥ ९२४ ॥ यावच्चूर्णमिदं सर्वं तावन्मात्रस्तु गुग्गुलुः ॥ संकुट्य सर्वमेकत्र पिंडं कृत्वा च धारयेत् ॥ ९२५ ॥ गुटिकाः शाणिकाः कार्याः प्रातर्ग्राह्या यथोचिताः ॥ गंडमालां जयत्युग्रामपचीमर्बुदानि च ॥ ९२६ ॥ ग्रंथीन् व्रणांश्च गुल्मांश्च कुष्ठानि च भगंदरं ॥ प्रदेयश्चानुपानार्थं क्वाथो मुंडिनिकाभवः ॥ ९२७ ॥ क्वाथः खदिरसारस्य पथ्याक्वाथोष्णकं जलं ॥

કાંચન વૃક્ષની છાલ ૪૦ તોલા; હરડે, બેહડા, આંમળા, એ ત્રણ ઓષડો આઠ આઠ તોલા, સુંઠ, મરી, પિપર, વાયવર્ણી; એ ચાર જણસો ચાર ચાર તોલા; એલચી, તજ, તમાળપત્ર; એ ત્રણ ઓષડો એક એક તોલો; સર્વે ઓષડોનું ચૂર્ણ કરીને, ત્રિફળા અથવા દસમૂળના કા-

ઢામાં શુદ્ધ કરેલો ગુગ્ગળ, ઉપલા ચૂર્ણને વજને ખલમાં ખલીને બારીક કરવો, તેમાં ઉપલું ચૂર્ણ મેળવી ફરીને ખલવું, સર્વે એક રસ થવાથી તેની ગોળીવો ૦।-૦। તોલાની બાંધી, તે ગોલી પ્રાતઃકાળે ગોરખમુડીનામે વનસ્પતીના કાઢામાં, ખેરનીનારના કાઢામાં, હરડેના કાઢામાં, ગર્મ પાણીમાં એકેક ગોળી, શરીરશક્તિ પ્રમાણે અનુપાનો જે માંફક આવે, તેમાં ખાધાથી અતિશે દુઃખદાયક ગંડમાળા કે તેનો ભેદ અપચી રોગ, અર્બુદ ઉઠમી ગાંઠ કે પાઠાનો, ફોલ્લીનો, નાસુરનો, ગુલ્મ રોગ, કુષ્ટરોગ, ભગંદર રોગ; પરેહજી રાખેથી સર્વે રોગ દૂર થાય.

## માષાદિ મોદક; ધાતુપુષ્ટી ઉપર.

निस्तुषं माषचूर्णं स्यात्तथा गोधूमसंभवं ॥ ९२८ ॥ निस्तुषं यवचूर्णं च शालितंदुलजं तथा ॥ सूक्ष्मं च पिप्पलीचूर्णं पालिकान्युपकल्पयेत् ॥ ९२९ ॥ एतदेकीकृतं सर्वं भर्जयेत् गोघृतेन च ॥ अर्धमात्रेण सर्वेभ्यस्ततः खंडं समं क्षिपेत् ॥ ९३० ॥ जलं च द्विगुणं दत्त्वा पाचयेत्तच्छनैः शनैः ॥ ततः पक्वं समुत्धृत्य वृत्तान् कुर्वीत मोदकान् ॥ ९३१ ॥ भुक्त्वा सायं पलैकं च पिबेत् क्षीरं चतुर्गुणम् ॥ वर्जनीयौ विशेषेण क्षीराम्लौ द्वौ रसावपि ॥ ९३२ ॥ कृत्वैवं रमयेन्नारीर्बव्हीर्न क्षीयते नरः ॥

અડદ, ઘઊ, જવ, ચોખા, એ ચાર અનાજ જુદૂ જુદૂ છડી તેનો કુંડો કાહડીને તથા પિપર, એ પાંચેનું ચૂર્ણ ચાર ચાર તોલા એકઠું કરવું; તે સર્વેના વજનથી અર્ધું ગાયનું ઘી તેમાં નાંખી, સર્વે ચૂર્ણને સારી રીતે સેકવું કે ભુજવું; તે સર્વેના વજન બરોબર ખડીશાકર અને તેથી બેવડું પાણી તેમાં નાંખીને, મંદાગ્નીથી તેનો પાક કરવો, ત્યારપછી તેનો લાડવો ચાર ચાર તોલાને આસરે બાંધીને, તેમાંથી એક એક રાત્રે ખાવો, તે ઉપર ૧૬ તોલા દૂધ પીવું, અને ખટાસ, તિખાસ, ખરાસ, કે તેલની વસ્તુ નહી ખાવી તથા પરેહજી રાખવાથી, તે માણસે ઘણી સ્ત્રીનો સંગ કરવા છતા તેનું શરીર નબળું થતું નથી.

---

# अथ अष्टमोऽध्याय प्रारंभ.

## अवलेहकल्पना.

## અથ આઠમો અધ્યાય પ્રારંભ.

### ઓષડોની રસક્રિયા કે ચાષણી, પાક કરવાની વિધિ.

काथादीनां पुनः पाकात् घनत्वं सा रसक्रिया ॥ ९३३ ॥ सोवलेहश्च लेहः स्यात् तन्मात्रा स्यात्पलोन्मिता ॥ सिता चतुर्गुणा कार्या चूर्णाच्च द्विगुणो गुडः ॥ ९३४ ॥ द्रवं चतुर्गुणं दद्यादिति सर्वत्र निश्चयः ॥ सुपक्के तंतुमत्त्वं स्यादवलेहप्सु मज्जति ॥९३५॥ खरत्वं पीडिते मुद्रा गंधवर्णरसोद्भवः॥दुग्धमिक्षुरसं यूषं पंचमूलकषायजं॥९३६॥ वासाक्वाथं यथायोग्यमनुपानं प्रशस्यते ॥

પ્રથમ કહેલા ક્વાંટાદિક અથવા કાઢાને ફરીને ઉકાળી, તેનું પાણી બાળી શાકરની ચાષણીજેવો પાક કરેછે, તેને રસક્રિયા, અવલેહ, અને લેહ કહેછે; તે અવલેહ ખાવાનું વજન ચાર તોલા જાણવું. અવલેહમાં શાકર મેળવવી હોય તો, ચૂર્ણના વજનથી ચોગણી, અને ગોળ મેળવવો હોય તો બમણો મેળવવો; પાણી, દૂધ, ગાયનું મૂત્ર અથવા હરયેક પાતળી વસ્તુ મેળવવી હોય તો, ચૂર્ણના વજનથી ચોગણી લેવી, એવી રીતે અવલેહવિશે સર્વે પ્રકારે નિશ્ચયે જાણવું; તે અવલેહનો પાક સારી રીતે થવાની, પરીક્ષા કરવી હોય તો પાકી ચાષણી થવાથી તાર નિકળે, અને તેને આંગળીથી દબાવે તો આંગળાની રેખા તેમાં પડેછે, દાબવાથી શખ્ત લાગેછે; પાણીમાં તેને નાંખેથી તે ડુબી જાયછે; તે પાકનું અપૂર્વ ગંધ, વર્ણ, રસ થાયછે. એવી રીતે સારો પાક થવાના લક્ષણો જાણવા; તે અવલેહ ખાવા ઉપર અનુપાનમાં દૂધ, સેરડીનો રસ, પંચમૂળનાં કાઢાની કાંજી, અડુલસાનો કાઢો ઈત્યાદિક છે, રોગીને તેમાંથી ફાયદો કર્તા હોય તે ઠરાવીને આપવું.

### કંટકાર્યાવલેહ; ઉચકી, શ્વાસ કાસાદિકો ઉપર.

कंटकारीतुलां नीरद्रोणे पक्त्वा कषायकं ॥ ९३७ ॥ पादशेषं गृहीत्वा च तास्मिन् चूर्णानि दापयेत् ॥ पृथक् पलानि चैतानि गुडू-

चीचव्यचित्रकाः ॥ ९३८ ॥ मुस्तं कर्कटशृंगी च त्र्यूषणं धन्वयासकः ॥ भांर्गी रास्ना सटी चैव शर्करा पलविंशतिः ॥ ९३९ ॥ प्रत्येकं च पलान्यष्टौ प्रदद्यात् घृततैलयोः ॥ पक्त्वा लहत्वमानीय शीते मधु पलाष्टकं ॥ ९४० ॥ चतुःपलं तु गोक्षीर्याः पिप्पलीनां चतुःपलं ॥ क्षिप्त्वा निदध्यात्सुदृढे मृण्मये भाजने शुभे ॥ ९४१ ॥ लेहोऽयं हंति हिक्कार्तिश्वासकासानशेषतः ॥

રિંગણીમૂળ ચારસો તોલા, થોડાક કુટી, તેમાં ૧૦૨૪ તોલા પાણી નાંખીને ઉકાળવું. તેમાંનું પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રેહવાથી ગાલીને, તેમાં ગુળવેલ, ચવક, ચિત્રક, નાગરમોથ, કાકડશિંગી, સુંઠ, મરી, પિપર, ધમાસો, ભારંગછાલ, રાસ્ના, કચોરો; એ બાર ઓષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ, તથા શાકર ૮૦ તોલા; ઘી અને શરસ્યું તેલ બત્રિસ બત્રિસ તોલા, એ સર્વે કાઢામાં નાંખીને ફરીને ઉકાળવું, પાણી બળતા તેની ચાષણી થવાથી ઠંડુ પાડી; તેમાં મધ ૩૨ તોલા, વંશલોચન અને પિપર સોળ સોળ તોલા; એ ત્રણેનું ચૂર્ણ અવલેહ કે ચાષણીમાં મેળવીને સારી મજબુત માંટલીમાં તે અવલેહ ભરી, તેમાંથી દરરોજ ખાવું; તેથી હેડકી, સર્વે પ્રકારનો શ્વાસ, આફ્રણ, ખાંસીના રોગો દૂર થાય.

### ચ્યવનપ્રાસ્યાવલેહ; ક્ષયાદિકો ઉપર.

पाटलारणिकाश्मर्यबिल्वारलुकगोक्षुराः ॥ ९४२ ॥ पर्ण्यौ बृहत्यौ पिप्पल्यः शृंगीद्राक्षामृताभयाः ॥ बला भूम्यामली वासा ऋद्धी जीवंतिका सटी ॥ ९४३ ॥ जीवकर्षभकौ मुस्तं पोष्करं काकनासिका ॥ मुद्गपर्णी माषपर्णी विदारी च पुनर्नवा ॥ ९४४ ॥ काकोल्यौ कमलं मेदे सूक्ष्मैलागरुचंदनं ॥ एकैकं पलसंमानं स्थूलचूर्णितमौषधं ॥ ९४५ ॥ एकीकृत्य बृहत्पात्रे पंचामलशतानि च ॥ पचेद् द्रोणजले क्षिप्त्वा ग्राह्यमष्टांशशेषितं ॥ ९४६ ॥ ततस्तु तान्यामलानि निष्कुलीकृत्य वाससा ॥ दृढहस्तेन संमर्द्य क्षिप्त्वा तत्र ततो घृतं ॥ ९४७ ॥ पलसप्तमितं तानि किंचित् भृष्ट्वाल्पवन्हिना ॥ ततस्तत्र क्षिपेत् क्काथं खंडं चार्धतुलोन्मितं ॥ ९४८ ॥ लेहवत्साधयित्वा च चूर्णानीमानि दापयेत् ॥ पिप्पली द्विपला ज्ञेया गो-

क्षीरी तु चतुःपला ॥ १४९ ॥ प्रत्येकं च त्रिशाणाः स्युस्त्वगेलापत्रकेसराः ॥ ततस्त्वेकीकृते तस्मिन् क्षिपेत् क्षीरं च षट्पलं ॥१५०॥ इत्येवं च्यवनप्रोक्तं च्यवनप्राश्यसंज्ञितं ॥ लेहं वन्हिबलं दृष्ट्वा खादेत्क्षीणो रसायनं ॥ १५१ ॥ बालवृद्धक्षतक्षीणा नारी क्षीणाश्च शोषिणः ॥ हृद्रोगिणः स्वरक्षीणा ये नरास्तेषु युज्यते ॥ १५२ ॥ कासं श्वासं पिपासां च वातास्त्रमुरसो ग्रहं ॥ वातपित्तं शुक्रदोषं मूत्रदोषं च नाशयेत् ॥ १५३ ॥ मेधां स्मृतिं स्त्रीषु हर्षं कांतिं वर्णं प्रसन्नतां ॥ अस्मात्प्रयोगादाप्नोति नरो जीर्णं विवर्जितः ॥ १५४ ॥

પાડળ, એરણ, શિવણ, બિળમૂળ, ટેંટુ, ગોખરૂં, શાળવણ, પીઠવણ, ભોયરિંગણી, મોતરિંગણી, પિપર, કાંકડશિંગી, કાળીદરાખ, ગુળવેલ, હરડે, ચિકણામૂળ, ભુયઆંમળા, અરડુસો; ઋદ્ધિ અને વૃદ્ધિ બે વસ્તુ મળતી નથી તેને બદલે વારાહીકંદ, અને હરણવેલ વાપરવા; જીવક, અને ઋષભક એ બેને બદલે વિદારીકંદ, બેવડા વજને; કચોરો, નાગરમોથ, પોખરણી મૂળ, કાવળીના મૂળ, જગલી મંગ, જગલી અડદ, વિદારીકંદ, પુનર્નવા; કાકોળી અને ક્ષીરકાકોળીને બદલે આસકંદ બેવડા વજને; મેદા અને મેહાને બદલે જેઠીમધ બેવડા વજને; એલચી, કૃષ્ણાગર; એ સર્વે ઓષડો ચાર ચાર તોલા લઈ, થોડા થોડા કુટીને એકઠા કરવા; પછી એક મોહટું હાંડલું લઈ તેમાં મ્હોટા મ્હોટા આંમળા પાંચસો ભરીને; તેમાં ઉપર લખેલા સર્વે ઓષડો અને ૧૦૨૪ તોલા પાણી નાંખીને ઉકાળવું, તેમાંનું પાણી બળતા આઠમે હિસ્સે બાકી રહે તે કાઢો જુદો ગાળીને લેવો, પછી તેમાંના આંમળા સર્વે કાહડી લઈ ઓષડોનો કુચો નાંખીદેવો. કહલઈવાળા વાશણના મોહડાને, મજબુત બાંદીના કટકાની ઝોલી બાંધવી, તેમાં આમળા નાંખીને જોરથી મસળવા, તેને મસળતાં મસળતાં મેદો કે તેનો મગજ થઈને કાપડમાંથી સર્વે ગળી રહે, તેમાં ૨૮ તોલા ઘી નાંખીને આમળાનો મગજ હલકા અગ્ની એ થોડો થોડો લાલ થાય તેમ ભૂજવો; પછી ગાળી રાખેલો ઉપલો કાઢો, અને મગજના વજનથી અર્ધી ખડી શાકર, તેમાં નાંખીને ઉકાળવું, તેમાંનું પાણી બાલીને પાક કરવો, ત્યાર પછી પિપર તોલા આઠ, વંશલોચન ૧૬ તોલા; તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર; એ ચાર

ઓષડાનું ચૂર્ણ પોણો પોણો તોલો; અને ૨૪ તોલા મધ, સર્વેને પાકસાથે મેળવવું. આ અવલેહ ચ્યવન નામે ઋષીએ કહેલો છે, તેથી તેને ચ્યવનપ્રાસ્ય કહેછે; તે પાકમાંથી ક્ષીણ કે ઘસાઈ ગયેલા માણસે પોતાની શક્તિ કે કોઠાની અગ્નીનું બળ જોઈ ખાવો, તેથી શરીર ઘસારો દૂર થાય. બાળક, વૃદ્ધ; ક્ષતો કે ઘારા પડવાથી ક્ષીણ થયેલા માણસે, અતિશે વ્યભિચારથી જેની ધાતુ નષ્ટ થયેલી હોય તેણે, જે શરીરે શોષાયછે તેણે, જેને છાતીનો રોગ હોય, જેનો કંઠ કે ગળાનો શબ્દ ક્ષીણ થાયછે, શ્વાસ, આફ્રણ, ખાંસી, તૃષાપ્યાસ, વાતરક્તનો મ્હોટો શરીરસડો, ઉરો-ગ્રહ હયાનો રોગ, વાયુ અને પિત્તકોપનો રોગ, ધાતુદોષ, મૂત્રદોષ; એટલા રોગીએ પાકમાંથી ખાધાથી રોગ દૂર થાય; એ પાકથી બુદ્ધિ અને યાદશક્તિ વધે; સ્ત્રીના સંગવિષે ઇચ્છા થાય; શરીરની કાંતી, વર્ણ, સ્વરૂપ વધે; મન ખુશીમાં રહે; માણસ ઉમ્મરે પોહચ્યાવિના ઘડપણ કે વૃદ્ધપણું ન આવે; અને સર્વે રોગથી દૂર થાય.

## કૂષ્માંડકાવલેહ; રક્ત પિત્તાદિકો ઉપર.

निष्कुलीकृत्य कूष्मांडं खंडं पलशतं पचेत् ॥ निक्षिप्य द्वितुलं नीरधर्मशिष्टं च गृह्यते ॥ ९९ ॥ तानि कूष्मांडखंडानि पीडयेत् दृढवाससा ॥ आतपे शोषयेत् किंचित् शूलाग्रैर्बहुशो व्यधेत् ॥९६॥ क्षिप्त्वा ताम्रकटाहे च दद्यादष्टपलं घृतं ॥ तेन किंचित् भर्जयित्वा पूर्वोक्तं तज्जलं क्षिपेत् ॥ ९७ ॥ खंडापलशतं दत्त्वा सर्वमेकत्र पाचयेत् ॥ सुपक्के पिप्पली शुंठी जीरकं द्विपलं पृथक् ॥ ९८ ॥ पृथक् पलार्द्धं धान्याकं पत्रैला मरिचत्वचं ॥ चूर्णीकृत्य क्षिपेत्तत्र घृतार्द्धं क्षौद्रमावहेत् ॥ ९९ ॥ खादेदग्निबलं दृष्ट्वा रक्तपित्ती क्षयी ज्वरी॥ शोषस्तृषा तमश्छर्दिकासश्वासक्षतातुरः ॥ ९६० ॥ कूष्मांडकावलेहोयं बालवृद्धेषु युज्यते ॥ उरःसंधानकृत् वृष्यो बृंहणो बलकृन्मतः ॥ ९६१ ॥

ભૂરૂં કોહલું સારૂં પાકટ થયેલું લાવીને, તેની છાલ કાઢી, ચારસો તોલાના ઝીણાં ઝીણાં કટકા કરવા, તેથી બમણા વજને પાણી નાંખી-ને ઉકાળવું, અર્ધું પાણી બળવાથી બાકી રહેલું, કહલઈવાલા જુદા વાશણમાં ગાળી લેવું, પછી કોહળાના સર્વે કટકા બાહર કાઢી મજબુત

કાપડમાં ભરી, તેમાંનું સર્વે પાણી જોરથી જુદા વાશણમાં નિચવી લેવું; કહલઈવાળા વાશણમાં ૩૨ તોલા ઘી નાંખીને હલકો અગ્નિ આપવો, પછી તેમાં કોહળાનો કુચો નાંખીને આસ્તે આસ્તે ઘીમાં ભુંજવો, તેમાં જરા રતાસ આવેથી, ગાળી રાખેલું બેહુ પાણી અને ખડીશાકર ચારસો તોલા, તેમાં નાંખીને ફરી ઉકાળવું, તેમાંનું સર્વે પાણી બળતા પાક થાય, ત્યાંસુધી લોઢાના તવેઠાથી ઘુટવો, પછી તેમાં પિપર, સુંઠ, જીરૂં; એ ત્રણ ઓષડો આઠ આઠ તોલા; ધાણા, તમાલપત્ર, એલચી, મરી, તજ; એ પાંચ ઓષડો બબે તોલા; એ આઠ ઓષડોનું ચૂર્ણ તથા મધ તોલા સોળ ઉપળા પાકમાં મેળવવા, તેને કૂષ્માંડકાવલેહ કહેછે; તે પાકમાંથી રોગીની શક્તિ અને કોઠાનું બળ જોઇ ખાવું, તેથી રક્તપિત્તનો લોહી ઉકાળો કે ઝાડો, ઉલટી કે ક્ષય, તાવ, શરીરશોષ, તૃષા, આંખોને અંધારા, ઉલટી, શ્વાસ, આફ્રણ, ખાંસી, ઉરક્ષત, હયાનોરોગ, એટલા રોગો દૂર થાય. તે પાક બાળક, વૃદ્ધને ઉપયોગી પડેછે, છાતીમાં પિત્તોના કોપેથી વિદીર્ણ કે ફાટફુટ થાય તેને, એ પાક સાંધેછે; સ્ત્રીસંગની ઈચ્છા, ધાતુની વૃદ્ધિ, તથા બળ વધેછે.

## કૂષ્માંડ ખંડ લેહ; અર્શાદિરોગો ઉપર.

युक्त्या कूष्मांडखंडं च सूरणं विपचेत्सुधीः ॥ अर्शसां मूढवातानां खंडाग्नीनां च शस्यते ॥ ९६२ ॥

કોહલાના ઝીણા ઝીણા કટકા અને સૂરણ બમણેલું, બેહુને એકઠું ઘીમાં સેકીને જરા લાલ કરવું, તેના વજનથી ચોગણી ખડીશાકર, તેથી ચોગણું પાણી એ બેહુને ઉકાળવું પાણી બાળીને ચાષણી કરવી, પછી તેમાં ઉપજુ કોહળું અને સૂરણ નાંખીને તેનો પાક કરવો તેમાંથી ખાધાથી હર્શનો રોગ, આખુ શરીર જખડાયલું, મૂઢ વાયુનો રોગ દૂર થઇ, કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

## અગસ્ત્ય હરીતકી; ક્ષયાદિકો ઉપર.

हरीतकीशतं भद्रं यवानामाढकं तथा ॥ पलानि दशमूलस्य विंशतिश्च नियोजयेत् ॥ ९६३॥ चित्रकः पिप्पलीमूलमपामार्गः सटी तथा ॥ कपिकच्छुः शंखपुष्पी भार्गी च गजपिप्पली ॥ ९६४ ॥

बला पुष्करमूलं च पृथक् द्विपलमात्रया ॥ पचेत्पंचाढके नीरे यवैः स्विन्नैः शृतं नयेत् ॥१६५॥ तच्चाभयाशतं दद्यात् क्वाथे तस्मिन् विचक्षणः ॥ सर्पिस्तैलाष्टपलकं क्षिपेद्गुडतुलां तथा ॥ १६६ ॥ पक्त्वा लेहत्वमानीय सिद्धे शीते पृथक् पृथक् ॥ क्षौद्रं च पिप्पलीचूर्णं दद्यात्कुडवमात्रया ॥ १६७ ॥ हरीतकीद्वयं खादेत्तेन लेहेन नित्यशः ॥ क्षयं कासं ज्वरं श्वासं हिक्कार्शारुचिपीनसान् ॥ १६८ ॥ ग्रहणीं नाशयेदेष वलीपलितनाशनः ॥ बलवर्णकरः पुंसामवलेहो रसायनः ॥ १६९ ॥ विहितोगस्त्यमुनिना सर्वरोगप्रणाशनः ॥

જવ નામે અનાજ ૨૫૬ તોલા થોડાક કુટીને લેવા, તેથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠ હિસ્સે બાકી રહે, તે વખતે પાણી ગાળીને રાખવું, પછી દશ ઝાડોના મુળ જે અગાઊ વાતકફજ્વરમાં કહેલા ચિત્રક, પિપળીમૂળ, અઘાડો, કચોરો, કવચબીજ, શંખપુષ્પી, ભારંગની છાલ, ગજપિપર, ચિકણામૂળ, પોખરણીના મૂળ; એ વિસ ઓષડો આઠ આઠ તોલા; એ સર્વે ઓષડો કુટીને તેમાં ૧૨૮૦ તોલા પાણી નાંખી ઉકાળવું, તેમાંનું પાણી બળતા ચોઠ હિસ્સે બાકી રહે તે જુદુ ગાળી લેવું. તેમાં સુરવારી મ્હોટી હરડે એકસો; ઘી; તળનુ તેલ બત્રીસ બત્રીસ તોલા; અને ગોળ ૪૦૦ તોલા, સર્વે એકઠું મેળવી ફરીને ઉકાળવું, તેમાંનું સર્વે પાણી બળતા જાડી ચાષણી થવાથી, ઉતારીને ઠંડૂ પાડવું, પછી તેમાં પિપરનું ચૂર્ણ, મધ, સોળ સોળ તોલા મેળવવું, એ પ્રમાણે અવલેહ, અગસ્ત્ય રૂષીએ કહેલો છે; માટે તેનું નામ અગસ્ત્ય હરીતકી કહેછે; તેમાંથી રોગીએ બબે હરડે પાકસાથે રોજ ખાધાથી ક્ષય રોગ, ખાંસી, જ્વર, શ્વાસ, દમ, હેડકી, હર્શ, શરીર જખડાતું, પીનસરોગ નાકમાં થાયછે તે, સંગ્રહણી ઝાડાનો, એટલા રોગો દૂર થાય, શરીરે બળ અને કાંતિ વધે, સફેદ બાલ થતા અટકી કાળા થાય, એ અવલેહ રસાયન છે, તેથી સર્વે રોગ દૂર થાયછે.

## કુટજાવલેહ; અર્શાદિકો ઉપર.

कुटजत्वक् तुलां द्रोणे जलस्य विपचेत्सुधीः ॥१७०॥ कषायं पादशेषं च गृण्हीयाद्वस्त्रगालितं ॥ त्रिशत्पलं गुडस्यात्र दत्वा च विपचे-

त्पुनः ॥ ५७१ ॥ सांद्रत्वमागतं ज्ञात्वा चूर्णानीमानि दापयेत् ॥ रसांजनं मोचरसं त्रिकटुं त्रिफलां तथा ॥ ५७२ ॥ लाजालु चित्रकं पाठां बिल्वमिंद्रयवान् वचां ॥ भल्लातकं प्रतिविषां विडंगानि च वालकं ॥ ५७३ ॥ प्रत्येकं पलसंमानं घृतस्य कुडवं तथा ॥ सिद्धशीते ततो दद्यान् मधुनः कुडवं तथा ॥ ५७४॥ जयेदेषोवलेहस्तु सर्वाण्यर्शांसि वेगतः ॥ दुर्नामप्रभवान् रोगानतीसारमरोचकं ॥५७५॥ ग्रहणीं पांडुरोगं च रक्तपित्तं च कामलां ॥ आम्लपित्तं तथा शोथं कार्श्यं चैव प्रवाहिकां ॥ ५७६ ॥ अनुपाने प्रयोक्तव्यमाजं तक्रं पयो दधि॥ घृतं जलं वा जीर्णे च पथ्यभोजी भवेन्नरः ॥ ५७७ ॥

કુડાનામે ઝાડની છાલ ૪૦૦ તોલા થોડી કુટી, તેમાં પાણી ૧૦૨૪ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે, તે કાઢો કપડાથી ગાળી લેવો, તેમાં ૧૨૦ તોલા ગોળ નાંખી ફરીને ઉકાળવો, પાણી બાળીને ચાષણી કરવી, પછી તેમાં રસાંજન, મોચરસ, સુંઠ, મરી, પિપર, હરડે, બેહડા, આંમળા, લાજરી, ચિત્રક, પાહડમૂળ, બિળફળકુમળા, ઇંદ્રજવ, ઘોડાવજ, ભિલામો, અતિવિષ, વાવડિંગ, વાળો; એ અઢાર ઓષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ, અને ઘી તોલા સોળ તથા મધ તોલા સોળ મેળવવું. તે પાકમાંથી બકરીના દૂધમાં, છાસમાં, દહીમાં, ઘીમાં અથવા પાણીસાથે, ભૂખ લાગેલી હોય તે વખતે ખાધાથી, અને તે ઉપર સારી રીતે પહરેજી રાખવાથી, સંપૂર્ણ સર્વે પ્રકારના હર્શનો મુળવ્યાધી જલદીથી દૂર થાય, ભગંદરાદિક દુષ્ટ નામનો રોગ; અતિસાર, શરીર જખડવાનો, સંગ્રહણી રોગ, પાંડુરોગ, રક્તપિત્ત રોગ, આંખોમાં કાવિળનો રોગ, મોત્યાનો રોગ, આમ્લ પિત્તરોગ, સોજો, શરીર તવાય કે કૃષતા, પ્રવાહિકા રોગ, અતિસારનો ભેદથી જેટલા રોગ થાય તે સર્વે રોગ દૂર થાય.

### આર્દ્રકુટજાવલેહ; સર્વાતિસારાદિકો ઉપર.

कुटजत्वक् तुलामार्द्रां द्रोणनीरे विपाचयेत् ॥ पादशेषे शृतं नीत्वा चूर्णान्येतानि दापयेत् ॥ ५७८ ॥ लज्जालुर्धातकी बिल्वं पाठा मोचरसस्तथा ॥ मुस्तं प्रतिविषा चैव प्रत्येकं स्यात्पलं पलं ॥ ५७९ ॥

ततस्तु विपचेद्भूयो यावद्दर्वीप्रलेपनं ॥ जलेन छागीदुग्धेन पीतो मंडेन वा जयेत् ॥ ९८० ॥ सर्वातिसारान् घोरांस्तु नानावर्णान् सवेदनान्॥ असृकूदरं समस्तं च सर्वार्शांसि प्रवाहिकां ॥ ९८१ ॥

કુડાના ઝાડની છાલ ૪૦૦ તોલા કુટી, તેમાં પાણી ૧૦૨૪ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે, તેમાંથી પાણી ગાળી લેવું, તેમાં લાજરી, ધાયઠીના ફુળ, બિળફળ કુમળા, પાહડમૂળ, મોચરસ, નાગરમોથ, અતિવિષ; એ સાત ઓષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ કરીને ઉપલા કાઢામાં મેળવી ફરીને ઉકાળવું, તેને લોખંડની કડછીથી ઘુટતા તેની જાડી ચાષણી કરવી; તેમાંથી પાક પાણી સાથે, બકરીના દૂધ સાથે અથવા ચોખાની કાંજી સાથે ખાધાથી, અતિ વેદનાસહિત લિલા પિળા અનેક પ્રકારના રંગો, જે અતિસારના ઝાડામાં થતા હોય, અઘોરરૂપે સંપૂર્ણ અતિસાર થયેલો, અને સ્ત્રિવોને સંપૂર્ણ પ્રકારે ધુપણીનો રોગ લાગેલો હોય, સંપૂર્ણ હર્શનો રોગ, અતિસારનો ભેદ પ્રવાહિકાનો રોગ, એવી રીતે થયેલા રોગો દૂર થાય.

---

# अथ नवमोऽध्याय प्रारंभ.

## घृततेलादि स्नेहादि कल्पना.

## અથ નવમો અધ્યાય પ્રારંભ.

### ઘીમાં, તેલમાં ઓષડોનો પાક કરવાની રીત.

कल्काच्चतुर्गुणीकृत्य घृतं वा तैलमेव वा ॥ चतुर्गुणे द्रवे साध्यं तस्य मात्रा पलोन्मिता ॥९८२॥ निक्षिप्य क्वाथयेत्तोयं क्वाथद्रव्याच्चतुर्गुणं ॥ पादशिष्टं गृहीत्वा च स्नेहं तेनैव साधयेत् ॥ ९८३ ॥ चतुर्गुणं मृदुद्रव्ये कठिनेष्टगुणं जलं ॥ तथाच मध्यमद्रव्ये दद्यादष्टगुणं पयः ॥ ९८४ ॥ अत्यंते कठिने द्रव्ये नीरषोडशकं मतं ॥ कर्षादितः पलं यावत् क्षिपेत् षोडशकं जलं ॥९८५॥ तदूर्ध्वं कुडवं यावत् क्षिपेदष्टगुणं पयः ॥ प्रस्थादितः क्षिपेन्नीरं खारी यावच्चतुर्गुणं ॥९८६॥ अंबुक्वाथरसैर्यत्र पृथक् स्नेहस्य साधनं ॥ कल्कस्यांशं तत्र दद्यात् च-

तुर्थं षष्ठमष्टमं ॥१८७॥ दुग्धे दधि रसे तक्रे कल्को देयोष्टमांशकः॥ कल्कस्य सम्यक् पाकार्थं तोयमत्र चतुर्गुणं ॥१८८॥ द्रवाणि यत्र स्नेहेषु पंचादीनि भवंति हि॥तत्र स्नेहसमान्याहुर्यथापूर्वं चतुर्गुणं॥१८९॥ क्वाथेन केवलेनैव पाको यत्रेरितः क्वचित्॥क्वाथ्यद्रव्यस्य कल्कोपि तत्र स्नेहे प्रयुज्यते ॥ १९० ॥ कल्कहीनस्तु यः स्नेहः स साध्यः केवलद्रवे ॥ पुष्पकल्कस्तु यः स्नेहस्तत्र तोयं चतुर्गुणं ॥ १९१ ॥ स्नेहे स्नेहाष्टमांशश्च पुष्पकल्कः प्रयुज्यते ॥ वर्तिवत् स्नेहकल्कः स्याद्यदांगुल्या विमर्दितः ॥ १९२ ॥ शब्दहीनोग्निनिक्षिप्तः स्नेहः सिद्धो भवेत्तदा ॥ यदा फेनोद्गमस्तैले फेनशांतिश्च सर्पिषि ॥ १९३ ॥ गंधवर्णरसोत्पत्तिः स्नेहसिद्धिस्तदा भवेत् ॥ स्नेहपाकस्त्रिधा प्रोक्तो मृदुर्मध्यःस्वरस्तथा ॥ १९४ ॥ ईषत्सरसकल्कस्तु स्नेहपाको मृदुर्भवेत् ॥ मध्यपाकस्य सिद्धिश्च कल्के नीरसकोमले ॥१९५॥ ईषत्कठिनकल्कश्च स्नेहपाको भवेत् खरः ॥ तदूर्ध्वं दग्धपाकः स्याद्दाहकृन्निष्प्रयोजकः ॥ १९६ ॥ आमपाकश्च निर्वीर्यो वन्हिमांद्यकरो गुरुः ॥ नस्यार्थे स्यान्मृदुः पाको मध्यमः सर्वकर्मसु ॥ १९७ ॥ अभ्यंगार्थे खरः प्रोक्तो युंज्यादेवं यथोचितं ॥ घृततैलगुडादींश्च साधयेन्नैकवासरे ॥ १९८ ॥ प्रकुर्वंत्युषिता ह्येते विशेषाद्गुणसंचयं ॥

કળક કે ચટણી જે જે ઓષડોની કરેલી હોય, તેથી ચોગણું ઘી અથવા તેલ મેળવવું, અને ઘી અથવા તેલથી ચોગણું દૂધ કે ગાયનું મૂત્ર ઈત્યાદિક પાણી જેવી વસ્તુ મેળવવી, એ સર્વેને ઉકાળી પાણીનો ભાગ સર્વે બળવાથી, ઘી કે તેલ બાકી રહે તે પાકુ કે સિદ્ધ થયેલું જાણવું; એ સિદ્ધ થયેલું ઘી અથવા તેલની માત્રા પીવાનું વજન વાયુ, પિત્ત, કફ ત્રણેમાંથી હરયેક રોગ ઉપર ચાર તોલા જાણવું. હરયેક ઓષડોના વજનથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, પાણી બળતા બાકી ચોઠે હિસ્સે રહે તે વખતે, તેમાં ઘી અથવા તેલ નાંખીને ફરીને ઉકાળવું, પાણી સર્વે બળતા બાકી રહેલું ઘી કે તેલ સિદ્ધ થયેલું જાણવું; ઓષડોમાં કુમળું કે નરમ એટલે ગુળવેલ ઈત્યાદિક ઓષડો ઉકાળવા હોય તો, ઓષડના વજનથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, જરા કઠણમાં ગરમાળો કે દસ ઝાડના મૂળાદિ મધ્યમ ઓ-

ષડોનો કાઢો, કરવો હોય તો પાણી આઠ ઘણું નાંખવું. અતિશે શખ્ત ઓષડોમાં પદ્મકાષ્ઠાદિકનો કાઢો કરવો હોય તો, તેના વજનથી સોળ ઘણું પાણી નાંખવું. ૧ થી ૪ તોલાના વજન સુધી ઓષડોનો કાઢો કરવો હોય તો; પાણી સોળ ઘણું નાંખવું, ૪ થી ૧૬ તોલાના વજન સુધી ઓષડોનો કાઢો કરવો હોય તો, પાણી આઠ ઘણું નાંખવું. ૬૪ થી ૧૬૩૮૪ તોલા ઓષડો પારીના વજને કાઢો કરવો હોય તો, તેથી ચોગણું પાણી નાંખવું. એખલા પાણીમાંજ સ્નેહ સિદ્ધ કરવો હોય તો, સ્નેહથી ચોઠે હિસ્સે ઓષડનો કલક લેવો. કાઢામાં સ્નેહ સિદ્ધ કરવો હોય તો, ઘી કે તેલથી છઠ્ઠે હિસ્સે ઓષડનો કલ્ક નાંખવો. માંસના રસમાં સ્નેહ સિદ્ધ કરવો હોય તો, સ્નેહથી આઠમે હિસ્સે ઓષડની ચટણી નાંખવી. દૂધમાં, દહીમાં, ધતુરાદિકના રસમાં, છાસમાં ઘી, તેલ સિદ્ધ કરવું હોયતો, ઘી, તેલના વજનથી આઠમે હિસ્સે ઓષડનો કલ્ક નાંખવો. ઉપર લખેલા કલ્કનો પાક સારો થવા વિષે, સ્નેહોના વજનથી ચોગણું પાણી નાંખવું, સ્નેહમાં દૂધ, ગાયનું મૂત્ર ઈત્યાદિક પાંચ જાતના પાણી જેવા પદાર્થો અથવા તેથી વધારે પદાર્થો એકઠા નાંખવાના હોયતો, ઘી તેલથી સરખા વજને નાંખવા, પણ ઉપલા પાંચ જાતના પદાર્થોથી ઓછા કે બે ચાર નાંખવા હોય તો, ઘી તેલના વજનથી ચોગણા વજને નાંખવા, હરએક પ્રયોગમાં એખલા કાઢામાં સ્નેહ સિદ્ધ કરવો હોયતો, કાઢાના ઓષડોની ચટણી કરી, સ્નેહના વજનથી ચોગણું પાણી નાંખવું. જે સ્નેહમાં ઓષડોનો કલ્ક નાંખવો નહી હોય તો પાણી કે દ્રવ પદાર્થમાં, ઘી તેલનો સ્નેહ સરખે વજને નાંખીને ઉકાળવું; પાણી બળવાથી ફકત ઘી તેલ બાકી રાખવું. જે સ્નેહ ઘી કે તેલ ૩૨ તોલા લઈ તેમાં ફુલની ચટણી ૪ તોલા નાંખવી, તેમાં ૧૨૮ તોલા પાણી નાંખીને ઉકાળવું, અને પાણી બળતા ઘી કે તેલનો સ્નેહ સારી રીતે સિદ્ધ થવાથી, ફુલની ચટણીના કુચાને આંગળીવડે ચાપવાથી તેની ડીવેટ થાય, અને તે ચટણીનો કચરો જરાક અગ્નિ ઉપર મૂકવાથી ફડફડ અવાજ ન થાય; તેલનો કે ઘીનો પાક કરેલો હોયતો, તે ઉપર ફીણ આવી જવાથી પાક સિદ્ધ થાયછે. હરયેક ઘી તેલનો સ્નેહે સિદ્ધ થવાથી સુગંધીથી ભરેલો, લાલરંગે, મધુરાદિ સુગંધી સહિત સિદ્ધ થયેલો જાણવું. હરયેક સ્નેહોનો પાક ત્રણ

પ્રકારનો થાયછે, તેમાં એક નરમ, બીજો મધ્યમ, ત્રીજો શખ્ત, તેના લક્ષણો, ઘી તેલના સ્નેહમાં કલ્ક હોવાથી, તેમાં પાણીની ભિનાસ બાકી રહેવાથી નરમ જાણવો, કલ્કને મૃદુપણું કે સુવાળો છતા, પાણીનો અંશ ન રહેવાથી તે પાક મધ્યમ જાણવો; જરાક સૂકાસે કલ્ક થવાથી તે પાક બળેલો, દાહ કરનારો, નિષ્પ્રયોજક જાણવો; કાચોપાક રેહવાથી તેમાં પરાક્રમ રહેતું નથી; કોઠાની અગ્નિ મંદ કરે, ભારી પડે; સ્નેહનો પાક નરમ થવાથી, તેવો સ્નેહ નાકમાં નાંખવાને, સુઘાડવાને કે નસ્ય આપવાને કામે લગાડવું; મધ્યમ પાક થવાથી, સ્નેહ રોગીએ સર્વે કામે લગાડવો; કંઠણ પાક થવાથી તે સ્નેહ રોગીના શરીરે લેપ કરવાના કામે લગાડવું; ઘી, તેલ, ગોળ, ઈત્યાદિકનો સ્નેહ એક દિવસમાં સિદ્ધ થાયછે; માટે તેમાં નાંખવાના સર્વે ઓષડો એકઠા કરીને એક દિવસ અગાઊથી પાણીમાં ભીજવી મુકવા અને બીજે દિવસે ઉકાલીને સિદ્ધ કે તેનો પાક કરવો, તેથી કરીને તે સ્નેહ ગુણકારક થાયછે. એ પ્રમાણે સ્નેહોની સાધન ક્રિયા જાણવી.

## ઘૃતોનો સાધનપ્રકાર; બીર, ઘૃતપ્લીહાદિકો ઉપર.

पिप्पली-पिप्पलीमूल-चव्य-चित्रक-नागरैः ॥ ५९९ ॥ ससैंधवैश्च पलिकैर्घृतप्रस्थं विपाचयेत् । क्षीरं चतुर्गुणं दत्वा तत्सिद्धं प्लीहनाशनं ॥ ६०० ॥ विषमज्वर-मंदाग्नि-हरं रुचिकरं परं ॥

પિપર, પિપલીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, સિંધાલૂણ; એ છ ઓષડો ચાર ચાર તોલા, સુક્કા હોવાથી પાણીમાં બારીક વાટીને ચટણી કરવી; તેમાં ૬૪ તોલા ગાયનું ઘી અને ૨૫૬ તોલા ગાયનું દૂધ તથા ૨૫૬ તોલા પાણી નાંખવું; તે સર્વે મેળવીને ઉકાળવું, તેમાંનું સર્વે પાણી બળવાથી પાક સારો થાય, તે વખતે ફકત ઘી બાકી રહેલું ગાળી લેવું, તેમાંથી પીધાથી પેટમાં ડાહબી બાજુએ ફેફસાનો કવળ રોગ, વિષમજ્વર, એકાંત્રો, ચોઠયો તાવ, ભૂખ બેસી જનાર, અગ્નિમાંદ્ય એટલા રોગ દૂર થાય અને મુખે રૂચી આવે.

## ચાંગેરી ઘૃત; અતિસાર કે સંગ્રહણી ઉપર.

पिप्पली पिप्पलीमूलं चित्रको हस्तिपिप्पली ॥ ६०१ ॥ श्वदंष्ट्रा

नागरं धान्यं पाठा बिल्वयवानिका ॥ द्रव्यैश्च पलिकैरेतैश्चतुःषष्टिपलं घृतं ॥ ६०२ ॥ घृताच्चतुर्गुणं दद्यात् चांगेरीस्वरसं बुधः ॥ तथा चतुर्गुणं दत्वा दधिसर्पिर्विपाचयेत् ॥ ६०३ ॥ शनैः शनैर्विपक्कं च चांगेरीघृतमुत्तमं॥तत् घृतं कफवातघ्नं ग्रहण्यर्शोविकारनुत् ॥ ॥ ६०४ ॥ हंत्यानाहं गुदभ्रंशं मूत्रकृच्छ्रं प्रवाहिकां ॥

પિપર, પિપળીમૂળ, ચિત્રક, ગજપિપર, ગોખરૂં, સુંઠ, ધાણા, પાહાડમૂળ, બિળફળ કુમળા, અજમો; એ દસ ઓષડો ચાર ચાર તોલાની ચટણી કરીને, તેમાં ૨૫૬ તોલા ગાયનું ઘી, તથા ૧૦૨૪ તોલા અંબાડાની ભાજીનો રસ, અને દહી ૧૦૨૪ તોલા; સર્વે મેળવીને હલકા અગ્નિથી ઉકાળવું, પાણી બળતા ફકત ઘી બાકી રહેવાથી ગાળી લેવું; તેને ચાંગેરી ઘૃત કહેછે; તેમાનું ઘી પીધાથી કફ વાયુ, સંગ્રહણી, હર્શનો રોગ, મળમૂત્રનો બંધકોષ્ટ, મુખને આંગરૂં, અપાન કે નીચેના સ્થાનેથી ગુદબારણે આવેછ તે, મૂત્રકૃચ્છ્, પ્રવાહિકા રોગ અતિસારનો ભેદ હોય તે; એટલા રોગો દૂર થાય.

## મસૂરઘૃત; અતિસારાદિકો ઉપર.

मसूराणां पलशतं नीरद्रोणे विपाचयेत् ॥ ६०५ ॥ पादशेषं शृतं नीत्वा दत्वा बिल्वपलाष्टकं ॥ घृतप्रस्थं पचेत्तेन सर्वातीसारनाशनं ॥ ६०६ ॥ ग्रहणीं भिन्नविट्कं च नाशयेच्च प्रवाहिकां ॥

મસૂર છડીને ૪૦૦ તોલા; તેમાં પાણી ૧૦૨૪ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ગાળીને, તેમાં બિલફળ કુંમળા ઝીણા વાટીને ૩૨ તોલા, તથા ઘી તોલા ૬૪ નાંખી સર્વેને ઉકાળવું, પાણીનો ભાગ બળતા બાકી ફકત ઘી રેહવાથી ગાળી લેવું, તેમાનું ઘી પીવાથી સર્વે પ્રકારનો અતિસાર, સંગ્રહણી, ઝાડામાં ચીઠરા પડતા હોય તે, પ્રવાહિકા રોગ, એટલા રોગો દૂર થાય.

## કામદેવ ઘૃત; રક્તપિત્તાદિકોઉપર.

अश्वगंधा तुलैका स्यात्तदर्धो गोक्षुरः स्मृतः ॥ ६०७ ॥ बलामृता शालपर्णी विदारी च शतावरी ॥ पुनर्नवाश्वत्थशुंठी काश्मर्यास्तु फलान्यपि ॥ ६०८ ॥ पद्मबीजं माषबीजं दद्याद्दश पलं पृथक् ॥ च-

तुर्द्रोणांभसा पक्का पादशेषं शृतं नयेत् ॥ ६०९ ॥ जीवनीयगणः कुष्ठं पद्मकं रक्तचंदनं ॥ पत्रकं पिप्पली द्राक्षा कपिकच्छुफलं तथा ॥६१०॥ नीलोत्पलं नागपुष्पं सारिवे द्वे बले तथा ॥ पृथक्कर्षसमा भागाः शर्करायाः पलद्वयं ॥ ६११ ॥ रसश्च पौंड्रकेक्षूणामाढकैकं समाहरेत् ॥ घृतस्य चाढकं दत्वा पाचयेन्मृदुनाग्निना ॥ ६१२ ॥ घृतमेतन्निहंत्याशु रक्तपित्तमुरःक्षतं ॥ हलीमकं पांडुरोगं वर्णभेदं स्वरक्षयं ॥ ६१३ ॥ वातरक्तं मूत्रकृच्छ्रं पार्श्वशूलं च कामलां ॥ शुक्रक्षयमुरोदाहं कार्श्यमोजःक्षयं तथा ॥६१४॥ स्त्रीणां चैवाप्रजातानां गर्भदं शुक्रदं नृणां ॥ कामदेवघृतं नाम हृद्यं बल्यं रसायनं ॥६१५॥

આસન ૪૦૦ તોલા, ગોખરૂં ૨૦૦ તોલા; ચિકણા મૂળ, ગુળવેલ, શાળવણ, વિદારી કંદ, શતાવરી, પુનર્નવા, પિપળી મૂળ, સુંઠ, શીવણીના ફળ, કમળબીજ, અડદ; એ અગીયાર ઓષડો ચાલીસ ચાલીસ તોલા થોડા થોડા કુટીને, તેમાં પાણી ૪૦૯૬ તોલા નાંખી ઉકાળવું, પાણી બળતા ચોઠ હિસ્સે બાકી રહે તે વખતે ગાળી લેવું; પછી જીવનીયના ઓષડો અત્રે મળતા નથી, માટે તેને બદલે જેઠી મધ બેવડા વજને લેવું, વિદારીકંદ, આસન, હરણવેલ, જગલી મંગ, જગલી અડદ, કોષ્ટ, પદ્મકાષ્ઠ, લાલચંદન, તમાલપત્ર, પિપર, દ્રાક્ષ, કવચબીજ, અસમાની કમળ, નાગકેસર, કાળી ઉપળસરી, સફેદ ઉપળસરી, ચક્રભેદ, નાગબળ; એ સર્વે વિસ ઓષડો એક એક તોલાની ચટણી કરીને, તેમાં શાકર આઠ તોલા, સફેદ સેરડીનો રસ ૨૫૬ તોલા, ગાયનું ઘી ૨૫૬ તોલા, સર્વે ઉપલા કાઢામાં નાંખીને મંદ અગ્નિથી ઉકાળવું, પાણી સર્વે બળતા ફકત ઘી બાકી રહેવાથી ગાલી લેવું, તેમાનું ઘી પીધાથી રક્તપિત્તનો લોહી ઝાડો ઉલટી, લોહી ઉકાળો, ગુસ્સો, હયાનો ઉરઃક્ષત રોગ, પાંડુરોગ, અને હલીમક કમળો, શરીરનું રૂપ બદલાઈ પીળુ થાયછે તે, શબ્દક્ષય, વાતરક્તનો મ્હોટો શરીરસડો, મૂત્રકૃચ્છ્ર, શૂળ, આંખોનો કાનીળ રોગ, ધાતુ ક્ષય, છાતીમાં દાહ થાય, શરીર ઘસારો કે ક્ષીણતા, શરીરની ઓજ ધાતુનો ક્ષય, એટલા રોગ દૂર થાય; વાઝણી સ્ત્રી ગર્ભિણ થાય, પુરૂષને ધાતુ ઉત્પન્ન થાય, હૃદયને ખુશી ઉત્પન્ન થાય, શરીરે બળ વધે, એ ઘી રસાયણ છે; માટે તેને કામદેવ ઘૃત કહેછે.

## પાનીય કલ્યાણ ઘૃત; અપસ્મારાદિક ઉપર.

त्रिफला द्वे निशे कौंतीसारिवे द्वे प्रियंगुका ॥ शालपर्णी पृष्टपर्णी देवदार्व्येलवालुकं ॥ ६१६ ॥ नतं विशाला दंती च दाडिमं नागकेसरं ॥ नीलोत्पलैला मंजिष्ठा विडंगं कुष्ठपद्मकं ॥ ६१७ ॥ जातिपुष्पं चंदनं च तालीसं बृहती तथा ॥ एतैः कर्षसमैः कल्कैर्जलं दत्वा चतुर्गुणं ॥ ६१८ ॥ घृतप्रस्थं पचेद्धीमानपस्मारे क्षये ज्वरे ॥ उन्मादे वातरक्ते च कासे मंदानले तथा ॥ ६१९ ॥ प्रतिश्यायकटीशूले तृतीयकचतुर्थके ॥ मूत्रकृच्छ्रे विसर्पश्च कंडूपांड्वामये तथा ॥ ६२० ॥ विषद्वये प्रमेहेषु सर्वथैवोपयोजयेत् ॥ वंध्यानां पुत्रदं भूतयक्षरक्षोहरं स्मृतं ॥ ६२१ ॥

હરડે, બેહડા, આંમળા, હળદ, દારૂહળદ, રેણુકાબીજ, કાળી ઉપળસરી, સફેદ ઉપળસરી, વાઘાંટીના મૂળ કે રાળ, શાળવણ, પીઠવણ, દેવદાર, એળ વાળુક, તગર, કાંવડળમૂળ, દાડમફળની છાલ, દાંતીમૂળ, નાગકેસર, અસમાની કમળ, એલચી, મજીઠ, વાવડિંગ, કોષ્ટ. પદ્મકાષ્ટ, જાઈના ફુલ, સફેદ સુખડ, તાળીસપત્ર, ભોયરિંગણી; એ અઠાવિસ ઓષડો એક એક તોલાની ચટણીમાં પાણી ૧૧૨ તોલા, અને ગાયનું ઘી તોલા ६४ નાંખીને ઉકાળવું, પાણી બળતા ફકત ઘી રહેવાથી ગાળીને, તેમાનું પીધાથી ફેફરાનો રોગ, જ્વર, ક્ષયરોગ, ઉન્માદ રોગ, વાતરક્તનો મ્હોટો શરીરસડો, ખાંસી, ભૂખ બેસી જવાનો અગ્નિમાંદ્ય, સળકમ, કંમરનો શૂળ, એકાંત્રો અને ચોઠીયો તાવ, પિશાબ અટકવાનો મૂત્રકૃચ્છ્ર રોગ, ઈસબનામે પગનો રોગ, ખજવાળ, પાંડુ રોગ, સર્પાદિકના ડંખનું ઝેર, વચનાગાદિક ઓષડોનું ઝેર, પરમો, ભૂતવાયુ, યક્ષ, રાક્ષસનો દોષ એટલા રોગ દૂર થાય, તેમાનું ઘી પીધાથી વાંઝણી સ્ત્રીવો ગર્ભિણુ થાયછે.

## અમૃતાઘૃત; શરીરસડાઉપર.

अमृताक्काथकल्काभ्यां सक्षीरं विपचेत् घृतं ॥ वातरक्तं जयत्याशु कुष्ठं जयति दुस्तरं ॥ ६२२ ॥

ગુળવેલ કુટીને ૧૦૦ તોલા, તેમાં પાણી ૪૦૦ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે તે ગાળી લેવું. તેમાં ઘી

૧૦૦ તોલા, ગુળવેલની ચટણી ૬।। તોલા, દૂધ ૧૦૦ તોલા, નાંખી ફરીને ઉકાળવું, દૂધ પાણી બળતા ફકત ઘી માવાનો પાક બાકી રહે, તેમાંનો પાક ખાધાથી વાતરક્તનો મ્હોટો શરીરસડો; હરયેક સડતો કુષ્ટ રોગ જલદીથી દૂર થાયછે.

### મહાતિક્તક ઘૃત; વાતરક્ત કુષ્ટાદિકો ઉપર.

सप्तच्छदः प्रतिविषा शम्याकः कटुरोहिणी ॥ पाठा मुस्तमुशीरं च त्रिफला पर्पटस्तथा ॥ ६२३ ॥ पटोलनिंबमंजिष्टा पिप्पली पद्मकं सठी ॥ चंदनं धन्वयासश्च विशाला द्वे निशे तथा ॥ ६२४ ॥ गुडूचीसारिवे द्वे च मूर्वा वासा शतावरी ॥ त्रायंतींद्रयवा यष्टी भूर्निबाश्चाक्षभागिकाः ॥६२५ ॥ घृतं चतुर्गुणं दद्यात् घृतादामलकीरसः॥ द्विगुणः सर्पिषश्चात्र जलमष्टगुणं भवेत् ॥ ६२६ ॥ तत्सिद्धं पाययेत्सर्पिर्वातरक्तेषु सर्वथा ॥ कुष्टानि रक्तपित्तं च रक्तार्शांसि च पांडुतां ॥ ६२७ ॥ हृद्रोगगुल्मवीसर्पप्रदरं गंडमालिकां ॥ क्षुद्ररोगान् ज्वरांश्चैव महातिक्तमिदं जयेत् ॥ ६२८ ॥

સપ્તપર્ણ કે સાતવણાનું ઝાડની છાલ, અતિવિષ. ગરમાળો, કડૂ, પહાડમૂળ, નાગરમોથ, વાળો, હરડે, બેહડા, આંમળા, પિત્તપાપડો, પંડોળ કડવા, લિંબડાની છાલ, મજીઠ, પિપર, પદ્મકાષ્ટ, કચોરો, સફેદ ચંદન, ધમાસો, કાંવડળમૂળ, હળદ, દારૂહળદ, ગુળવેલ, કાલી ઉપળસરી, સફેદ ઉપળસરી, મોરવેલ, અડુળસો, શતાવરી, ત્રાયમાણ, ઇંદ્રજવ, જેઠીમધ, કરીયાતું; એ બત્રીસ ઓષડો એક એક તોલાની ચટણી કરી, તેમાં ૧૨૮ તોલા ઘી અને આંમળાનો રસ ૨૫૬ તોળા, અને પાણી ૧૦૨૪ તોલા, એ સર્વ મેળવીને ઉકાળવું, ઉપલો રસ અને પાણી બળતા ફકત ઘી બાકી રહે તે ગાળી લેવું, તેમાનું ઘી પીધાથી વાતરક્તનો મ્હોટો અને હરયેક શરીરસડો, નિશ્ચે દૂર થાય, દરાજ, કોહોડ, રક્તપિત્ત, લોહી ઝાડો કે ઉલટીનો, લોહીસાથેનો હર્શ, પાંડુરોગ, હૃદ્રોગ, ગુલ્મ, વિસર્પ રોગ, સ્રિવોને ધુપણીનો રોગ, ગંડમાળા, ક્ષુદ્ર રોગ, જ્વર, એટલા રોગો દૂર થાય.

### સૂર્યપાક, સિદ્ધ કાસીસાદ્ય ઘૃત; કુષ્ટ દદ્રુપામાદિકો ઉપર.

कासीसं द्वे निशे मुस्तं हरितालं मनःशिलां ॥ कपिल्लकं गंधकं च

विडंगं गुग्गुलुं तथा ॥ ६२९ ॥ सिक्थकं मरिचं कुष्ठं तुत्थकं गौरसर्षपान् ॥ रसांजनं च सिंदूरं श्रीवासा रक्तचंदनं ॥ ६३० ॥ हरिमेदं निंबपत्रं करंजं सारिवां वचां ॥ मंजिष्ठां मधुकं मांसीं शिरीषं लोध्रपद्मकं ॥ ६३१ ॥ हरीतकीं प्रपुन्नाटं चूर्णयेत् कार्षिकान् पृथक् ॥ ततस्तच्चूर्णमालोड्य त्रिंशत्पलमिते घृते ॥ ६३२ ॥ स्थापयेत्ताम्रपात्रे च घर्मे सप्त दिनानि च ॥ अस्याभ्यंगेन कुष्ठानि दद्रूपामाविचर्चिकाः ॥ ६३३ ॥ शूकदोषा विसर्पाश्च विस्फोटा वातरक्तजाः ॥ शिरस्फोटोपदंशाश्च नाडीदुष्टव्रणानि च ॥ ६३४ ॥ शोथो भगंदरश्चैव लूताः शाम्यंति देहिनां ॥ शोधनं रोपणं चैव सवर्णकरणं घृतं ॥ ६३५ ॥

હિરાકસી, હલદ, દારૂહલદ, નાગરમોથ, હરતાળ, મનશીળ, કપિલો, ગંધક, વાવડિંગ, ગુગ્ગળ, મિણ, મરી, કોષ્ટ, મોરથુથુ, ગૌરસર્ષપાન, રસાંજન સિંધુર, ગંધાબિરોજા, લાલચંદન, ખેરની છાલ, લિંબડાના પાંત્રા, કરંજબીજ, ઉપળસરી, ઘોડાવજ, મજીઠ, જેઠીમધ, જટામાંસી, શિરીષ, લોધ્ર, પદ્મકાષ્ટ, હરડે, ટાંકળાના બીજ; એ બત્રીસ ઓષડોનું ચૂર્ણ એક એક તોલો, અને ઘી १२० તોલા, સર્વે મેળવીને તાંબાના વાશણમાં સાત દીવસ ભરી રાખી, તેને દરરોજ તડકામાં મુકી તપાવવું, પછી તેમાનું ઘી શરીરે ચોળવાથી સર્વે પ્રકારનો શરીરસડો, દાહ, ખરજ, પગને ફાટ, ફુટની કળત્તર, વિચર્ચિકા રોગ, પુરૂષના લિંગને શૂકસંજ્ઞક રોગ થાયછે તે, વિસર્પ રોગ, વાતરક્તરોગ, વિસ્ફોટક રોગ, મસ્તકના ફોડલા, વ્યભિચારનો ઉપદંશ રોગ, નસોની જગ્યાએ દુષ્ટ નાસૂરનો રોગ, સોજો, ભગંદર, લૂતા; એટલા રોગ દૂર થાયછે; તે ઘી નાસૂરનું સોધન કરેછે, રૂઝ લાવે, અને તે મરદન કરેથી પ્રથમ પ્રમાણે શરીરની કાંતી થાય.

## જાત્યાદિ ઘૃત; વ્રણાદિ ઉપર.

जाती निंबपटोलश्च द्वे निशे कटुकी तथा ॥ मंजिष्ठा मधुकं सिक्थः करंजोशीरसारिवाः ॥ ६३६ ॥ तुत्थं च विपचेत्सम्यक् कल्कैरेभिर्घृतं बुधः ॥ अस्य लेपात् प्ररोहंति सूक्ष्मनाडीव्रणा अपि॥६३७॥ मर्माश्रिताः क्लेदिनश्च गंभीराः सरुजो व्रणाः ॥

જાઈના પાંત્રા, કડવા લિંબડાના પાંત્રા, પટોળીના પાંત્રા, હલદ,

દારૂહળદ, કડૂ, મજીઠ, જેઠીમધ, મિણ, કરંજબિજ, વાળો, ઉપળસરી, મોરથુથુ; એ તેર ઓષડો એક એક તોલાની ચટણી કરી; તેમાં બાવન તોલા ઘી, અને ૨૦૮ તોલા પાણી મેળવીને ઉકાળવું, પાણી બળતા ફકત ઘી બાકી રહેવાથી ગાલી લેવું, તે માનું ઘી ઝીણાં ઝીણાં નાસૂરના વિંધમાં મુકવાથી, ઈત્યાદિ સ્થાને નાસૂર છતાં પરૂ કે રસીથી ભિનાસે, વુડાણ, પીડાસહિત નાસૂર હોય, તેમાં મુકવાથી, રસી વહેતી બંધ થઈ રૂઝ આવેછે.

## બિંદુ ઘૃત; ઉદરાદિ પેટના રોગો ઉપર.

चित्रकः शंखिनी पथ्या कंपिल्लस्त्रिवृतायुगं ॥ ६३८ ॥ वृद्धदारुश्च शम्याको दंती दंतीफलं तथा ॥ कोशातकी देवदाली नीली च गिरिकर्णिका ॥ ६३९ ॥ सातला पिप्पली मूलं विडंगं कटुकी तथा॥ हेमक्षीरी च विपचेत् कल्कैरेतैः पिचून्मितैः ॥ ६४० ॥ घृतप्रस्थं स्नुहीक्षीरे षट्पले तु पलद्वये ॥ अर्कक्षीरस्य मतिमान् तत्सिद्धं कुष्ठगुल्मनुत् ॥ ६४१ ॥ हंति शूलमुदावर्तं शोथाध्मानं भगंदरं ॥ शमयत्युदराण्यष्टौ निपीतं बिंदुसंख्यया ॥ ६४२ ॥ गोदुग्धेनोष्ट्रदुग्धेन कौलित्थेन शृतेन वा ॥ उष्णोदकेन वा पीत्वा बिंदुवेगैर्विरिच्यते॥६४३॥ एतत् बिंदुघृतं नाम नाभिलेपाद्विरेचयेत् ॥

ચિત્રક, શંખપુષ્પી, હરડે, કપિલો, સફેદ નિસોત્તર, કાળોનિસોત્તર, વરધારો, ગરમાળાનો ગર, દાંતી મૂળ કે તેના ફળ, જેપાળો, કડવા પંડાળા કે તૂરિયા, દેવડંગરી, ગુળી, વિષ્ણુક્રાંત, પીળો ચોધારો થુવર, પિપલીમૂળ, વાવડિંગ, કડૂ, ચોક; એ ઓગણીસ ઓષડો એક એક તોલાની ચટણી કરીને, તેમાં ૬૪ તોલા ઘી, તથા ચોધારા થુવરનું દૂધ ૨૪ તોલા, આકડાનું દૂધ ૮ તોલા; એ સર્વે મેળવીને તેમાં ૨૫૬ તોલા પાણી નાંખી મંદાગ્નિથી ઉકાળવું, પાણી બળતા ફકત ઘી બાકી રહેવાથી ગાળી લેવું, તેમાંનું બીજા ઘીની રીતે ન પીવાય, માટે તેમાંથી એકજ ટીપુ, ઘી પેટમાં જવું જોઈ; તેને બિંદુઘૃત કહેછે. ઘી તેલના પાકની માત્ર, અગાઊ ચાર તોલા પીવાને લખેલી છે, પણ ઉપલું બિંદુઘૃત તેમ પીવું નહી; માટે રોગીની શક્તિ અને વખત જોઈ, ગાયના દૂધમાં; ઉટણીના દૂધમાં,

કુલઠીના કાઢામાં, અથવા ગર્મપાણીમાં, એટલા અનુપાનોમાંથી; જે રોગીને પેટનો ફાયદો કર્તા હોય તેમાં; બિંદુઘ્રૂતમાંથી એકજ ટીપું નાંખીને પીવું, તેથી ગુલ્મ, કુષ્ટનો શરીરસડો, શૂળ, ઉદાવર્ત વાયુ, સોજે, આધમાન રોગ. ભગંદર, આઠ પ્રકારે પેટનો ઉદર રોગ, એટલા સર્વે રોગ દૂર થાય. એ ઘીમાંથી રોગીની ડૂંટી ઉપર લેપ કે મરદન કરવાથી ઢાળ થાયછે.

## ત્રિફળા ઘૃત; નેત્રરોગાદિક ઉપર.

त्रिफलाया रसप्रस्थं प्रस्थं वासारसोद्भवं ॥ ६४४ ॥ भृंगराजरसप्रस्थं प्रस्थमाजं पयः स्मृतं ॥ दत्वा तत्र घृतप्रस्थं कल्कैः कर्षमितैः पृथक् ॥ ६४५ ॥ त्रिफला पिप्पली द्राक्षा चंदनं सैंधवं बला ॥ काकोली क्षीरकाकोली मेदा मरिचनागरं ॥ ६४६ ॥ शर्करा पुंडरीकं च कमलं च पुनर्नवा ॥ निशायुग्मं च मधुकं सर्वैरेभिर्विपाचयेत् ६४७ नक्तांध्यं नकुलांध्यं च कंडूं पिल्लं तथैव च ॥ नेत्रस्रावं च पटलं तिमिरं चाजकं जयेत् ॥ ६४८ ॥ अन्येपि प्रशमं यांति नेत्ररोगाः सुदारुणाः ॥ त्रैफलं घृतमेतद्धि पाने नस्यादिषूचितं ॥ ६४९ ॥

હરડે, બેહડા, આંમળા ; એ ત્રણે લીલા મળે તો તેનો અંગરસ, અને સુકા મળે તો તેને પાણીમાં વાટીને, તેથી આઠ ઘણું પાણી નાંખીને જુદા જુદા ઉકાળવા, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે તે અંગરસ; જુદો જુદો ચોષ્ટ ચોષ્ટ તોલા લેવો; અરડુસો અને ભાંગરાનો અંગરસ ચોષ્ટ ચોષ્ટ તોલા; બકરીનું દૂધ ६४ તોલા, ઘી६४તોલા, એ સર્વે એકઠું કરી ઉકાળવું પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ઉતારવું. તેમાં હરડે,બેહડા, આંમળા,પિપર, દરાખ, સર્ફે, સૂખડ, સિંધાલૂણ,ચિકણામૂળ,એક એક તોલો,આસન,કાકોળી અને ક્ષીરકાકોળીને બદલે જેઠીમધ, અને મેદાને બદલે આસન બબ્બે તોલા; મરી, સુંઠ, શાકર, સફેદ કમળ, અસમાની કે લાલ રંગના કમળ, પુનર્નવા, હલદ,દારૂહલદ, જેઠીમધ, એક એક તોલો; એ ઓગણીસ ઓષડોની ચટણી કરી, ઉપલા અંગરસમાં મેળવીને ફરી ઉકાળવું, તેમાંનું પાણી બળતા ઘી બાકી રહેવાથી ગાળી લેવું, તેને ત્રિફળા ઘ્રૂત કહેછે. એ ઘીમાંથી પીધાથી રાતઆંધળા, આંખોના ડોલા લાલરંગે નોલ્યાની રીતે ચકર વકર થાય ચળકાટ જણાય, અંધારા આવે તે રોગ, ખજવાળ, પિલ્લરોગ, પાણી ગળવાનો રોગ, પડળગત રોગ, તિમિરરોગ, મોતિબિંદુ રોગ, નેત્ર રોગનો

ભેદ અજક રોગ; એવી રીતે આંખોના ન્હાના મ્હોટા સર્વે રોગ દૂર થાયછે. તે ઘી નાકમાં નાંખવાનો ઉપયોગ કરેથી આંખોના સર્વે રોગ દૂર થાયછે.

બીજો ઉપાય ત્રિફળાનો રસ, ભાંગરા રસ, અડુલસાનો રસ, શતાવરીનો રસ, બકરીનું દૂધ, ગુળવેલનો રસ, આંમલીનો રસ, એ સાત ઓષડોનો અંગરસ, અને ઘી સર્વે ચોષ્ટ ચોષ્ટ તોલા ઊકાળી, પાણીનો સર્વે ભાગ બળવાથી ફકત ઘીનો પાક રહેવાથી ગાળી લેવું. તે ઘૃત વંગસેને આંખોના સર્વે રોગ ઉપર કહેલું છે; આંખોના સર્વે રોગ ઉપર આ બેહુ ઘૃત પીવાથી અને નાકમાં નસ્ય તથા શરીરે મર્દન કરવાથી ઉપર લખેલા સર્વે રોગો દૂર થાય.

## ગૌર્યાદ્ય ઘૃત; વ્રણાદિકો ઉપર.

द्वे हरिद्रे स्थिरा-मूर्वा-सारिवा-चंदनद्वयैः ॥ मधुपर्णी च मधुकं पद्मकेसरपद्मकैः ॥ ६९० ॥ उत्पलोशीरमेदाभिस्त्रिफलापंचवल्कलैः ॥ कल्कैः कर्षमितैरेतैर्घृतप्रस्थं विपाचयेत् ॥६९१॥ विसर्प-लूता-विस्फोट-विषकुष्ठव्रणापहं ॥ गौर्याद्यमिति विख्यातं सर्पिर्विषहरं परं ॥६९२॥

હળદ, દારૂહળદ, શાળવણ, મોરવેલ, ઉપળસરી, સફેદસુખડ, લાલ રતાંજળી, જગળી અડદ, જેઠીમધ, કમળફુલમાંહેની કેસર, પદ્મકાષ્ટ, કમળ, વાળો, મેદાને બદલે જેઠીમધ, હરડે, બેહડા, આંમળા, વડની છાલ, પિપળાની છાલ, પાયરીની છાલ, ઉંબરાની છાલ, પરળની છાલ; એ બાવીસ ઓષડો એક એક તોલાની ચટણી કરી તેમાં ૨૫૬ તોલા પાણી ૬૪ તોલા ઘી નાંખીને ઉકાળવું, સર્વે પાણી બળીને ઘીનો પાક રહેવાથી ઘી ગાળી લેવું, તેમાંનું ઘી પીધાથી વિસર્પરોગ, લૂતા, વિસ્ફોટક, વિષદોષ, ન્હાનો મ્હોટો કુષ્ટ રોગ, વ્રણ કે નાસૂરના રોગો દૂર થાય. એ ઘી થી ઘણું કરીને વિષબાધા કે ઝેર ચડેલાનો રોગ દૂર થાયછે.

## મયૂર ઘૃત; શિરોરોગાદિકો ઉપર.

बला-मधूक-रास्नाभिर्दशमूलफलत्रिकैः ॥ पृथक् द्विपलिकैरेभिर्द्रोणनीरेण पाचयेत् ॥ ६९३ ॥ मयूरं पक्षपित्तांत्रयकृत्पादास्यवर्जि-

तं ॥ पादशेषं शृतं नीत्वा क्षीरं दत्वा च तत्समं ॥ ६५४ ॥ घृतप्रस्थं पचेत् सम्यक् जीवनीयैः पिचून्मितैः ॥ तत्सिद्धं शिरसः पीडा मन्या ग्रीवाग्रहं तथा ॥ ६५५ ॥ अर्दितं कर्णनासाक्षिजिव्हागळरुजो जयेत् ॥ पाने नस्ये तथाभ्यंगे कर्णपूरेषु युज्यते ॥ ६५६ ॥ हेमंतकाले शिशिरे वसंतेषु च सेव्यते ॥

ચિકણામૂળ, મહવડાની છાલ, રાસ્ના, અગાઉ વાત કફજ્વરમાં કહેલા દસમૂલો છે તે, ત્રિફલા; એ સોળ ઓષડો થોડા થોડા કુટીને આઠ આઠ તોલા; પાણી ૧૦૨૪ તોલા; મોર જનાવરનું શુદ્ધ માંસ એટલે મોરજનાવર લાવી તેના પીછા, ચામડી, પેટના આંતરડા, તેમાંનું પિત્ત, ફેફસું, કળેજુ, પગ, મોહ એ સર્વે કાઢી નાંખી ફકત માંસના ઝીણા ઝીણા કટકા કરી ઉપલી સર્વે વસ્તુ મેળવીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે તે ગાળી, તેના બરોબર વજને તેમાં દૂધ, અને ૬૪ તોલા ઘી, તથા અગાઉ કહેલા જીવનીય ગણોના ઓષડો એક એક તોલાની ચટણી નાંખી ફરીને ઉકાળવું, સર્વે પાણી બળતા ફકત ઘીનો પાક બાકી રહેવાથી ગાળી લેવું, તેમાંથી ઘી પીવાને, નાકમાં નાંખવાને, શરીરે મરદન કરવાને, કાનમાં નાંખવાને, રોગીને જેમ ફાયદો થાય તેમ કરવું, પણ તે ઘીનો ઉપયોગ શિશિર, વસંત, ઋતુમાં કરવો, તેથી મસ્તક દૂખવાની પીડા દૂર થાય, અર્દિતવાયુનો કોપ, ગરદન. ગળાનું જખડાવું, મુખ વાંકુ થાય તે, કાનનો કર્ણશૂળ, નાક, આંખો, જીભ, ગળા એટલી જગ્યાએ વાયુનો કોપ અને શૂળાદિક રોગો દૂર થાયછે.

## ફળઘૃત; વંધ્યાદિકોને પુત્ર થવા માટે.

त्रिफला मधुकं कुष्टं द्वे निशे कटुरोहिणी ॥ ६५७ ॥ विडंगं पिप्पली मुस्तं विशाला कट्फलं वचा ॥ द्वे मेदे द्वे च काकोल्यौ सारिवे द्वे प्रियंगुका ॥ ६५८ ॥ शतपुष्पा हिंगु रास्ना चंदनं रक्तचंदनं ॥ जातीपुष्पं तु गौक्षीरी कमलं शर्करा तथा ॥ ६५९ ॥ अजमोदा च दंती च कल्कैरेतैश्च कार्षिकैः ॥ जीवद्वत्सैकवर्णाया घृतप्रस्थं च गोः क्षिपेत् ॥ ६६० ॥ चतुर्गुणेन पयसा पचेदारण्यगोमयैः ॥ सुतिथौ पुष्यनक्षत्रे मृद्भांडे ताम्रजे तथा ॥ ६६१ ॥ ततः पि-

बेत् शुभदिने नारी वा पुरुषोऽथवा ॥ एतत्सर्पिर्नरः पीत्वा स्त्रीषु नित्यं वृषायते ॥६६२॥ पुत्रानुत्पादयेद्धीमान् वंध्यापि लभते सुतं ॥ अनायुषं या जनयेत् या च सूते पुनः पुनः ॥ ६६३ ॥ पुत्रं प्राप्नोति सा नारी बुद्धिमंतं शतायुषं ॥ एतत् फलघृतं नाम भारद्वाजेन भाषितं ॥ ६६४ ॥ अनुक्तं लक्ष्मणामूलं क्षिपेत्तत्र चिकित्सकः ॥

હરડે, બેહડા, આંમળા, જેઠીમધ, કોષ્ટ, હલદ, દારૂહલદ, કડૂ, વાવડિંગ, પિપર, નાગરમોથ, કાંવડળમૂળ, કટુફળ કે મોતરિંગણી, ઘોડાવજ; મેદા અને મહામેદાના બદલે જેઠીમધ બેવડાવજને; કાકોલી અને ક્ષીરકાકોલીને બદલે આસંધ બેવડા વજને; સફેદ અને કાલી ઉપલસરી, વાધાટીના મૂળ અથવા રાળ, વરિયાળી, હિંગ સેકીને, રાસ્ના, સફેદ સૂખડ, લાલરતાંજળી, જાઈના ફુલ, વંશલોચન, કમળ, શાકર, આજમો, દાંતીમૂળ; એ ત્રિસ ઓષડો એક એક તોલાની ચટણી કરવી, અને વાછડાવાળી એક વર્ણે ગાયનું ઘી તોલા ૬૪ તથા તેવીજ ગાયનું દૂધ ૨૫૬ તોલા, તેનો પાક સારો થવા માટે ૨૫૬ તોલા પાણી, મટોડીના કે કહલઈવાલા તાંબાના વાશણમાં, ઉપલા સર્વે પદાર્થો એકઠા કરી શુભ દિવસે, પૂષ નક્ષત્ર હોય તે દિવસે, છાણાનો અગ્નિ કરી તે ઉપર ઉકાળવું, પાણી સર્વે બળતા બાકી ઘી રેહેવાથી ગાળી લેવું; તેને ફલઘૃત કહેછે. એ ઘી ભારદ્વાજ ઋષીએ કહેલું છે. તે ઘીમાંથી સારો દિવસ જોઈને પુરૂષે ખાવાથી બુદ્ધિમાન થાય, અને કામ વધીને સ્ત્રીનો સંગ કરેથી તે સ્ત્રી ગર્ભવાન થાય. વાંઝણી સ્ત્રિવો એ પીધાથી ગર્ભિણ થાય. જે જે સ્ત્રિવોને છોકરાવો થઈ તુરત મરેછે, અને બીજો ગર્ભ રહેછે; તે જન્મીને તે પણ મરેછે; તેવી સ્ત્રીએ ઉપલું ઘી પીધાથી તેના બાળક જીવે; અને બુદ્ધિવાન થાય. તે ઘીમાં લક્ષ્મણા એટલે સફેદ રિંગણીનું મૂળ કહેલું નથી, પણ એ ઉપર લખેલું ઘી ગર્ભ ધારણ કર્તા છે.

### પંચતિક્તક ઘૃત; વિષમજ્વરાદિકો ઉપર.

वृषानिंबामृताव्याघ्रीपटोलानां शृतेन च ॥ ६६५ ॥ कल्केन पक्कं सर्पिस्तु निहन्याद्विषमज्वरान् ॥ पांडुं कुष्टं विसर्पं च कृमीनर्शांसि नाशयेत् ॥ ६६६ ॥

અડુળસો, કડવાલિંબડાની છાલ, ગુળવેલ, ભોયરિંગણી, પટોળ; એ પાંચ ઓષડોની ચટણી કરી, તેથી ચોગણું ઘી. તેથી ચોગણું પાણી નાંખીને ઉકાળવું, પાણી બળવાથી ફકત ઘી બાકી રહે તે ગાળી લેવું; તેમાંનું ઘી પીધાથી, એકાંતરો, ચોઠયો તાવ, પાંડુરોગ, શરીરસડો, વિસર્પ, જંતવિકાર, હર્શ એટલા રોગ દૂર થાય.

## લઘુફળઘૃત; યોનિરોગો ઉપર.

सहचरे द्वे त्रिफलां गुडूचीं सपुनर्नवां ॥ शूकनासां हरिद्रे द्वे रास्नां मेदां शतावरीं ॥ ६६७ ॥ कल्कीकृत्य घृतप्रस्थं पचेत्क्षीरे चतुर्गुणे ॥ तत्सिद्धं पाययेन्नारीं योनिशूलनिपीडितां ॥ ६६८ ॥ पीडिता चलिता या च निःसृता विवृता च या ॥ पित्तयोनिश्च विभ्रांता षंढयोनिश्च या स्मृता ॥६६९॥ प्रपद्यंते हि ताः स्थानं गर्भं गृण्हंति चासकृत् ॥ एतत्फलघृतं नाम योनिदोषहरं परं ॥ ६७० ॥

પીળો અને કાળો કોલીરતો કે કોહરાટો, હરડે, બેહડા, આંમળા, ગુળવેલ, પુનર્નવા, ટેટું હળદ, દારૂહલદ, રાસ્ના, મેદાને બદલે જેઠીમધ, શતાવરી; એ તેર ઓષડોની ચટણી સોળ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, પાણી ૨૫૬ તોલા નાંખી સર્વેને ઉકાળવું, દૂધ પાણી બળતા બાકી ઘીનો પાક કરવો. તેમાંથી જે સ્ત્રીને પિશાબની જગ્યાએ શૂળ, મૈથુનાદિકથી યોનિશૂળ, જેની યોનિનું કમળ ખસીને વાંકુ થયેલું કે ફરેલું હોય, જે સ્ત્રીની યોનિનું અંગ બાહર નિકળતું હોય, જેની યોનિનું મુખ ખુલ્લું કે મ્હોટું થયેલું હોય, પિત્તયોનિ, વિભ્રાંતયોનિ, ષંઢયોનિ, વાઝણીસ્ત્રીને, એવી રીતે હરયેક યોનિ રોગ સ્ત્રિએ ઉપલા ઘીનો પાક ખાધાથી, સર્વે રોગ દૂર થવાને શ્રેષ્ઠ છે. અને ગર્ભ ધારણ જલદી થાય; તેને લઘુ ફળ ઘૃત કહેછે.

## તેલનો પાક; કરવાનું સાધન, પ્રથમ લાક્ષા કે લાખનું તેલ.

लाक्षाढकं क्राथयित्वा जलस्य चतुराढकैः ॥ चतुर्थांशं शृतं नीत्वा तैलप्रस्थं विनिक्षिपेत् ॥ ६७१ ॥ मस्त्वाढकं च गोदध्नस्तत्रैव विनियोजयेत् ॥ शतपुष्पामरवगंधां हरिद्रां देवदारु च ॥ ६७२ ॥ कटुकीं रेणुकां मूर्वां कुष्ठं च मधुयष्टिकां ॥ चंदनं मुस्तकं रास्नां पृथक्कर्षप्र-

माणतः ॥ ६७३ ॥ चूर्णयेत्तत्र निक्षिप्य साधयेन्मृदुवन्हिना ॥ अस्याभ्यंगात्प्रशाम्यंति सर्वेपि विषमज्वराः ॥ ६७४ ॥ कास-श्वास-प्रतिश्यायचिकपृष्ठग्रहास्तथा ॥ वातं पित्तमपस्मारमुन्मादं यक्षराक्षसान् ॥ ६७५ ॥ कंडूं दौर्गंध्यशूलं च गात्राणां स्फुरणं जयेत् ॥ पुष्टगर्भा भवेदस्य गर्भिण्यभ्यंगतो भृशं ॥ ६७६ ॥

બોરડી અથવા કુડા ઝાડની લાખ ૨૫૬ તોલા, તેમાં પાણી ૧૦૨૪ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે, તે વખતે કાઢો ગાળી લેવો; તેમાં તલનું તેલ ૬૪ તોલા, ગાયના દહીનુ પાણી ૨૫૬ તોલા; સુવા, આસન, હલદ, દેવદાર, કડુ, રેણુકાબીજ, મોરવેલ, કોષ્ટ, જેઠીમધ, સફેદ સુખડ, નાગરમોથ, રાસ્ના; એ બાર ઓષડો એક એક તોલાનું ચૂર્ણ, નાંખી સર્વેને એકઠું મેળવી હલકા અગ્ની ઉપર ફરીને ઉકાળવું, સર્વે પાણી બળતા બાકી તેલ રહેવાથી ગાળી લેવું; તેમાંથી શરીરે મરદન કરેથી એકાંતરો, ચોઠયો તાવ, વિષમ જવર, ખાંસી, શ્વાસ આફ્રણ, સળકમ કંબરનો શૂળ, પુઠનો શૂળ, વાયૂનો સર્વે કોપ, પિત્તકોપ, ફેફરાનો રોગ, ઉન્માદરોગ, યક્ષ, રાક્ષસની પીડા, ખજવાળ, શરીરે આવતી દુર્ગંધ, શૂળ, શરીરના ગાત્રોને ધ્રૂજારો, ખેચતાણ, એટલા રોગ દૂર થાય; ગર્ભવાન સ્ત્રીના શરીરે તેલ મરદન કરેથી તેનો ગર્ભ પુષ્ટ થાય.

## નારાયણ તેલ; વાયૂઉપર.

अश्वगंधा बला बिल्वं पाटला बृहतीद्वयं ॥ श्वदंष्ट्रातिबला निंबः स्योनाकश्च पुनर्नवा ॥ ६७७ ॥ प्रसारिणी चाग्निमंथः कुर्याद्दशपलं पृथक् ॥ चतुर्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेत् ॥ ६७८ ॥ तैलाढकेन संयोज्य शतावर्या रसाढकं ॥ क्षिपेत्तत्र च गोक्षीरं तैलात्तस्माच्चतुर्गुणं ॥ ६७९ ॥ शनैर्विपाचयेदेभिः कल्कैर्द्विपलिकैः पृथक् ॥ कुष्ठैला चंदनं मूर्वा वचा-मांसी-ससैंधवैः ॥ ६८० ॥ अश्वगंधा-बला-रास्ना-शत-पुष्पेंद्र दारुभिः ॥ पर्णीचतुष्टयेनैव तगरेणैव साधयेत् ॥ ६८१ ॥ तत्तैलं नावनेभ्यंगे पाने बस्तौ च योजयेत् ॥ पक्षाघातं हनुस्तंभं मन्यास्तंभं गलग्रहं ॥ ६८२ ॥ खञ्जत्वं बधिरत्वं च

गतिभंगं कटिग्रहं ॥ गात्रशोषेंद्रियध्वंसे असृक्शुक्रे क्षये ज्वरे॥६८३॥ अंत्रवृद्धिं कुरंडं च दंतरोगं शिरोग्रहं ॥ पार्श्वशूलं च पांगुल्यं बुद्धि-हानिं च गृध्रसीं ॥ ६८४ ॥ अन्यांश्च विषामान् वातान् जयेत्सर्वांग-संश्रयान् ॥ अस्य प्रभावाद्वंध्यापि नारी पुत्रं प्रसूयते ॥ ६८५ ॥ मर्त्यो गजो वा तुरगस्तैलाभ्यंगात् सुखी भवेत् ॥ यथा नारायणो देवो दुष्टदैत्यविनाशनः ॥ ६८६ ॥ तथैवं वातरोगाणां नाशनं तैल-मुत्तमम् ॥

આસન, ચિકણામૂળ, બિલમૂળ, પાહાડમૂળ, રિંગણીમૂળ, મોતરિંગણી, ગોખરૂં, અતિબળા અથવા તેને વેલેંચી, લાંડગે, ચિપટી કહેછે તે; કડવો લિબડો, ટેંટુ, પુનર્નવા, ચાંદવેળ, એરણ; એ તેર ઓષડો ચાળીસ ચાળીસ તોલા થોડા થોડા કુટી, તેમાં પાણી ૪૦૯૬ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી કાઢો ગાળી લેવો, તેમાં તલનું તેલ ૨૫૬ તોલા, શતાવરીનો અંગરસ ૨૫૬ તોલા, ગાયનું દૂધ ૧૦૨૪ તોલા; તથા કોષ્ટ, એલચી, સફેદ સૂખડ, મોરવેલ, ઘોડાવજ, જટામાંસી, સિંધાલૂણ, આસન, ચિકણામૂળ, રાસ્ના, વરિયાલી, દેવદાર, શાળવણ, પીઠવણ, રાની મગ, રાની અડદ, તગર; એ સત્તર ઓષડોની ચટણી આઠ આઠ તોલા લઇ, ઉપલી સર્વે વસ્તુમાં મેળવીને હલકા અગ્ની ઉપર ફરી ઉકાળવું, પાણી બળતા પાક સિદ્ધ થવાથી ગાળી લેવું; તેને નારાયણ તેલ કહેછે. એ તેલ નાકમાં નાંખવાને, શરીરે લગાડવાને, પીવાને, ઝાડાની જગ્યાએ પિચકારી કે છાલક મારવાને ઉપયોગ પડેછે. તે તેલથી પક્ષઘાત કે અર્ધું શરીર લુલુ પડવાનો વાયુ, દાઢીનું થુઠયાનો હનુસ્તંભ, જડબુ વાકુ થવાનો વાયુ, ગરડનનો મન્યાસ્તંભ, કંઠનો ગળગ્રહ વાયુ, કંબરથી પગ લુલા પડવાનો ગૃધ્રસી વાયુ, એટલી જગ્યાએ ખલીયા નામે વાયૂનો કોપ થાયછે તે, જે વાયૂના કોપે શરીરે સૂન્ય કે બેહેરપણું આવે તે વાયુ, શરીરની ગતિ ભંગ થવાનો વાયુ, કટિગ્રહ, હાથપગાદિ ગાત્રોનું શોષણ કરનારો વાયુ, આંખ કાનાદિ ઇંદ્રિવોને નુકસાનકર્તા વાયુ, લોહી વિકાર, ધાતુક્ષય, જ્વર, ક્ષયરોગ, કુરંડ એટલે અંત્રવૃદ્ધિ વધરાળનો વાયુ, દાંતનો રોગ, મસ્તકનો શૂળ વાયુ, પાસળાનો શૂળ, પગ પાંગળાથવાનો વાયુ, બુદ્ધિભ્રંશ કર્તા વાયુ, ઈત્યાદિ સર્વે વાયૂનો કોપ, ઉપળા તેલનો ઉપયોગ કરેથી દૂર થાય.

વિષમ વાયુ. આખા શરીરમાં ન્હાના મ્હોટા વાયુનો જે કોપ થઇ વેદના શૂળ ઉત્પન્ન થયેલો, ઉપલા તેલથી દૂર થાય. વાઝણી સ્ત્રિયોને એ તેલનાં પ્રતાપે છોકરા થાય. શરીરે સૂખ થાય, હાથી, ઘોડા જનાવરોને એ તેલનું મરદન કરેથી તેને સૂખ થાય; તે વિષે દૃષ્ટાંત જેમ નારાયણદેવે દુષ્ટ અસુરોનો નાશ કર્યો તેમજ સર્વે વાયૂનો નાશ એ તેલ કરેછે.

## બળા તેલ; વાતાદિકો ઉપર.

बलामूलकषायेण दशमूलशृतेन च ॥ ६८७ ॥ कुलित्थयवकोलानां क्काथेन पयसा तथा ॥ अष्टाष्टभागयुक्तेन भागमेकं च तैलकं ॥ ॥ ६८८ ॥ गणेन जीवनीयेन शतावर्यैंद्रदारुणा ॥ मंजिष्ठाकुष्ठशैलेन तगरागरुसैंधवैः ॥ ६८९ ॥ वचा पुनर्नवा-मांसी-सारिवाद्वयपत्रकैः ॥ शतपुष्पाऽश्वगंधाभ्यामेलया च विपाचयेत् ॥ ६९० ॥ गर्भार्थिनीनां नारीणां पुंसां च क्षीणरेतसां ॥ व्यायामक्षीणगात्राणां सूतिकानां च युज्यते ॥ ६९१ ॥ राजयोग्यमिदं तैलं सुखिनां च विशेषतः ॥ बलातैलमिति ख्यातं सर्ववातामयापहं ॥ ६९२ ॥

ચિકણામૂળ ૫૧૨ તોલા કુટી, તેમાં પાણી ૨૦૪૮ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે તે ગાળી લેવું તથા અગાઊ વાત કફજ્વરમાં દસ ઝાડના મૂળોના નામો લખેલા છે તે ૫૧૨ તોલા કુટીને, તેમાં પાણી ૨૦૪૮ નાંખીને જુદુ ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહે તે જુદુ ગાળી લેવું; કુલથિ, જવ, બોરના ઠળિયાં મધ્યેની મીજ, એ ત્રણ ઓષડો દરએક ૫૧૨ તોલા જુદા જુદા કુટીને, દરએકમાં પાણી ૨૦૪૮ તોલા નાખી જુદા જુદા ઉકાળવાં, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેતે જુદા જુદા ગાળી લેવા; પછી તે પાંચે કાઢા એકઠા કરીને તેમાં ગાયનું દૂધ ૫૧૨ તોલા, તલનું તેલ ૬૪ તોલા અને ચૂર્ણમાં જીવનીયગણમાં અગાઊ લખેલા સાત ઓષડો; શતાવરી, મજીઠ, દેવદાર, કોષ્ઠ, પત્થરફુળ, તગર, અગર, સિંધાલૂણ, ઘોડાવજ, પુનર્નવા, જટામાંસી, સફેદ ઉપળસરી, કાળી ઉપળસરી, તમાલપત્ર, વરિયાળી, આસંધ, એલચી; એ ચોવીસ ઓષડોનું ચૂર્ણ સોલ તોલા ઉપલા ઉકાળામાં નાખી ફરીને ઉકાળવું, પાણી સર્વે બળતા તેલનો પાક બાકી રહેવાથી

ગાળી લેવું, તેને બળા તેલ કહેછે; સ્ત્રિવોને ગર્ભ રહેવાની જેને ઈચ્છા હોય તેના શરીરે એ તેલમાંથી મરદન કરવું, જે પુરૂષની ધાતુ ક્ષીણ થઈ હોય, જે માણસનું શરીર લંબાણ આવજાવના ઠકોટાથી, ગાત્રો ક્ષીણ થયેલા હોય, સુવાવડી સ્ત્રિવોને, એટલા રોગીના શરીરે એ તેલમાંથી મરદન કરે તો ફાયદો થાય. વિશેષ કરીને એ તેલ રાજાવોને કે શ્રીમંતોના શરીરે, મરદન કરેથી સર્વે વાયુ રોગીને ફાયદો થાય.

## પ્રસારણીતેલ; વાત કફજન્ય અને વાયુ ઉપર.

प्रसारणीपलशतं जलद्रोणेन पाचयेत्॥ पादशिष्टः शृतो ग्राह्यस्तैलं दधि च तत्समं ॥ ६९३ ॥ कांजिकं च समं तैलात् क्षीरं तैलाच्चतुर्गुणं ॥ तैलात्तथाष्टमांशेन सर्वकल्कानि योजयेत् ॥ ६९४ ॥ मधुकं पिप्पलीमूलं चित्रकः सैंधवं वचा ॥ प्रसारणी देवदारु रास्ना च गजपिप्पली ॥ ६९५ ॥ भल्लातः शतपुष्पा च मांसी चैभिर्विपाचयेत् ॥ एतत्तैलं वरं पक्वं वातश्लेष्मामयान् जयेत् ॥ ६९६ ॥ कौब्जत्वं खंजपंगुत्वं गृध्रसीमर्दितं तथा ॥ हनु-पृष्ठ-शिरो-ग्रीवा-कटिस्तंभं च नाशयेत् ॥ ६९७ ॥ अन्यांश्च विषमान् वातान् सर्वानाशु व्यपोहति ॥

ચાંદવેલ ૪૦૦ તોલા કુટી, તેમાં પાણી ૧૦૨૪ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું, તેમાં તલનું તેલ એકસો તોલા; તથા કાંજી એટલે મટોડીનું હાંડલું નવું લાવી તેમાં શરસ્યું તેલ ચોપડી, નિર્મળ પાણી નાંખીને, રાઈ, સિંધાલુણ, જીરૂ, હિંગ, સુંઠ, હલદ; એ છ ઓષડોનું ચૂર્ણ, બાંબુ ઝાડના પાંત્રા, કુલઠીના કાઢામાં ભાત સાથે ચોખાની કાંજી કરી, છ ઓષડોની ચટણી વાટી તેનાં પાંચ દસ વડા કરી, તેને ઘીમાં તલીને, તે ઉપલા હાંડલામાં સર્વે પદાર્થો ભરીને તેનું મોહડું બંધ કરી, ત્રણ દિવસ છાપરાઉપર ધાકી મૂકવું, તે મધ્યેના વડા અને સર્વે પદાર્થોને ખટાસ આવે તેને કાંજી કહેછે. તે એકસો તોલા; તથા ગાયનું દૂધ ૪૦૦ તોલા; જેઠીમધ, પિપલીમૂળ, ચિત્રક, સિંધાલૂણ, ઘોડાવજ, ચાંદવેલ, દેવદાર, રાસ્ના, ગજપિપર, ભિલામો, વરિયાલી, જટામાંસી; એ બાર ઓષડોની ચટણી સાડા બાર બાર તોલા અને ઉપળા સર્વે પદાર્થો નાખીને ફરીને ઉકાળવું, તેમાંનું પાણી બળતા બાકી ફક્ત તેલનો પાક રહેવાથી ગાળી લેવો, તેમાંનું તેલ શરીરે મરદન કરેથી,

વાત શ્લેષ્મજન્ય વિકાર; એટલે જેથી માણસ ખુંધો થાય તે વાયૂનો રોગ; ખંજવાયુ એટલે જેથી માણસ પાંગળો થાયછે તે વાયુ; ગુધ્રસી વાયુ કે જે કંબરથી પગ લૂલા પડેછે તે; હનુવાયુ ડાઢીનું ફુંથયુ વાકું થવાનો; પૃષ્ઠ વાસાનો વાયુ; શીર મસ્તકને શૂળ કે જખડવાનો રોગ; ગ્રીવા ગરદન જખડવાનો વાયુ, કટિ ઠાપુ કંબરનીચેનો ભાગ જખડવાનો; એટલી જગ્યા વાયૂથી ખેંચાય કે સ્તંભન થાય, તે વાયુકોપના સર્વે રોગ એ તેલથી દૂર થાય, એ વિગરે બીજા વિષમ વાયુ ન્હાના મ્હોટા થયેલા હોય તે દૂર થાય.

### માષાદિ તેલ; ગ્રીવા એટલે ગરદન સ્તંભનાદિ રોગો ઉપર.

माषा यवातसी क्षुद्रा मर्कटी च कुरंटकः ॥ ६९८ ॥ गोकंटष्टुंटुकश्चैषां कुर्यात्सप्तापलं पृथक् ॥ चतुर्गुणांबुना पक्का पादशेषं शृतं नयेत् ॥ ६९९ ॥ कार्पासास्थीनि बदरं शणबीजं कुलित्थकं ॥ पृथक् चतुर्दशपलं चतुर्गुणजले पचेत् ॥ ७०० ॥ चतुर्थांशावशिष्टं च गृण्हीयात् क्वाथमुत्तमं ॥ प्रस्थैकं छागमांसस्य चतुःषष्टिपले जले ॥ ॥ ७०१ ॥ निक्षिप्य पाचयेद्धीमान् पादशेषं रसं नयेत् ॥ तैलप्रस्थे ततः क्वाथान् सर्वानेतान्विनिक्षिपेत् ॥ ७०२ ॥ कल्कैरेभिश्च विश्वेदमृता-कुष्ठ-नागरैः ॥ रास्नापुनर्नवैरंडैः पिप्पल्या शतपुष्पया ॥ ७०३॥ बलाप्रसारणीभ्यां च मांसी कटुकया तथा॥ पृथगर्धपलैरेतैः साधयेत् मृदुवन्हिना ॥ ७०४ ॥ हन्यात्तैलमिदं शीघ्रं ग्रीवास्तंभापबाहुकौ ॥ अर्धांगशोषमाक्षेपमूरुस्तंभापतानकौ ॥ ७०५ ॥ शाखाकंपं शिरःकंपं विश्वाचीमर्दितं तथा ॥ माषादिकमिदं तैलं सर्ववातविकारनुत् ॥७०६॥

અડદ, જવ, અળશીના બીજ, ભોયરિંગણી, કવચબીજ, કોહરાટો, ગોખરૂં, કાળા ખેરની છાલ; એ આઠ ઓષડો અઠાવિસ અઠાવિસ તોલાંની ચટણી કરી, તેમાં પાણી ૮૯૬ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રેહવાથી જુદુ ગાળી લેવું, પછી રૂનાકપાશિયા, બોરના ઠળ્યા, સણના બીજ, કુળથિ; એ ચાર ઓષડો છપન છપન તોલા કુટીને; તેમાં પાણી ૮૯૬ તોલા નાંખી ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી જુદુ ગાળી લેવું, પછી બકરાના માંસના ઝીણા ઝીણા કટકા ૬૪ તોલા

લઈ, તેમાં ૨૫૬ તોલા પાણી નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોથે હિસ્સે બાકી રહેવાથી જુદું ગાળી લેવું, તલનું તેલ ૬૪ તોલા; અને ઉપલા ત્રણે કાઢા મેળવીને, તેમાં ગુળવેલ, કોષ્ઠ, સુંઠ, રાસ્ના, પુનર્નવા, એરંડમૂળ, પિપર, વરિયાલી, ચિકણામૂળ, ચાંદવેલ, જટામાંસી, કડૂ; એ બાર ઓષડો બબે બબે તોલાની ચટણી કરીને, ઉપલા કાઢામાં મેળવી હલકા અગ્નિથી સર્વેને ઉકાળવું, પાણી બળતા તેલનો પાક થવાથી ગાળી લેવું, તેને માષાદિ તેલ કહેછે; તેમાંનું તેલ શરીરે મરદન કરવાથી, ગરડન જખડવાનો ગ્રીવાસ્તંભવાયુ, અપબાહુક વાયુ, અર્ધાંગવાયુ, આક્ષેપકવાયુ, ઉરૂસ્તંભવાયુ, અપતાનક વાયુ, હાથપગાદિકની શાખા કે હાડને કંપારા થાયછે તે વાયુ, મસ્તકને કંપારાનો વાયુ, વિશ્વાચીવાયુ, અર્દિતવાયુ, એ સર્વે વાયુકોપનો રોગ દૂર થાયછે.

### કૃષ્ણાત્રેયકથિત શતાવરી તેલ; શૂલાદિ વાયૂ વાદિ ઉપર.

शतावरी बलायुग्मं पर्ण्यौ गंधर्वहस्तकः ॥ अश्वगंधाश्वदंष्ट्रा च बिल्वः काशः करंटकः ॥७०७॥ एषां सार्द्धपलान् भागान् कल्कयेच्च विपाचयेत् ॥ चतुर्गुणेन नीरेण पादशेषं शृतं नयेत् ॥ ७०८ ॥ नियोज्य तैलप्रस्थे च क्षिरप्रस्थं विनिक्षिपेत् ॥ शतावरीरसप्रस्थं जलप्रस्थं च योजयेत् ॥ ७०९ ॥ शतावरी देवदारु मांसी तगरचंदनं ॥ शतपुष्पा बला कुष्ठमेला शैलेयमुत्पलं ॥ ७१० ॥ ऋद्धिमेदा च मधुकं काकोली जीवकस्तथा ॥ एषां कर्षसमैः कल्कैस्तैलं गोमयवन्हिना ॥ ७११ ॥ पचेत्तेनैव तैलेन स्त्रीषु नित्यं वृषायते ॥ नारी च लभते पुत्रं योनिशूलश्च नश्यति ॥ ७१२ ॥ अंगशूलं शिरःशूलं कामलां पांडुतां गरं ॥ गृध्रसीं प्लीहशोषांश्च मेहान् दंडापतानकं ॥ ७१३ ॥ सदाहं वातरक्तं च वातपित्तगदार्दितं ॥ असृक्दरं तथाध्मानं रक्तपित्तं च नश्यति ॥ ७१४ ॥ शतावरीतैलमिदं कृष्णात्रेयेण भाषितं ॥ नारायण्यै स्वाहा ॥ उत्तराभिमुखो भूत्वा खनेत् खदिरशंकुना॥७१५॥ सर्वव्याधिविनाशिन्यै स्वाहा ॥ इति उत्पाटनमंत्रः ॥ कुमारजीवन्यै स्वाहा इति पाचनमंत्रः ॥

શતાવરી, ચિકણામૂળ, ચક્રભિંડીનું મૂળ, શાળવણ, પીઠવણ, એરંડમૂળ, આસંધ, ગોખરૂ, બિલમૂળ, કસઈ કે કસાડ નામે ઘાસ, કોહરાટો;

એ અગીઆર ઓષડો છ છ તોલાની ચટણી કરી, તેમાં પાણી ૧૦૫૬ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોથે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું, તેમાં તલનું તેલ ૬૪ તોલા, ગાયનું દૂધ ૬૪ તોલા, શતાવરીનો અંગરસ ૬૪ તોલા; બીજું પાણી ૬૪ તોલા; તથા શતાવરી, દેવદાર, જટામાંસી, તગર, સફેદ સૂખડ, વરિયાલી, ચિકણામૂળ, કોષ્ટ, એલચી, કુત્તરફુલ, કમળ, ઋદ્ધીને બદલે વારાહીકંદ, મેદાને બદલે જેઠીમધ, મહવડાની છાલ, કાકોલીને બદલે આસંધ, જીવકાને બદલે વિદારીકંદ; એ સોલ ઓષડો એક એક તોલાની ચટણી કરી, ઉપલા સર્વે પદાર્થો મેળવીને છાણાના મંદ અગ્નિ ઉપર ફરીને ઉકાળવું, પાણી બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તે કૃષ્ણાત્રેયરૂષીએ કહેલું છે; તેને શતાવરી તેલ કહેછે; તેમાંનું તેલ પુરૂષે શરીરે લગાડવાથી સ્ત્રિઓને નિત્ય પ્રીતિથી ભોગવેછે, અને સ્ત્રિઓએ તેમાંનું તેલ શરીરે લગાડેથી ગર્ભવાન થાય; તેથી યોનિશૂળ, અંગશૂળ, મસ્તકશૂળ, આંખોને કાવીળનો રોગ, પાંડુ રોગ, વિષ કે ઝેરનો બાધ, ગૃધ્રસી વાયુ, પેટમાં ડાહબી બાજુએ ફેફ્સાનો કવળુ રોગ, શરીરશોષ, પરમાનો રોગ, દંડ કે લાકડાની રીતે માણસ જખડાયેલો કે કમાનની રીતે વાંકો વળી ગયેલો, દંડાપતાનક વાયુ, દાહયુક્ત વાતરક્ત લોહી ઉકાળાનો, વાતપિત્તનો મ્હોટો શરીરસડો, સ્ત્રિઓને ધુપણીનો રોગ, પેટ ફુગવાનો, રક્તપિત્ત, એટલા રોગો દૂર થાય.

પ્રથમ જંગલમાં જે સુદ્ધ જગ્યાએ શતાવરીના રોપા હોય, તે જગ્યાએ જઈ ઓં નારાયણ્યૈ સ્વાહા, એ મંત્ર મુખેથી ભણી નમસ્કાર કરી પોતે ઉત્તરદિશા તરફ મુખ કરી, ખેર લાકડાના ખીલાથી પ્રથમ શતાવરીનો રોપાની આસપાસ ખોડવું, પછી ઓં નારાયણ્યૈ સ્વાહા સર્વવ્યાધિનાશિન્યૈ નમઃ એવી રીતે મંત્ર ભણી નમસ્કાર કરીને રોપો ઉપાડવો; ઘેર લાવ્યા પછી તેને ફરીને ઓં નારાયણ્યૈ સ્વાહા કુમારજીવન્યૈ નમઃ એવી રીતે મંત્ર ભણી નમસ્કાર કરી પછી ઓષડના કામે શતાવરી લગાડવી.

## કાશીસાદિ તેલ; અર્શાદિ ઉપર.

कारीसं लांगली कुष्ठं शुंठी कृष्णा च सैंधवं ॥ मनःशिलाश्वमारं च विडंगं चित्रको वृषः ॥ ७१६ ॥ दंतीकोशातकीबीजं हेमा-

ल्हा हरितालकः ॥ कल्कैः कर्षमितैरेतैस्तैलप्रस्थं विपाचयेत् ॥७१७॥ सुधार्कपयसी दद्यात् पृथक् द्विपलसंमिते ॥ चतुर्गुणं गवां मूत्रं दत्वा सम्यक् प्रसाधयेत् ॥ ७१८ ॥ कथितं खरनादेन तैलमर्शोविनाशनं ॥ क्षारवत्पातयत्येतदर्शांस्याभ्यगतो भृशं ॥ ७१९ ॥ वलीनं दूषयत्येतत्क्षारकर्मकरं स्मृतं ॥

હિરાકસી, કળલાવી એટલે કુઈલી, ગજપિપર, કે મજિઠ; કોઠ, સુંઠ, પિપર, સિંધાલૂણ, મનશીળ, કણહેર, વાવડિંગ, ચિત્રક, અડુળસો, દાંતીમૂળ, કડવા પંડોળના બીજ, ચોક, હરતાળ; એ પંદર ઓષડો એક એક તોલોની ચટણી કરી, તેમાં તલનું તેલ ૬૪ તોલા; ચોધારા થુવરનું દૂધ, અને આકડાનું દૂધ બેહુ આઠ આઠ તોલા; તથા ગાયનું મૂત્ર ૨૫૬ તોલા નાંખીને ઉકાળવું; પાણી સર્વે બળતા ફકત તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; એ તેલવિશે ખરનાદ ઋષીએ કહેલું છે. એ તેલમાંથી હર્શના મસાવોને લેપ કરેથી, ગુદની અંદરની ત્રણ વળી કાને ઈજા ન થતાં, મસાવો ગળી પડી હર્શનો મુળવ્યાધ રેગ દૂર થાય.

## પિંડ તેલ; વાતરક્તો ઉપર.

मंजिष्ठा-सारिवा-सर्जयष्टी-सिक्थैः पलोन्मितैः ॥ ७२० ॥ पिंडाख्यं साधयेत्तैलमैरंडं वातरक्तनुत् ॥

મજીઠ, ઉપલસરી, રાળ, જેઠીમધ, મિણ; એ પાંચ ઓષડો ચાર ચાર તોલાની ચટણી કરી; એરંડયુ તેલ ૮૦ તોલા; પાણી ૩૨૦ તોલા; અને ઉપલી ચટણી મેળવીને ઉકાળવું, પાણી બળતા તેલ ફકત બાકી રહે તેનો પાક બરાબર થવાથી ગાળી લેવું; તેને પિંડ તેલ કહેછે. તેમાંનું તેલ માણસના શરીરે લેપ કરવાથી વાતરક્તનો રેગ દૂર થાય.—

पिंडाख्यं साधयेत्तैलमभ्यंगाद्वातरक्तनुत् ॥

એવી રીતે પાઠ છે માટે એરંડયા તેલને બદલે તલનું તેલ ઉપલી રીતે વાપરવુ હોએ તોપણ ફાયદો થાય.

## અર્ક તેલ; ખરજ ઈત્યાદિક ફ્રોલ્લા ઉપર.

अर्कपत्ररसे पक्कं हरिद्राकल्कसंयुतं ॥ ७२१ ॥ नाशयेत्सार्षपं तैलं पामां कच्छूं विचार्चिकां ॥

હલદની ચટણી કરીને તેના વજનથી ચોગણું શરસ્યુ તેલ, અને તેથી ચોગણા વજને આકડાના પાંત્રાનો રસ, તે બેહુમાં હલદની ચટણી નાંખીને હલકા અગ્નિથી ઉકાળવું, પાણી બળતા ફકત તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંનું તેલ ખરજ, ફોલ્લા, વિચર્ચિકા રોગવાલાએ મરદન કરેથી શરીર નિરરોગી થાય.

## મરિચ્યાદિ તેલ; કુષ્ટાદિકો ઉપર.

मरिचं हरितालं च त्रिवृतं रक्तचंदनं ॥ ७२२ ॥ मुस्तं मनःशिला मांसी द्वे निशे देवदारु च ॥ विशाला करवीरं च कुष्ठमर्कपयस्तथा ॥ ७२३ ॥ तथैव गोमयरसः कुर्यात्कर्षमितान् पृथक् ॥ विषं चार्धपलं देयं प्रस्थं च कटुतैलकं ॥ ७२४ ॥ गोमूत्राद्द्विगुणं दद्यात् जलं च द्विगुणं भवेत् ॥ मरिचाद्यमिदं तैलं सिध्मकुष्ठहरं परं ॥ ॥ ७२५ ॥ जयेत्कुष्ठानि सर्वाणि पुंडरीकं विचर्चिकां ॥ पामां श्वित्राणि रक्तं च कडूं कच्छूं प्रणाशयेत् ॥ ७२६ ॥

મરી, હરતાળ, નિસોત્તર, લાલરતાંજલી, નાગરમોથ, મનશીળ, જટામાંસી, હલદ, દારૂહલદ, દેવદાર, કાંવડળ મૂળ, કનેહરના મૂળ, કોષ્ટ, આકડાનું દૂધ, ગાયનું છાણ; એ પંદર ઓષડો એક એક તોલો; અને શુદ્ધ કરેલો વચનાગ બે તોલા, સર્વેની ચટણી કરી; તેમાં શરસ્યુ તેલ ૬૪ તોલા; ગાયનું મૂત્ર ૨૫૬ તોલા; પાણી ૫૧૨ તોલા; સર્વે મેળવીને ઉકાળવું, પાણી સર્વે બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તેમાનું તેલ શરીરે મરદન કરેથી, સિધ્મ કુષ્ટ, પુંડરીક કુષ્ટ, પગ ફાટીને ભીગડા પડેછે તે, વિચર્ચિકા રોગ, ખરજ, શ્વિત્ર કુષ્ટ, રક્તકુષ્ટ, ખજવાળ, ફોડલા, સર્વે પ્રકારે શરીરસડાનો કુષ્ટરોગ દૂર થાય.

## ત્રિફળા તેલ; વ્રણો ઉપર.

त्रिफलारिष्टभूनिंबं द्वे निशे रक्तचंदनम् ॥ एतैः सिद्धमरुंषीणां तैलमभ्यंजने हितम् ॥ ७२७ ॥

હરડે, બેહડા, આંમળા, કડવા લિંબડાની છાલ, કરયાતું, હલદ, દારૂહલદ, લાલ રતાંજલી; એ આઠ ઓષડોની ચટણી કરી, તેના વજનથી ચોગણું તલનું તેલ; અને તેલથી ચોગણા વજને પાણી નાંખીને ઉકાળવું;

પાણી બળતા તેલનો પાક બાકી રહેથી ગાળી લેવું; તેમાંનું તેલ જેના શરીરે ઘણાક વ્રણ, વિંધ, નાસૂર, ઘારા પડેલા હોય તે ઉપર લગાડવું, તેથી વ્રણ રોગ દૂર થાય.

## નિંબબીજ તેલ; પલિત રોગો ઉપર.

भावयेन्निंबबीजानि भृंगराजरसेन हि ॥ तथासनस्य तोयेन तत्तैलं हंति नस्यतः ॥ ७२८ ॥ अकालपलितं सद्यः पुंसां दुग्धान्नभोजिनां॥

કડવા લિંબડાના ફળ મધ્યેના બીજ કાડી, તે ઉપર ભાગરાના રસમાં ત્રણ અથવા સાત વખતે ઉપળા બીજને ભીજવી સુકવવા; પછી બિબલો અથવા અસાણની અંતર છાલનો કાઢો કરી, ઉપલા બીયા ઉપર સાત અથવા ત્રણ પુટ આપવા; પછી તે બિયાનું તેલ કાડી; તેમાંનું તેલના ટીપા નાકમાં નાંખવા; તે ઉપર પરેહજી ગાયનું દૂધ અને ભાત ખાવો, તેથી કરીને ઘડપણ વિના સફેદ બાલ, આવેલા હોય તો તે જલદીથી પાછા કાળા થાય.

## યષ્ટિ મધુ તેલ; બાલ લાવનાર.

यष्टीमधुकक्षाराभ्यां नवधात्रीफलैः शृतं ॥ ७२९ ॥ तैलं नस्यकृतं कुर्यात् केशान् श्मश्रूणि सर्वशः ॥

જેઠીમધ દસ તોલા; સાજીખાર, જવખાર, સંચળ ખાર, બિડખાર; બાંગડ ખાર; એ પાંચ ખાર બબે તોલા; સર્વેની ચટણી કરી તેમાં તલનું તેલ ૮૦ તોલા; નવા આંમળાનો રસ ૩૨૦ તોલા, પાણી ૩૨૦ તોલા, સર્વે મેળવીને ઉકાળવું, પાણી સર્વે બળતા ફકત તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; એ તેલના ટીપા નાંકમાં નાખવાથી, જે માણસના મસ્તક ઉપરના, મૂછનાં, દાઢીના બાલ, ખરી ગયા હોય તે પાછા આવેછે.

## કરંજાદિ તેલ; ઇંદ્રલુપ્ત રોગો ઉપર.

करंजश्चित्रको जाती करवीरश्च पाचितं ॥ ७३० ॥ तैलमेभिर्हृतं हन्यादभ्यंगादिंद्रलुप्तकं ॥

કરંજ ઝાડની છાલ, ચિત્રક, જાઈના પાંત્રા, કણેહેર મૂળ; એ ચાર ઓષડોની ચટણી કરવી; તેના વજનથી ચોગણું તલનું તેલ; તેથી ચોગણું પાણી; સર્વે મેળવીને ઉકાળવું, પાણી સર્વે બળતા ફકત તેલ બાકી રહે-

વાથી ગાળી લેવું; તેમાંનું તેલ જે માણસના મસ્તક ઉપરના, દાઢીના, મૂછના બાલ ખરી પડી લીસ્સી જગ્યા થઈ હોય, તેને ઇંદ્રલુપ્ત રોગ કહેછે. તે જગ્યા ઉપર, મરદન કરેથી જલદી બાલ પાછા આવેછે.

## નીલિકાદિ તેલ; પલિત અને દારૂણાદિ રોગો ઉપર.

नीलिका केतकी-कंदं भृंगराजः कुरंटकः॥७३१॥ तथार्जुनस्य पुष्पाणि बीजकात्कुसुमान्यपि ॥ कृष्णास्तिलाश्च तगरं समूलं कमलं तथा॥ ॥ ७३२ ॥ अयोरजः प्रियंगुश्च दाडिमत्वक्गुडूचिका ॥ त्रिफलापद्मपंकश्च कल्कैरेभिः पृथक् पृथक् ॥ ७३३ ॥ कर्षमात्रं पचेत्तैलं त्रिफलाक्काथसंयुतं ॥ भृंगराजरसेनैव सिद्धं केशस्थिरीकृतं ॥७३४ ॥ अकालपलितं हंति दारुणं चोपजिव्हिकां ॥

આસમાની ફુલ, કેવડાનો કંદ, ભાગરો, કોહરાટો, અર્જુન વૃક્ષના ફુલ, બિખલો અથવા આસાણા વૃક્ષના ફુલ, કાળાતલ, તગર, કંદમૂળસહિત કમળ, લોહભસ્મ, દાડમની છાલ, વાધાંટીના મૂળ, ગુળવેલ, હરડે, બેહડા, આંમળા, કમળમૂળની જગ્યાએ તેનો ચિખલ; એ સત્તર ઓષડો એક એક તોલાની ચટણી; તેમાં ૬૮ તોલા તલનું તેલ; ત્રિફળાનો કાઢો ૨૭૨ તોલા, ભાગરાનો રસ ૨૭૨ તોલા; સર્વેને મેળવી ઉકાળવું, પાણીનો ભાગ સર્વે બળતા તેલનો પાક બાકી રેહવાથી ગાળી લેવું; તેમાંનું તેલ બાલને લગાડેથી, બાલ ખરતા અટકે તેની સ્થિરતા થાય, મજબુત થાય, વૃદ્ધપણું વિના જે માણસના બાલ, સફેદ થતા હોય તે કાળા થાય, મસ્તકમાં જે અતિશે મ્હોટો રોગ થાયછે તે, ઉપજીવ્હિકા રોગ એટલા રોગ દૂર થાય.

## ભૃંગરાજ તેલ; પલિત્તાદિ રોગોઉપર.

भृंगराजरसेनैव लोहकीटं फलत्रिकं ॥ ७३५ ॥ सारिवां च पचेत्कल्कैस्तैलं दारुणनाशनं ॥ अकालपलितं कंडूमिंद्रलुप्तं च नाशयेत् ॥ ७३६ ॥

લોહડાનો કાટ કે મેલ, હરડે, બેહરડા, આંમળા, ઉપલસરી; એ પાંચ ઓષડોની ચટણી ચાર ચાર તોલા; તલનું તેલ ૮૦ તોલા; ભાગરાનો રસ ૩૨૦ તોલા; સર્વે મેળવીને ઉકાળવું, પાણીનો ભાગ બળતા તેલનો

પાક બાકી રેહવાથી ગાળી લેવું; તેમાંનું તેલ મસ્તકે મરદન કરેથી અતિશે દારૂણ રેગ, ખજવાળ દૂર થાય, વૃદ્ધપણું વિના સફેદ બાલ થતા હોય તો તે કાળા થાય, મસ્તકના, દાઢીના, મૂછના બાલ ખરી પડીલીસી જગ્યા થાય, તે ઉપર તેલ ઘસેથી બાલ પાછા આવે.

### ઈરિમેદાદિ તેલ; મુખદંતાદિ રોગો ઉપર.

इरिमेदत्वचं क्षुण्णां पचेत् शतपलोन्मितां ॥ जलद्रोणेन तत्क्वाथं गृण्हीयात्पादशेषितं ॥ ७३७ ॥ तैलस्याद्धाढकं दत्वा कल्कैः कर्षमितैः पचेत् ॥ इरिमेदलवंगाभ्यां गैरिकागरुपद्मकैः ॥७३८॥ मंजिष्ठालोध्रमधुकै र्लाक्षा-न्यग्रोध मुस्तकैः ॥ त्वक्-जातीफल-कर्पूर-कंकोल-खदिरैस्तथा ॥ ७३९ ॥ पतंग-धातकीपुष्पं सूक्ष्मैला-नागकेसरैः ॥ कट्फलेन च संसिद्धं तैलं मुखरुजं जयेत् ॥ ७४० ॥ प्रदुष्टमांसं चलितं शीर्णदंतं च सौषिरं ॥ श्यावदंतं प्रहर्षं च विद्रधिं कृमिदंतकं ॥ ७४१ ॥ दंतस्फुटं च दौर्गंध्यं जिव्हाताल्वोष्ठजां रुजं ॥

કાળા ખેરની છાલ થોડી કુટીને ૪૦૦ તોલા; તેમાં પાણી ૧૦૨૪ તોલા નાખીને ઉકાળવું; પાણી બળતા ચોઠે હિસ્સે રહેવાથી ગાલી લેવું; તેમાં તલનું તેલ ૧૨૮ તોલા; કાળા ખેરની છાલ, લવંગ, ઘેરૂ, અગર, પદ્મકાષ્ટ, મજીઠ, લોધ, જેઠીમધ, નાગરમોથ, વડની છાલ, તજ, જાયફળ, કપૂર, કંકોળ, સફેદ ખેરની છાલ, પતંગ, ધાયટીના ફુલ, ઝીણી એલચી, નાગકેશર, મોતરિંગણીના ફળ; એ ઓગણીસ ઓષડા એક એક તોલો, અને બોરડીની લાખ તોલો દોઢ, સર્વેની ચટણી મેળવીને ઉકાળવું, પાણીનો ભાગ બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંનું તેલ, મુખ સંબંધી સર્વે પીડા ઉપર, દાંતોના માંસનો સડો, દાંત હલતા હોય, દાંતના પારા ફાટીને દૂખ, દાંતના પારામાં નાસૂર કે ધારા, દાંત કાળા થાય, વાયુના મ્હોટા કોપે દાંતેથી શીતળ કે રૂક્ષ, ખટાસની વસ્તુ ન ખવાતી હોય, પ્રહર્ષનામે દાંતના રોગ, દંતવિદ્રધિની ઉઠમી ગાંઠ, દાંત સંબંધી રક્ત અને કૃમી જીવાતો દુષ્ટ થાય, દાંતના પારાને કાળા વિંધ પાડી પરૂ ઈત્યાદિક રસી વહે, દંતસ્ફુટ રોગ, દાંતને દુર્ગંધી, એવી રીતે અનેક દાંતના રોગ, જીભના રોગ, તાળુ રોગ, ઓઠ રોગ, એ સર્વે રોગ ઉપર ઉપલું તેલ મુકવાથી દૂર થાય.

## હિંગ્વાદિ તેલ; કર્ણ શૂલો ઉપર.

हिंगु-तुंबरु-शुंठीभिः कटु तैलं विपाचयेत् ॥ ७४२ ॥ तस्य पूरणमात्रेण कर्णशूलः प्रणश्यति ॥

હિંગ, ચિરફળ, સુંઠ; એ ત્રણ ઓષડોની ચટણી ૧૦ તોલા; બકરાના મૂત્રમાં વાટી; તેમાં શરસ્યું તેલ ૪૦ તોલા; પાણી ૧૬૦ તોલા નાંખી, સર્વે મેળવીને ઉકાળવું; પાણીનો સર્વે ભાગ બળતા, ફકત તેલ બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંનું તેલ કાનમાં નાખેથી શૂળ રોગ દૂર થાય.

## બિલ્વાદિ તેલ; બધિરપણા ઉપર.

बालबिल्वानि गोमूत्रे पिष्ट्वा तैलं विपाचेत् ॥ ७४३ ॥ साजक्षीरं च नीरं च बाधिर्ये कर्णपूरणं ॥

કુમળા બિલફળ ૧૦ તોલા, ગાયના મૂત્રમાં વાટીને; તેમાં તલનું તેલ ૪૦ તોલા; પાણી ૧૬૦ તોલા; બકરીનું દૂધ ૧૬૦ તોલા નાંખી; સર્વે મેળવીને ઉકાળવું, પાણીનો સર્વે ભાગ બળતા ફકત તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંથી તેલ કાનમાં નાંખેથી બેહરાપણું દૂર થાય.

## ક્ષાર તેલ; કર્ણસ્રાવાદિકો ઉપર.

बालमूलकशुंगानां क्षारः क्षारयुगं तथा ॥ ७४४ ॥ लवणानि च पंचैव हिंगु-शिग्रु-महौषधं ॥ देवदारु वचाकुष्टं शतपुष्पा रसांजनं ॥ ॥ ७४५ ॥ ग्रंथिकं भद्रमुस्तं च कल्कैः कर्षमितैः पृथक् ॥ तैलप्रस्थं च विपचेत् कदलीबीजपूरयोः ॥ ७४६ ॥ रसाभ्यां मधुसूक्तेन चातुर्गुण्यमितेन च ॥ पूयस्रावं कर्णनादं शूलं बधिरतां कृमीन् ॥ ॥ ७४७ ॥ अन्यांश्च कर्णजान् रोगान् मुखरोगांश्च नाशयेत् ॥ जंबीराणां फलरसः प्रस्थैकः कुडवोन्मितं ॥ ७४८ ॥ माक्षिकं तत्र दातव्यं पलैका पिप्पली स्मृता ॥ एतदेकीकृतं सर्वं मृद्भांडे च निधापयेत् ॥ ७४९ ॥ धान्यराशिस्थितं मांसं मधुसूक्तमुदाहृतं ॥

કુમળા મૂળાની દાંડલીનો ખાર, સાજીખાર, જવખાર, સિંધાલૂણ, સંચળ, સમુદ્રમીઠું, બિડલૂણ, બાંગડખાર, હિંગ, શેકટાની છાલ, સુંઠ, દેવદાર, કોઠ, ઘોડાવજ, વરિયાલી, રસાંજન, પિપલીમૂળ, નાગરમોથ;

એ સત્તર ઓષડો એક એક તોલાની ચટણી કરી; તેમાં તલનું તેલ ૬૪ તોલા; કેલના ગાભાનો રસ ૨૫૬ તોલા; બિજોરા ફળનો રસ ૨૫૬ તોલા, મધુસૂક્ત એટલે કાગદી લિંબુનો રસ ૬૪ તોલા, ચોખુ મધ ૧૬ તોલા, પિપરનું ચૂર્ણ ૪ તોલા; એ ત્રણે વસ્તુને હાંડલામાં ભરી તેના મોહ ઉપર, કોડયુ ઢાંકીને મંટોડીથી કપડછાણ કરી, એક મહીના સુધી તે હાંડલાને અનાજના કોઠારમાં પુરી મુકવું, તેનો પાક થવાથી તેને મધુસૂક્ત કહેછે, તે ૨૫૬ તોલા; એ સર્વે વસ્તું મેળવીને ઉકાળવું, પાણીનો ભાગ સર્વે બળતા તેલ બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંથી જે માણસના કાનમાંથી પરૂ વેહતું હોય, તેના કાનમાં એ તેલ નાંખેથી પરૂ બંધ થાય, કાનમાં અવાજ, શૂળ, બેહરપણું, કાનમાં કૃમીના જીવડાં, એટલા રોગ થતા દૂર થાય, ઉપરાત અનેક કાનના અને મોહના દૂર થાય.

### પાઠાદિ તેલ; પીનસ રોગો ઉપર.

पाठा द्वे च निशे मूर्वा-पिप्पली-जातिपल्लवैः ॥ ७९० ॥ दंत्या च तैलं संसिद्धं नस्यं स्यात् दुष्टपीनसे ॥

પહાડમૂળ, હલદ, દારૂ હલદ, મોરવેલ, પિપર, જાઈના પાત્રા, દાંતી મૂળ; એ સાત ઓષડો એક એક તોલો; તલનું તેલ ૨૮ તોલા; પાણી ૧૧૨ તોલા; સર્વે મેળવીને ઉકાળવું; પાણીનો સર્વે ભાગ બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું; તેમાંનું તેલ નાકમાં નાંખેથી મ્હોટો ભયંકર નાકનો પીનસ રોગ દૂર થાયછે.

### વ્યાઘ્રી તેલ; પૂતિપીનસ રોગો ઉપર.

व्याघ्री-दंती-वचा-शिग्रु-तुलसी-व्योषसैंधवैः ॥ ७९१ ॥ कल्कैश्च पाचितं तैलं पूतिनासागदापहं ॥

ભોયરિંગણી, દાંતી મૂળ, ઘોડાવજ, શેકટાની છાલ, તુલશીના પાંત્રાં, સુંઠ, મરી, પિપર, સિંધાલૂણ; એ નવ ઓષડો એક એક તોલાની ચટણી કરવી; તેમાં તલનું તેલ ૩૬ તોલા; પાણી ૧૪૪ તોલા મેળવીને ઉકાળવું; સર્વે પાણીનો ભાગ બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું. એ તેલમાંથી જે માણસના નાકમાં પીનસ રોગ થઈ પરૂ વહે, દુર્ગંધી આવે, તેના નાકમાં નાંખવાથી સર્વે પીનસ રોગ દૂર થાય.

### કુષ્ઠ તેલ; છિંકો ઉપર.

कुष्ठं बिल्वकणाशुंठीद्राक्षाकल्ककषायवत् ॥ ७९२ ॥ साधितं तैलमाज्यं वा नस्यात्क्षवथुनाशनं ॥

કોષ્ઠ, કુમળા બિલફળ, પિપર, સુંઠ, દરાખ; એ પાંચ ઓષડો ચાર ચાર તોલા લઈ તેની ચટણી કરી; તેમાં તલનું તેલ ૮૦ તોલા અથવા ઘી; પાણી ૩૨૦ તોલા નાંખીને ઉકાળવું, પાણીનો સર્વે ભાગ બળી, ઘી કે તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું. અથવા ઉપલા સર્વે ઓષડો થોડા થોડા કુટીને તથા પાણી ઉપલા વજને નાંખીને ઉકાળવા; પાણી બળતા ચોઠ હિસ્સે બાકી રહે એટલે ઉપલા વજને ઘી અથવા તેલ નાંખીને ફરી ઉકાળવું, પાણીનો ભાગ સર્વે બળતા તેલ કે ઘી બાકી રહેવાથી ગાળી લેવું. તેમાંનું તેલ અથવા ઘી જે માણસને, મસ્તક ખાલી પડી અતિશે છીંકો આવેછે, તેના નાકમાં નાંખેથી છીંકાનો રોગ દૂર થાય.

### ગૃહધૂમાદિ તેલ; નાકમાં થતા હર્શ જેવા મસાનો નાસાર્શો ઉપર.

गृहधूम-कणा-दारु-क्षारनक्ताव्हसैंधवैः ॥ ७९३ ॥ सिद्धं शिखरिबीजैश्च तैलं नासार्शसां हितं ॥

ઘરના ચુલા ઉપર ધુવાડાની વળગેલી મેશ, પિપર, દેવદાર, જવખાર, કરંજની છાલ, સિંધાલુણ, આધાડાના બીજ; એ સાત ઓષડો ચાર ચાર તોલાની ચટણી કરી; તેમાં તલનું તેલ ૧૧૨ તોલા; પાણી ૪૪૮ તોલા નાંખીને ઉકાળવું; પાણીનો ભાગ સર્વે બળતા બાકી તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું. જે માણસના નાકમાં માંસરૂપી હર્શના જેવા મસા થાયછે; તેને નાસાર્શ કહેછે. તે રોગીના નાકમાં તેમાંનું તેલ નાંખવાથી મસાનો રોગ દૂર થાય.

### વજ્રી તેલ; સર્વે કુષ્ઠ રોગો ઉપર.

वज्री क्षीरं रविक्षीरं द्रवं धत्तूराचित्रकं ॥ ७९४ ॥ महिषीविट्भवं द्रावं सर्वांशं तिलतैलकं ॥ पचेत्तैलावशेषं च गोमूत्रेथ चतुर्गुणे॥७९५॥ तैलावशेषं पक्का च तत्तैलं प्रस्थमात्रकं ॥ गंधकाग्निशिलातालं विडंगातिविषाविषं ॥ ७९६ ॥ तिक्तकोशातकीकुष्टं वचामांसीकटुत्रयं ॥ पीतदारु च यष्टयाव्हं सर्जिकाक्षारजीरकं ॥ ७९७ ॥ देवदारु च

कर्षांशं चूर्णं तैले विनिक्षिपेत् ॥ वज्रतैलमिति ख्यातमभ्यंगात्सर्वकुष्ठनुत् ॥ ७५८ ॥

થોધારા થુવરનું દૂધ, આંકડાનું દૂધ, ધંતુરાનો રસ, ચિત્રકનો રસ, ભેસના છાણનો રસ; એ પાંચ ઓષડો સોળ તોલા લેવું; તેમાં ६४ તોલા તલનું તેલ, અને २५६ તોલા ગાયનું મૂત્ર મેળવી; મંદ અગ્નિ ઉપર ઉકાળવું. પાણીનો ભાગ સર્વે બળતા તેલનો પાક બાકી રેહેવાથી ગાળી લેવું. તેમાં ગંધક, ચિત્રક, મનસીળ, હરતાલ, વાવડિંગ, અતિવિષ, શુદ્ધ કરેલો વચનાગ, કડવું પંડોલ, કોષ્ટ, ઘોડાવજ, જટામાંસી, જેઠી મધ, સાજીખાર, સુંઠ, મરી, પિપર, દારૂહલદ, જીરૂ, દેવદાર; એ ઓગણીસ ઓષડોનું ચૂર્ણ, વસ્ત્રગાળ કરીને એક એક તોલો મેળવવું. તેમાનું તેલ શરીરે મરદન કરેથી સર્વે પ્રકારનો કુષ્ટ કે સડતો રોગ દૂર થાય.

કરવીરાદિ તેલ; લોમશાતનાદિક, બાલ ખેરવી કાઢવા ઉપર.

करवीरशिफादंतीत्रिवृत्कोशातकीफलं ॥ रंभाक्षारोदके तैलं प्रशस्तं लोमशातनं ॥ ७५९ ॥

કણહેર મૂળ, દાંતી મૂળ, નિસોત્તર, શાતકીફળ; એ ચાર ઓષડો પાંચ પાંચ તોલાની ચટણી કરી, તેમાં તલનું તેલ ८० તોલા; કેલના પાંત્રા બાળી તેની રાખમાંથી ખાર २० તોલા કાડવો; પાણી ३२० તોલા; સર્વે વસ્તું મેળવીને ઉકાળવું; પાણીનો ભાગ સર્વે બળતા તેલનો પાક બાકી રહેવાથી ગાળી લેવું. તેમાંનું તેલ શરીરે જેટલી જગ્યાએ, મરદન કરેથી, તેટલી જગ્યા ઉપરના બાલ ખરી પડેછે.

---

## अथ दशमोऽध्याय प्रारंभः ।

### आसवारिष्टादिकल्पना.

## અથ દશમો અધ્યાય પ્રારંભ.

### આસવ અને અરિષ્ટાદિકની વિધિ.

द्रवेषु चिरकालस्थं द्रव्यं यत् संधितं भवेत् ॥ आसवारिष्टभेदैस्तत् प्रोच्यते भेषजोचितं ॥ ७६० ॥ यदपक्वौषधांबुभ्यां सिद्धमद्यं

स आसवः ॥ अरिष्टः क्वाथसिद्धः स्यात्तयोर्मानं पलोन्मितं ॥७६१॥ अनुक्तमानारिष्टेषु द्रवद्रोणे तुलां गुडं ॥ क्षौद्रं क्षिपेत् गुडादर्धं प्रक्षेपं दशमांशकं ॥ ७६२ ॥ ज्ञेयः शीतरसः सिंधुरपक्वमधुरद्रवैः ॥ सिद्ध-पक्वरसः सिंधुः सपक्वमधुरद्रवैः ॥ ७६३ ॥ परिपक्वान्नसंधानसमुत्पन्नां सुरां जगुः ॥ सुरामंडः प्रसन्ना स्यात्ततः कादंबरी घना ॥ ७६४ ॥ तदधोजगलो ज्ञेयो मेदकोजगलाद्घनः ॥ पक्वोसौ त्हतसारः स्यात् सुराबीजं च किण्वकं ॥ ७६५ ॥ यत्तालखर्जूररसैः संधिता सा हि वारुणी ॥ कंदमूलफलादीनि सस्नेहलवणानि च ॥७६६॥ यत्र द्रवे-भिषूयंते तत्सूक्तमभिधीयते ॥ विनष्टमम्लतां यातं मधु वा मधुरद्रवः ॥ ७६७ ॥ विनष्टः संधितो यस्तु तच्चुक्रमभिधीयते ॥ गुडांबुना सतैलेन कंदमूलफलैस्तथा ॥ ७६८ ॥ संधितं चाम्लतां यातं गुडं सूक्तं तदुच्यते ॥ एवमेवेक्षुसूक्तं स्यान्मृद्धीकासंभवं तथा ॥ ७६९ ॥ तूषांबुसंधितं ज्ञेयमामैर्विदलितैर्यवैः ॥ यवैस्तु निस्तुषैः पक्वैः सौवीरं संधितं भवेत् ॥ ७७० ॥ कुल्माषधान्यमंडादिसंधितं कांजिकं विदुः॥ संडाकी संधिता ज्ञेया मूलकैः सर्षपादिभिः ॥ ७७१ ॥

મટોડી ઇત્યાદિકના વાશણમધ્યે, પાણી ઇત્યાદિ હરએક પદાર્થો, ઓ-ષડો નાંખીને, વાશણના મોહને ઢાંકણું ધાકી, તેની આજુબાજુ કાપડથી મજબુત બાંધી, તે ઉપર મટોડી અને છાણનો ઠર ચડાવી, પખવાડીયુ અથવા મહિના સુધી રાખવું, એટલે અતિશય ઉત્તમ ઓષડોનો રસ થાય; તેને આસવ કહેછે. અને તેનો ભેદ અરિષ્ટ છે; તેના બે પ્રકારે જુદા ભેદ જાણવા. તેમાં પાણી અને ઓષડોનો ઉકાળો કે પાક કીધાવિના ઉપર કહેલી રીતે ઓષડ સિદ્ધ થાયછે; તેને આસવ કહેછે. પાણી અને ઓષડોનો કાઢો ઉકાલી તેનો પાક કીધેલો હોય, અથવા ઉપર કહેલી રીતે સિદ્ધ કરેછે; તેને અરિષ્ટ કહેછે. તે બેહુ ઓષડોમાંથી મજબુત મ્હોટા માણસે દરવખતે પીવાને ૪ તોલાનું વજન જાણવું. ઉપર લખેલા હરએક અરિષ્ટ પ્રયોગ, બનાવવામાં પાણી ઇત્યાદિકનું વજન લખેલું ન હોય, તેમાં પાણી ઇત્યાદિ પાતલી વસ્તું નાંખવી હોયતો ૧૦૨૪ તોલા લેવું; તેમાં ગોળ ૪૦૦ તોલા; મધ ૨૦૦ તોલા; તે મધ્યે ઓષડોનું ચૂર્ણ નાંખવું હોયતો ૪૦ તોલા; એવી રીતે સર્વે ઓષડો બ-

ળવી ઉપલી રીતે અરિષ્ટ સિદ્ધ કરવું. ઉરાક કે દારૂ, તાડીમદ્યનો ભેદ નીચેપ્રમાણે, કાચો સેરડીનો રસ, પ્રથમ મધુર દ્રવ પદાર્થ હોય, તેને યંત્રદ્વારે સિદ્ધ કરેથી મદ્ય કે તાડીનો દારૂ થાયછે. તેના શીત રસને સિંધુ કહેછે. એવોજ ખજુરાનો, નાલીયરીનો, તાડનો રસ .મધુર દ્રવ પદાર્થને ઉકાલી યંત્રદ્વારે સિદ્ધ થયેલો મદ્ય તાડીનો દારૂ પાકેલો, અને કાચો રસ હોય તો તેને નિરો કે સિંધુ કહેછે. સૂરા સેડવેલા પ્રસન્નાદિક મદ્ય કે દારૂના ભેદ નીચે લખેલા જાણુવા. ચોખા ઈત્યાદિક અનાજનું ચૂર્ણ અને પાણી, અગ્નિ ઉપર યંત્રદ્વારે ઉકાળતાં તેમાંથી, જે બાફ નિકળે તે દારૂ ઉત્પન્ન થાયછે. તે અનાજ અંબાયેલું કાચુ હોય, તેને સૂરા કે ખાટી કહેછે. અને તે ખાટી કે સૂરા ઉપર જે ફીણ આવેછે, તેને પ્રસન્ના કહેછે; તે પ્રસન્ના કે ફીણ મધ્યે જે જાડો ભાગ હોય, તેને કાદંબરી કહેછે. અને ખાટી કે સુરાની નીચે કાંજી જેવો રગડો કે દ્રવ ભાગ હોય તેને જંગલ કહેછે. તે જંગલોમાં જે નીચેનો અતિ જાડો ભાગ હોય તેને મેદક કહેછે. તે મેદક પકાવીને તે મધ્યેનો તીલસાર કાડી; બાકી રહેલો જે ભાગ, તેને સૂરાબીજ અને કિણ્વ કહેછે. તાડનો, ખજુરાનો મિઠો રસ, યંત્રદ્વારે અગ્નિ ઉપર ઉકાળેથી, મદ્ય ઉત્પન્ન થાયછે; તેને મદ્ય કે વારૂણી કહેછે. હરએક અનાજ, કંદમૂળો, ફળાદિક, તેલાદિક સ્નેહ અને સિંધાલૂણ, ઈત્યાદિ ખાર એ સર્વે વસ્તું, પાણીમાં નાંખીને અગ્નિ ઉપર ઉકાલી, યંત્રદ્વારે જે મદ્ય કાડેછે, તેને સૂક્ત કહેછે. ઉપલા મીઠા રસ કે પદાર્થ બગડી ખટાસે થવાથી, તાડી કે સરકો થાયછે. મદ્ય અથવા મધુર દ્રવ, મંટોડીના વાશણમાં નાંખી તેના મોહને કપડછાનની મુદ્રા કરી, એક મહીનો છાપરા ઉપર રાખી સિદ્ધ થએલો જે મદ્ય, તેને ચુક્ર કહેછે. ગોળ, પાણી, તેલ અને કંદમૂળ કે ફળ; તેમાંથી હરેકને વાશણમાં ભરી, તેના મોહને કપડછાનની મુદ્રા કરી, મહીનો છાપરા ઉપર રાખી ખટાસ આવેથી, તેને ગુડસૂક્ત કહેછે. એ પ્રમાણેજ સેરડીના રસનો, દરાખનો સૂક્ત કે સરખો થાયછે; .કાચા જવ ભરડીને એક વાશણમાં ભરવા, તેમાં પાણી નાંખી તેના મોહને કપડછાની મુદ્રા કરી, કેટલાક દિવસ રાખવાથી ખટાસ થાય, તેને તુષાંબુ કહેછે. જવને છડી તેનો કુંડો કાઢી પાણીમાં બાફવા, તેમાં બીજુ પાણી નાંખી વાશણના મોહને કપડછાન કરી, કેટલાક દિવસ રાખવું એટલે ખટાસ થાય; તેને સૌવીર

કહેછે. કુલિથ અથવા ચોખા ઈત્યાદિક અનાજ, અગાઉ લખેલી રીતે પાણીમાં બાફીને તેની કાંજી કરી, તેમાં સુંઠ, રાઈ, જીરૂ, હિંગ, સિંધાલૂણ, હલદ ઈત્યાદિક ઓષડોનું ચૂર્ણ નાંખી, વાશણનાં મોહને કપડછાન કરી ત્રણ ચાર દિવસ રાખેથી તેમાં ખટાસ આવે, તેને કાંજી કહેછે. મુળાને ઉપરઉપ-રથી છોલી, તે મધ્યેનો ગર, પાણીમાં નાંખીને હલદ, હિંગ, સરશી કે રાઈ, સિંધાલૂણ, જીરૂં, સુંઠ, ઈત્યાદિકનું ચૂર્ણ, મેળવીને તે વાશણના મોહને કપડછાનની મુદ્રા કરી, ત્રણ ચાર દિવસ રાખવુ, તેથી તેમાં ખટાસ થાય, તેને સંડાકી કહેછે. એવી રીતે આસવ અને અરિષ્ટ બનેછે.

## ઉશીરાસવ; રક્તપિત્તાદિકો ઉપર.

उशीरं वालकं पद्मं काश्मरी नीलमुत्पलं॥ प्रियंगु पद्मकं लोध्रं मंजिष्ठा धन्वयासकः ॥ ७७२ ॥ पाठा किराततिक्तं च न्यग्रोधोदुंबरं सठी॥पर्पटं पुंडरीकं च पटोलं कांचनारकं॥७७३॥जंबुशाल्मलिनिर्यासं प्रत्येकं पलसंमितान् ॥ भागान् सुचूर्णितान्कृत्वा द्राक्षायाः पलविंशतिः ॥ ७७४ ॥ धातकीं षोडशपलां जलद्रोणद्वये क्षिपेत् ॥ शर्करायास्तुलां दत्वा क्षौद्रस्यैकतुला तथा ॥ ७७५ ॥ मासं च स्थापयेत् भांडे मांसी मरिचधूपिते ॥ उशीरासवइत्येष रक्तपित्तनिवारणः ॥ ॥ ७७६ ॥ पांडुकुष्ठ-प्रमेहार्शः-कृमि-शोषापहस्तथा ॥

વાળો, નેત્રવાળો, લાલકમળ, શિવણ, અસમાની કમળ, વાઘાંટીના મૂળ અથવા રાળ, પદ્મકાષ્ટ, લોધ્ર, મજીઠ, ધમાસો, પહાડમૂળ, કરિયાતુ, કડૂ, વડની છાલ, ઉંબરાની છાલ, કચોરો, પિત્તપાપડો, સફેદ કમળ, પ-ટોળ, કાંચન વૃક્ષની છાલ, જાંબુની છાલ, સાંવરીનો ગુંદર; એ બાવીસ ઓષડો ચાર ચાર તોલા; દરાખ ૮૦ તોલા; ધાયટીના ફુલ ૬૪ તોલા; એ સર્વેનું ચૂર્ણ કરીને, તેમાં પાણી ૧૦૨૪ તોલા, શાકર અને મધ ચારસો ચારસો તોલા; પ્રથમ એક હાંડલાને જટામાંસી અને મરીની ધુરી આપી, તેમાં ઉપલી સર્વે વસ્તુ ભરીને, તેના મોહને કપડછાનની મુદ્રા કરી, એક મહીના સુધી છાપરા ઉપર રાખવું, પછી તેના મોહ ઉપરની મંટોડી કાહડવી, તે ઓષડને ઉશીરાસવ કહેછે; તે આસવ

પીધાથી રક્તપિત્ત, પાંડુરોગ, પરમો, કુષ્ટનો શરીરસડો, હર્શ, કૃમિરોગ જીવાતનો, શરીરશોષ એટલા રોગ દૂર થાય.

## પિપ્પલ્યાસવ; ક્ષયાદિકો ઉપર.

पिप्पली मरिचं चव्यं हरिद्रा चित्रको घनः ॥ ७७७ ॥ विडंगं क्रमुको लोध्रः पाठा धात्र्येलवालुकं ॥ उशीरं चंदनं कुष्टं लवंगं तगरं तथा ॥ ७७८ ॥ मांसी त्वगेलापत्रं च प्रियंगुर्नागकेशरं ॥ एषामर्धपलान् भागान् सूक्ष्मचूर्णीकृतान् शुभान् ॥ ७७९ ॥ जलद्रोणद्वये क्षिप्त्वा दद्यात् गुडतुलात्रयं ॥ पलानि दश धातक्या द्राक्षा षष्टिपला भवेत् ॥ ७८० ॥ एतान्येकत्र संयोज्य मृत् भांडे च विनिक्षिपेत् ॥ ज्ञात्वा गतरसं सर्वं पाययेदग्न्यपेक्षया ॥ ७८१ ॥ क्षयं गुल्मोदरं कार्श्यं ग्रहणीं पांडुतां तथा ॥ अर्शांसि नाशयेच्छीघ्रं पिप्पल्याद्यासवस्त्वयं ॥ ७८२ ॥

પિપર, મરી, ચવક, હલદ, ચિત્રક, નાગરમોથ, વાવડિંગ, સોપારી, લોધ્ર, પહાડમૂળ, આંમળા, લવાળુકં કે એળવાલુક, વાળો, સફેદ સૂખડ, કોષ્ટ, લવંગ, તગર, જટામાંસી, તજ, એલચી, તમાળપત્ર, વાઘાંટીના મૂળ અથવા રાળ, નાગકેશર; એ તેત્રીસ ઓષડો બબે તોલાનું ચૂર્ણ બારીક કરવું; તેમાં પાણી ૨૦૪૮ તોલા; ગોળ ૧૨૦૦ તોલા; ધાયટીના ફુલ ૪૦ તોલા; દરાખ ૨૪૦ તોલા; એહુને બારીક કુટીને, ઉપલી સર્વે વસ્તુ મંટોડીના હાંડલામાં ભરી, તેના મોહને કપડછાનની મુદ્રા કરી, દોઢ મહીના સુધી છાપરાઉપર રાખવું; તેથી ઓષડોનો સારો રસ થયેલો જાણવો. પછી તે હાંડલાના મોહ ઉપરની મુદ્રા કાહડીને લાકડાની રવહીથી વલોહવવું; તેને પિપ્પળ્યાસવ કહેછે, રોગીના કોઠાની અગ્નિબળ પ્રમાણે તેમાંનો આસવ પીધાથી; ક્ષયરોગ, પેટના સર્વે રોગ, ગુલ્મ પેટના ગોળાનો રોગ, શરીર તવાયેલું, સંગ્રહણી, પાંડુરોગ, હર્શ મૂળવ્યાધ, એટલા સર્વે રોગ દૂર થાય.

## લોહાસવ; પાંડુરોગાદિકો ઉપર.

लोहचूर्णं त्रिकटुकं त्रिफलां च यवानिकां ॥ विडंगं मुस्तकं चित्रं चतुःसंख्यापलं पृथक् ॥ ७८३ ॥ धातकी कुसुमानां तु प्रक्षिपेत्पल-

विंशतिः ॥ चूर्णीकृत्य ततः क्षौद्रं चतुःषष्टिपलं क्षिपेत् ॥ ७८४ ॥ दद्यात् गुडतुलां तत्र जलद्रोणद्वयं तथा ॥ घृतभांडे विनिक्षिप्य निदध्यान्मासमात्रकं ॥ ७८५ ॥ लोहासवममुं मर्त्यः पिबेदग्निकरं परं ॥ पांडुश्वयथुगुल्मानि जठराण्यर्शसांरुजं ॥ ७८६ ॥ कुष्टं प्लीहामयं कंडुं कासं श्वासं भगंदरं ॥ अरोचकं च ग्रहणीं हृद्रोगं च विनाशयेत् ॥ ७८७ ॥

લોહભસ્મ, સુંઠ, મરી, પિપર, હરડે, બેહડા, આંમળા, અજમો, વાવડિંગ, નાગરમોથ, ચિત્રક, એ અગિયાર ઓષડો સોળ સોળ તોલા; ધાયટીના ફુલ ૮૦ તોલા; એ સર્વેનું ચૂર્ણ, મધ ૨૫૬ તોલા; ગોળ ૪૦૦ તોલા; પાણી ૨૦૪૮ તોલા; ઘી ભરવાના હાંડલામાં સર્વે વસ્તું ભરીને, તેનાં મોહને ઢાકણું ઢાંકી, કપડછાનની મુદ્રા કરી, એક મહીના સુધી છાપરા ઉપર રાખવું, પછી તેની મુદ્રા કાડવી; તેને લોહાસવ કહેછે. તેમાંનું પીધાથી કોઠાની જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, પાંડુરોગ, પેટનાં ગોળાનો ગુલ્મ રોગ, હર્શનો મુળવ્યાધ, કુષ્ઠ શરીરસડો, પેટના ફેફસાનો ખ્યાહા રોગ, ખજવાળ, શ્વાસ, દમ, આફણ, ખાંસી, ભગંદર, શરીર જખડવાનો, સંગ્રહણી, હૃદ્રોગ હેયાનાં; એટલા રોગ દૂર થાય.

નીચે અરિષ્ટની વિધિ લખેલી જાણવી.

## કુટજારિષ્ટ; સર્વે પ્રકારના તાવ ઉપર.

तुलां कुटजमूलस्य मृद्वीकार्धतुलां तथा ॥ मधूकपुष्पकाश्मर्यौ भागान् दशपलोन्मितान् ॥ ७८८ ॥ चतुर्द्रोणांभसा पक्त्वा क्वाथद्रोणावशेषिते ॥ धातक्या विंशतिपलं गुडस्य च तुलां क्षिपेत् ॥ ७८९ ॥ मासमात्रं स्थितो भांडे कुटजारिष्टसंज्ञितः ॥ ज्वरान् प्रशमयेत्सर्वान् कुर्यात्तीक्ष्णं धनंजयं ॥ ७९० ॥

કુડાના મૂળ ૪૦૦ તોલા, દરાખ ૨૦૦ તોલા; મહવડાના ફુલ તથા શિવણમૂળ ચાલીસ ચાલીસ તોલા; એ સર્વે ઓષડો થોડા થોડા કુટી, તેમાં પાણી ૪૦૯૬ તોલા નાંખીને ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું; તેમાં ધાયટીના ફુલનું ચૂર્ણ ૮૦ તોલા; ગોળ ૪૦૦ તોલા; મેળવીને મંટોડીના હાંડલામાં સર્વે ભરી, તેના મોહઉપર ઢાંકણું

બંધ કરી, તેને કપડછાંદની મુદ્રા કરીને, એક મહિના સુધી છાપરા-ઉપર રાખવું. પછી હાંડલાનું મોહ છોડવું; તેને કુટજારિષ્ટ કહેછે. તેમાંનું પીધાથી સર્વે પ્રકારના જ્વર કે તાવ દૂર થાય, અને રોગીના કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

## વિડંગારિષ્ટ; વિદ્રધ્યાદિકો ઉપર.

विडंगं ग्रंथिकं रास्नाकुटजत्वक्फलानि च ॥ पाठैलवालुकं धात्रीभागान् पंच पलान् पृथक् ॥ ७९१ ॥ अष्टद्रोणांभसा पक्त्वा कुर्याद् द्रोणावशेषितं ॥ पूते शीते क्षिपेत्तत्र क्षौद्रं पलशतत्रयं ॥ ७९२ ॥ धातकी विंशतिपलं त्रिजातं द्विपलं तथा ॥ प्रियंगुकां च नाराणां सलोध्राणां पलं पलं ॥ ७९३ ॥ व्योषस्य च पलान्यष्टौ चूर्णीकृत्य प्रदापयत् ॥ घृतभाडे विनिक्षिप्य मासमेकं विधारयेत् ॥ ७९४ ॥ ततः पिबेत् यथार्हं तु जयेद्विद्रधिमुच्छ्रितं ॥ उरुस्तंभाश्मरीमेहान् प्रत्यष्ठीलाभगंदरान् ॥ ७९५ ॥ गंडमालाहनुस्तंभं विडंगारिष्टसंज्ञितः ॥

વાવડિંગ, પિપલીમૂળ, રાસ્ના, કુડાવૃક્ષની છાલ, ઇંદ્રજવ, પહાડમૂળ, લવાલુક કે યેળવાળુક, આંમળા; એ આઠ ઓષડો વીસ વીસ તોલા, થોડા થોડા કુટી, તેમાં પાણી ८१९२ તોલા નાખીને ઉકાળવું, પાણી બળતા આઠમે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું. તે ઠંડુ પડેથી તેમાં મધ १२०० તોલા; ધાયટીના ફુલ ८० તોલા; તજ એલચી, તમાલપત્ર એ ત્રણ ઓષડો મળીને આઠ તોલા, અને વાધાટીના મૂળ કે રાળ, કાંચનાર, લોધ્ર, એ ત્રણ ઓષડો ચાર ચાર તોલા; સુંઠ,મરી, પિપર, ત્રણે મળીને ३२ તોલા, સર્વે ચૂર્ણ કરી, ઉપલા કાઢામાં મેળવી ઘી ભરવાના હાંડલામાં સર્વે ભરી; તેના મોહને કપડછાંદની મુદ્રા કરી, એક મહીના સુધી છાપરા ઉપર રાખવું; પછી તેનું મોહ ઉઘાડવું, તેને વિડંગારિષ્ટ કહેછે. તેમાંનું રોગીની શક્તીપ્રમાણે પીધાથી ઉઠમી ગાંડોનો, નાસૂરનો રોગ, ઉરૂસ્તંભ હયાનો રોગ, પીશાબમાં પઠરીનો રોગ, પરમો, પેટમાં ઉઠી નીચે પ્રત્યષ્ઠીલા નામે વાયૂનો રોગ, ભગંદર રોગ, ગંડમાળાનો રોગ, ડાઢીમાં હનુસ્તંભ વાયુ રોગ દૂર થાય.

## દેવદાર્વાદ્યરિષ્ટ; પ્રમેહાદિકો ઉપર.

तुलार्धं देवदारु स्याद्वासा च पलविंशतिः ॥ ७९६ ॥ मंजिष्ठेंद्र-

यवा दंती तगरं रजनीद्वयं ॥ रास्ना कृमिघ्नं मुस्तं च शिरीषं खदिरार्जुनौ ॥ ७९७ ॥ भागान् दश पलान् दद्यात् यवान्या वत्सकस्य च ॥ नंदनस्य गुडूच्याश्च रोहिण्याश्चित्रकस्य च ॥ ७९८ ॥ भागानष्टपलानेतानष्टद्रोणांभसा पचेत् ॥ द्रोणशेषे कषाये च पूते शीते प्रदापयेत् ॥ ७९९ ॥ धातक्याः षोडशपलं माक्षिकस्य तुलात्रयं ॥ व्योषस्य द्विपलं दद्यात् त्रिजातं च चतःपलं ॥ ८०० ॥ चतुःपलं प्रियंगुश्च द्विपलं नागकेशरं ॥ सर्वाण्येतानि संचूर्ण्य घृतभांडे विधारयेत् ॥ ८०१ ॥ मासादूर्ध्वं पिबेदेनं प्रमेहं हंति दुर्जयं ॥ वातरोगान् ग्रहण्यर्शो मूत्रकृच्छ्राणि नाशयेत् ॥ ८०२ ॥ देवदार्वादिकोरिष्टः कंडूकुष्ठविनाशनः ॥

દેવદાર બસો તોલા; અરડુલસો ૮૦ તોલા; મજીઠ, ઇંદ્રજવ, દાંતીમૂળ, તગર, હળદ, દારૂહળદ, રાસ્ના, વાવડિંગ, નાગરમોથ, શિરિષ, ખેરની છાલ, અર્જુનવૃક્ષની છાલ; એ બાર ઓષડો ચાળીસ ચાળીસ તોલા; અજમો, કુડાવૃક્ષની છાલ, સફેદ સુખડ, ગુળવેલ, કડું, ચિત્રક; એ છ ઓષડો બત્રીસ બત્રીસ તોલા; સર્વે ઓષડો થોડા થોડા કુટી, તેમાં પાણી ૮૧૯૨ તોલા નાખીને ઉકાળવું, પાણી બળતા આઠમે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું; તે ઠંડૂ પડેથી તેમાં ધાયટીના ફુલ ૬૪ તોલા; મધ ૧૨૦૦ તોલા; સુંઠ, મરી, પિંપર ત્રણે મળીને આઠ તોલા; તજ, એલચી, તમાલપત્ર, ત્રણે મળીને ૧૬ તોલા; વાધાટીના મૂળ કે રાળ ૧૬ તોલા; નાગકેશર આઠ તોલા; એ સર્વે ઓષડોનું ચૂર્ણ કરીને ઉપલા મધના કાઢામાં મેળવી; ઘી ભરવાના હાંડલામાં સર્વે વસ્તુ ભરીને; તેના મોહને કપડછાંદની મુદ્રા કરી, એક મહિના સુધી છાપરા ઉપર રાખવું, પછી તેનું મોહ છોડવું; તેને દેવદાર્વાદ્યરિષ્ટ કહેછે. તેમાંનો રિષ્ટ પીધાથી મહાભયંકર પરમો, વાયુરોગ, હર્ષ, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, ચળ, ખુજલી, શરીરસડાનો રોગ દૂર થાય.

## ખદિરારિષ્ટ; કુષ્ટાદિકો ઉપર.

खदिरस्य तुलार्धं तु देवदारु च तत्समं ॥ ८०३ ॥ बाकूची द्वादशपला दार्वी स्यात्पलविंशतिः ॥ त्रिफला विंशतिपलान्यष्ट द्रोणेंभसः पचेत् ॥ ८०४ ॥ कषाये द्रोणशेषे च पूते शीते विनिक्षिपेत् ॥ तुला-

द्वयं माक्षिकस्य तुलैका शर्करा मता ॥ ८०५ ॥ धातक्या विंशतिपलं कंकोलं नागकेशरं ॥ जातीफलं लवंगैलात्वक्पत्राणि पृथक् पृथक् ॥ ८०६ ॥ पलोन्मितानि कृष्णाया दद्यात्पलचतुष्टयं ॥ घृतभांडे विनिक्षिप्य मासादूर्ध्वं पिबेत्ततः ॥ ८०७ ॥ महाकुष्टानि हृद्रोगं पांडुरोगार्बुदं तथा ॥ गुल्मं ग्रंथिकृमीन् श्वासं कासं प्लीहोदरं तथा ॥ ८०८ ॥ एष वै खदिरारिष्टः सर्वकुष्ठनिवारणः

ખેરની છાલ૨૦૦ તોલા; દેવદાર ૨૦૦તોલા, બાવચ્યા કે ચીનીકબાલા ૪૮ તોલા; દારૂહળદ ૮૦ તોલા; હરડે, બેહડા, આંમળા એ ત્રણે મળીને ૮૦ તોલા, સર્વે ઓષડોને કુટી, તેમાં પાણી ૮૧૯૨ તોલા નાખીને ઉકાળવું; પાણી બળતા આઠમે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું; તે ઠંડુ પડેથી તેમાં મધ ૮૦૦ તોલા, શાકર ૪૦૦ તોલા; ધાયટીના ફુલ ૮૦ તોલા; કંકોળ, નાગકેશર, જાયફળ, લવંગ, એલચી, તજ, તમાલપત્ર; એ સાત ઓષડો ચાર ચાર તોલા; પિપર સોળ તોલા; સર્વેનું ચૂર્ણ કરી તેમાં મેળવવું, પછી ઘી ભરવાના હાંડલામાં ઉપલી સર્વે વસ્તું ભરી તેના મોહને કપડછાંદની મુદ્રા કરી; એક મહીના સુધી છાપરા ઉપર રાખવું. પછી તેનું મોહ છોડવું; તેને ખદિરારિષ્ટ કહેછે. તેમાનું પીધાથી શરીરે મ્હોટો ભયંકર સડો, હૃદ્રોગ, પાંડુરોગ, પાઠાનો અર્બુદ રોગ, ગુલ્મ રોગ, ગ્રંથિરોગ, જંતવિકાર કર્મનો, શ્વાસ, આફ્રણ, ખાંસી, ફેફસાનો પ્લીહા કે પ્યાહા રોગ એટલા રોગો દૂર થાય.

## બબ્બુલારિષ્ટ; ક્ષયાદિકો ઉપર.

तुलाद्वयं च बब्बुल्याश्चतुर्द्रोणे जले पचेत् ॥ ८०९ ॥ द्रोणशेषे रसे शीतैर्गुडस्य त्रितुलां क्षिपेत् ॥ धातकीं षोडशपलां कृष्णां च द्विपलां तथा ॥ ८१० ॥ जातीफलानि कंकोलमेलात्वक् पत्रकेशरं ॥ लवंगं मरिचं चैव पलिकान्युपकल्पयेत् ॥ ८११ ॥ मासं भांडे स्थितस्त्वेष बब्बुलारिष्टको जयेत् ॥ क्षयं कुष्ठमतीसारं प्रमेहश्वासकासनुत् ॥ ८१२ ॥

બાવળની છાલ ૮૦૦ તોલા થોડી થોડી કુટીને; તેમાં ૪૦૯૬ તોલા પાણી નાખી ઉકાળવું; પાણી બળતા ચોડે હિસ્સે બાકી રેહવાથી

ગાળી લેવું, તે ઠંડું પડેથી તેમાં ગોળ ૧૨૦૦ તોલા; ધાવડીના ફુલ ६४ તોલા; પિપર આઠ તોલા; જાયફળ, કંકોળ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, લવંગ, મરી; એ આઠ ઓષડો ચાર ચાર તોલા, સર્વેનું ચૂર્ણ તથા કાઢો હાંડલામાં ભરી, તેના મોહને કપડછાંદની મુદ્રા કરી, એક મહીના સુધી છાપરા ઉપર રાખવું; તેને બબ્બુલારિષ્ટ કહેછે. તેમાંનું પીવાથી ક્ષયરોગ, શરીરસડાનો કુષ્ટરોગ, અતિસાર, પરમો, ખાંસી, શ્વાસ, આફ્રણુ એટલા રોગ દૂર થાય.

## દ્રાક્ષારિષ્ટ; ઉરઃક્ષતાદિકો ઉપર.

द्राक्षा तुलार्धं द्विद्रोणे जलस्य विपचेत्सुधीः ॥ पादशेषे कषाये च पूते शीते विनिक्षिपेत् ॥८१३॥ गुडस्य द्वितुलां तत्र त्वगेलापत्रकेशरं ॥ प्रियंगुर्मरिचं कृष्णा विडंगं चेति चूर्णयेत् ॥ ८१४ ॥ पृथक्पलोन्मितैर्भागैस्ततो भांडे निधापयेत् ॥ समंततो घाटयित्वा पिबेत् जातरसं ततः ॥ ८१५ ॥ उरःक्षतं क्षयं हंति कासश्वासगलामयान् ॥ द्राक्षारिष्टाव्हयः प्रोक्तो बलकृन्मलशोधनः ॥ ८१६ ॥

દરાખ કુટીને २०० તોલા; તેમાં પાણી २०४८ તોલા નાખી ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ગાળો લેવું; તેને ઠંડું પાડી તેમાં ગોળ ८०० તોલા; તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, વાધાંટીના મુળ અથવા રાળ, મરી, પિપર, વાવડિંગ; એ આઠ ઓષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ મેળવવું; પછી હાંડલામાં તે સર્વે ભરી તેનું મોહ કપડછાંદ કરી, મહિનો છાપરા ઉપર રાખવું, તે પછી તેનું મોહ છોડીને લાકડાની રવઈથી સારી રીતે વહલોવવું; તેને દ્રાક્ષારિષ્ટ કહેછે. તેમાંનું પીધાથી હયાનો ઉરઃક્ષતરોગ, ક્ષયરોગ, ખાંસી, આફ્રણુ કે શ્વાસ, કંઠરોગ; એટલા રોગ દૂર થાય; શક્તી આવે; વાતાદિક ત્રણે દોષોનું શોધન થાય; મળમૂત્ર સાફ થાય.

## રોહિતારિષ્ટ; અર્શાદિકો ઉપર.

रोहीतकतुलामेकां चतुर्द्रोणे जले पचेत् ॥ पादशेषे रसे शीते पूते पलशतद्वयं ॥८१७॥ दद्यात् गुडस्य धातक्याः पलषोडशिका मता॥ पंचकोलं त्रिजातं च त्रिफलां च विनिक्षिपेत् ॥ ८१८ ॥ चूर्णयित्वा

पलांशेन ततो भांडे निधापयेत् ॥ मासादूर्ध्वं च पिबतां गुदजा यांति संक्षयं ॥ ८१९ ॥ ग्रहणीपांडुहृद्रोगप्लीहगुल्मोदराणि च ॥ कुष्ठशोफारुचिहरो रोहितारिष्टसंज्ञकः ॥ ८२० ॥

રક્તરોહડચાની છાલ અથવા મૂળ ૪૦૦ તોલા કુટીને; તેમાં પાણી ૪૦૯૬ તોલા નાખી ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી ગાળી લેવું. તેને ઠંડુ પાડી; તેમાં ગોળ ૮૦૦ તોલા; ધાયટીના ફુલ ૬૪ તોલા; પંચકોલ એટલે પિપર, પિપલી મૂળ, ચવક, ચિત્રક, સુંઠ; ત્રિજાતકમાં તજ, એલચી, તમાલપત્ર; ત્રિફળામાં હરડે, બેહડા, આંમળા; એ અગિયાર ઓષડો ચાર ચાર તોલાનું ચુર્ણ ઉપલા કાઢામાં મેળવી, હાંડલામાં સર્વે ભરી, તેના મોહને કપડછાંદની મુદ્રા કરી, એક મહીના સુધી છાપરા ઉપર રાખવું, પછી તેનું મોહ છોડવું; તેને રોહિતારિષ્ટ કહેછે. તેમાંનું પીધાથી હર્ષનો મુળવ્યાધ, ઝાડાનો સંગ્રહણી, પાંડુરોગ, હૃદ્રોગ હયાનો, પેટમાં ડાહબી અને જમણી બાજુએ થતો રોગ, પેટમાં ગોળાનો ગુલ્મ રોગ, પેટના સર્વે રોગ, લોહી બગાડના રોગ, શરીરસડાનો કુષ્ઠ રોગ, સોજો, અવઢણો કે શરીર જખડવાનો, એટલા રોગો દૂર થાય.

દશમૂળારિષ્ટ; ક્ષય, પ્રમેહાદિકો ઉપર.

पर्ण्यौ बृहत्यौ गोकंटो बिल्वोग्निमंथको रलुः ॥ पाटला काश्मरी चेति दशमूलमहोच्यते ॥ ८२१ ॥ दशमूलानि कुर्वीत भागैः पंचपलैः पृथक् ॥ पंचत्रिंशत्पलं कुर्यात् चित्रकं पौष्करं तथा ॥ ८२२ ॥ कुर्यात्रिंशत्पलं लोध्रं गुडूची तत्समा भवेत् ॥ पलैः षोडशभिर्धात्री रविसंख्यैर्दुरालभा ॥ ८२३ ॥ खदिरो बीजसारश्च पथ्याश्चेति पृथक् पलैः ॥ अष्टभिर्गणिता कुष्टं मंजिष्ठा देवदारु च ॥ ८२४ ॥ विडंगं मधुकं भार्गी कपित्थोक्षः पुनर्नवा ॥ चव्यं मांसी प्रियंगुश्च सारिवा कृष्णजीरकं ॥ ८२५ ॥ त्रिवृता रेणुका रास्ना पिप्पली क्रमुकः सठी ॥ हरिद्रा शतपुष्पा च पद्मकं नागकेसरं ॥ ८२६ ॥ मुस्तमिंद्रयवाः शृंगी जीवकर्षभकौ तथा ॥ मेदा चान्या महामेदा काकोल्यौ ऋद्धिवृद्धिके ॥ ८२७ ॥ कुर्यात् पृथक् द्विपलिकान् पचेदष्टगुणे जले ॥ चतुर्थांशशृतं नीत्वा मृद्भांडे सन्निधापयेत् ॥ ८२८ ॥ चतुःष-

ष्टिपलां द्राक्षां पचेन्नीरे चतुर्गुणे ॥ त्रिपादशेषं शीतं च पूर्वकाथे शृतं क्षिपेत् ॥ ८२९ ॥ द्वात्रिंशत्पलिकं क्षौद्रं दद्यात् गुडचतुःशतं ॥ त्रिंशत्पलानि धातक्याः कंकोलं जलचंदनं ॥ ८३० ॥ जातीफलं लवंगं च त्वगेलापत्रकेशरं ॥ पिप्पली चेति संचूर्ण्य भागैर्द्विपलिकैः पृथक् ॥ ८३१ ॥ शाणमात्रा च कस्तूरी सर्वमेकत्र निक्षिपेत् ॥ भूमौ निखातयेद्भांडं ततो जातरसं पिबेत् ॥ ८३२ ॥ कतकस्य फलं क्षिप्त्वा रसं निर्मलतां नयेत् ॥ ग्रहणीमरुचिं श्वासं कासं गुल्मं भगंदरं ॥ ८३३ ॥ वातव्याधिं क्षयं छर्दिं पांडुरोगं च कामलं ॥ कुष्ठान्यर्शांसि मेहांश्च मंदाग्निमुदराणि च ॥ ८३४ ॥ शर्करामश्मरीं मूत्रकृच्छ्रं धातुक्षयं जयेत् ॥ कृशानां पुष्टिजननो वंध्यानां गर्भदः परः॥ ॥ ८३५ ॥ अरिष्टोदशमूलाख्यस्तेजःशुक्रबलप्रदः ॥

શાળવણ, પિઠવણ, ભોયરિંગણી, ડોરલીમૂળ, ગોખરૂ, બિલમૂળ એરણીમૂળ, શિવણમૂળ, પાડળમૂળ, ટેંટુમૂળ; એ દસ ઓષડોને દશમૂળ કહેછે. તે દરયેક વીસ વીસ તોલા; ચિત્રક ૧૪૦ તોલા, પોખરમૂળ ૧૪૦ તોલા; લોધ્ર ૧૨૦ તોલા, ગુળવેલ ૧૨૦ તોલા; આંમળા ૬૪ તોલા; ધમાસો ૪૮ તોલા; ખેરની છાલ, બિબલાની અથવા આંસાણ્યાની છાલ, હરડે ત્રણે બત્રીસ બત્રીસ તોલા; બકુષ્ઠ, મજીઠ, દેવદાર, વાવડિંગ, જેઠી મધ, ભારંગછાલ, કંવઠ, બેહડા, પુનર્નવા, ચવક, જટામાંસી, વાધાંટીના મૂળ, અથવા રાલ, ઉપળસરી, શહાજીરૂ, નિસોત્તર, રેણુકબીજ, રાસ્ના, પિપર, સોપારી, કચોરા, હળદ, વરિયાલી, પદ્મકાષ્ઠ, નાગકેશર, નાગરમોથ, ઇંદ્રજવ, કાંકડશિંગી, જીવક અને રૂષભકને બદલે વિદારીકંદ બેવડું, મેદા અને મહામેદાને બદલે જેઠીમધ બેવડું, કાકોલી અને ક્ષીરકાકોલીને બદલે આસન બેવડું, ઋદ્ધિ અને વૃદ્ધિને બદલે વારાહીકંદ બેવડું; એ સર્વે એકતાલીસ ઓષડો આઠ આઠ તોલા લેવા. પછી સર્વે ઓષડો કુટી તેથી આઠધણું પાણી નાખી ઉકાળવું; પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રહેવાથી, જુદા હાંડલામાં ગાળી લેવું. દરાખ કુટીને ૨૫૬ તોલા જુદા હાંડલામાં નાંખી, તેમાં પાણી ૨૦૪૮ તોલા ભરીને ઉકાળવું, પાણી બળતા ત્રીજે હિસ્સે બાકી રહેવાથી ગાળીને આગલા કાઢામાં મેળવવું. તેમાં મધ ૧૨૮ તોલા; ગોળ ૧૬૦૦ તોલા; ધાયટીના

ફુલ ૧૨૦ તોલા; કંકોળ, વાળો, સફેદ સૂખડ, જાયફળ, લવંગ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, પિપર; એ દસ ઓષડો આઠ આઠ તોલા; કસ્તુરીનું ચૂર્ણ ૦। તોલો; એવી રીતે ઉપલા કાઢામાં સર્વે મેળવી, હાંડલામાં ભરી, તેના મોહને કોડીયું ઢાંકી કપડછાંદની મુદ્રા કરી, દોઢ મહીના સુધી ભોયમાં દાટવાથી, તેનો સારી રીતે રસ થયેલો જાણવો; તે હાંડલુ જમીનમાંથી કાઢી તેનું મોહ છોડી, નિર્મલીના બીજનું ચૂર્ણ બે તોલા તેમાં નાખવાથી રસ નિર્મળ થાયછે; તેને દશમૂળારિષ્ટ કહેછે. તેમાંનો પીધાથી સંગ્રહણી, શરીર જખડવાનો અવઢણો, શ્વાસ આફ્રુ, ખાંસી, પેટમાં થતો ગુલ્મ રોગ, ભગંદર,. વાયુના સર્વે રોગ, ક્ષય રોગ, ઉલટી, પાંડુ રોગ, આંખોનો કાવિળ રોગ, શરીરસડો, હર્શ, પરમો, અગ્નિમાંદ્ય; પેટમાં થતા સર્વે રોગ, પિશાબમાં પઠરીનો રોગ, મૂત્રકૃચ્છ્ર રોગ, ધાતુક્ષય રોગ, એટલા રોગ દૂર થાય. આ અરિષ્ટ દુર્બળ માણસને પુષ્ટિ આપેછે, વાંઝણી સ્ત્રીઓ ગર્ભવાન થાય, તેજ, ધાતુ, શરીરને બળ આપેછે.

---

## अथ एकादशोऽध्याय प्रारंभः

### स्वर्णादिकधातवः सप्त शोधनं ॥

## અથ અગિયારમો અધ્યાય પ્રારંભ.

### સુવર્ણાદિક સાતે ધાતું શોધવાની વિધિ.

स्वर्णं तारं ताम्रमारं नागवंगौ च तीक्ष्णकं ॥ ८३६ ॥ धातवः सप्त विज्ञेयास्ततस्तांच्छोधयेद्बुधः ॥ स्वर्णताराारताम्राणां पत्राण्यग्नौ प्रतापयेत् ॥ ८३७ ॥ निषिंचेत्तप्ततप्तानि तैले तक्रेयकांजिके ॥ गोमूत्रे च कुलित्थानां कषाये च त्रिधा त्रिधा ॥ ८३८ ॥ एवं स्वर्णादिलोहानां विशुद्धिः संप्रजायते ॥ नागवंगौ प्रतप्तौ च गलितौ तौ निषेचयेत् ॥ ८३९ ॥ त्रिधा त्रिधा विशुद्धिः स्याद्रविदुग्धेन च त्रिधा ॥

સોનું, રૂપું, તાંબુ, જસ્ત કે પિત્તળ; શીસુ, કલઈ લોખંડનું પોલાદ; તેને સાત ધાતુ કહેછે. તેથી વૃદ્ધપણું, શરીરમાંનું લોહી ઘટી સફેદીપણું,

શરીરે ઘસારો લાગવો, નબળાઈનું દુર્બળપણું; ઈત્યાદિક રોગને એ ધાતુની સારી થયેલી ભસ્મ, નિવારણ કરી શરીરને પુષ્ટ કરેછે; તેથી તેનું નામ સુવર્ણાદિક ધાતુ પ્રસિદ્ધ છે. એ સાતે ધાતુ પર્વતાદિક મધ્યે ઉત્પન્ન થાયછે. તે સાતે ધાતુમાંથી સોનું, રૂપું, તાંબુ, જસ્ત, લોખંડ; પાંચેનું શોધન કરવું હોયતો; તેના પ્રથમ પત્રા કરીને, અગ્નિમાં તપાવીને લાલ થવાથી, પસારણીના કાઢામાં અથવા તેલમાં કે છાસમાં, કાંજીમાં, ગાયના મૂત્રમાં, કુલથીના કાઢામાં નાખીને ઠંડા પાડવા; એવી રીતે ત્રણ ત્રણ વખતે તેનેજ, તપાવીને ઉપલી રીતે હરયેકમાં નાંખી, ઠંડા પાડવા; તેવી રીતે કીધાથી ઉપલી પાંચે ધાતું શોધાય. શીસુ અને કલઈ શોધવી હોય તો, લોખંડના વાસણમાં તેને ભરી, અગ્નિઉપર તપાવીને તેનો બરાબર રસ કરવો, તેને ઉપર લખેલા તેલ ઈત્યાદિક હરયેકમાં, અથવા આકડાના દૂધમાં નાંખીને ઠંડુ પાડવું,' પણ શીસુ કે કલઈ શોધવાની અગાઊ, મ્હોટી વજનદાર ઉખલીમાં તેલ ઈત્યાદિક વસ્તુ, જેમાં ઠંડુ પાડવું હોય તે ભરવું; અને રસ નાંખતાજ ઉપર મ્હોટી ઘંટીનું પડ મુકવું. કેમકે તે રસ ઉછાલો મારીને, બનાવનારના શરીર ઉપર ઉછલી પ્રાણ લેછે. તેવી રીતે ત્રણ ત્રણ વખતે ઠંડુ પાડેથી ભસ્મ થાય.

## સોનાની ભસ્મ કરવાની રીત.

स्वर्णस्य द्विगुणं सूतमम्लेन सह मर्दयेत् ॥ ८४० ॥ तद्गोलकसमं गंधं निदध्यादधरोत्तरं ॥ गोलकं च ततो रुंध्याच्छरावे दृढसंपुटे ॥ ८४१ ॥ त्रिंशद्वनोपलैर्दद्यात् पुटान्येवं चतुर्दश ॥ निरुत्थं जायते भस्म गंधो देयः पुनः पुनः ॥ ८४२ ॥

સોનાનું ચૂર્ણથી શુદ્ધ કરેલો પારો બમણાવજને લેવો, બેહુને લિંબુના રસમાં ખલીને ગોળો કરવો, તેના બરોબર વજને શોધેલો આંમળસારો ગંધક લઈ, તેનું ચૂર્ણ કરીને થોડોક લુગડી સાથે મેળવવો, અને બાકીનો રહે તેમાંથી અર્ધો ગંધક, મજબુત મંટોડીના કોડીયામાં પાઠરવો, તેની ઉપર બાકી રહેલો અર્ધો ગંધક પાઠરવો, તે ઉપર મજબુત બીજું કોડીયું ઉલટું ઢાકી; તેને કાપડથી મજબુત બાંધી તે ઉપર છાણ મંટોડીનો ઠર ચહડાવી સુકવવું. પછી મંટોડીની ભોયમાં સંચોરસ હાથનો ખાડો ખોદી તેમાં છાણા અર્ધા ભરવા, તેની વચમાં

બરોબર સરખું ઉપલું કોડીયું મુકી, બાકીના છાણા ઉપર ગોઠવવાં અને સળગાવવા. છાણા સર્વે બળીને તેની રાખ ઠંડી પડેથી, તેને બાહર કાહડી ફરી ફરીને ઉપર લખેલી રીતે, સર્વે વિધીથી ચઊદ વખતે, છાણાનો સંપુટ અગ્નિ આપવો. તેવી રીતે, કીધાથી શોનાની ભસ્મ સારી થાયછે. તે ફરીને જીવતી ન થાય.

## બીજી રીતે.

कांचने गालिते नागं षोडशांशेन निक्षिपेत् ॥ चूर्णयित्वा तथाम्लेन घृष्ट्वा कृत्वा च गोलकं ॥ ८४३ ॥ गोलकेन समं गंधं दत्वा चैवाधरोत्तरं ॥ शरावसंपुटे दत्त्वा पुटे त्रिंशद्वनोपलैः ॥ ८४४ ॥ एवं सप्तपुटैर्हेम निरुत्थं भस्म जायते ॥

સોનાથી સોલમે હિસ્સે શીસુ મેળવી, મજબુત મુશામાં એહુને ભરી, અગ્નિ ઉપર મુશ મુકી તાપ કરવો; એહુનો રસ બગબર થવાથી ગાળી લેવું; તેનું બારીક ચૂર્ણ કરી, ખલમાં નાંખી બીજોરાદિક લિંબુના રસમાં, એક દિવસ ખલીને તેની લુગડી કરવી. તેના વજને આંમળસારો ગંધકનું ચૂર્ણ લઈ, તેમાંથી ચોઠ હિસ્સે ઉપલી લુગડીમાં મેળવી ખલવું, બાકીના ગંધકનો અર્ધો ભાગ, મંટોડીના મજબુત કોડીયામાં પાથરવી, તે ઉપર ઉપલી લુગડી મુકવી, તે ઉપર બાકીનો રહેલો ગંધક પાથરવો, તેની ઉપર મંટોડીનું બીજુ કોડયુ, મજબુત ઉલટુ ઢાંકી, તેને કપડછાંદની મુદ્રા કરી, ઉપલી રીતે સંપુટ અગ્નિ આપવો. પછી કોડીયું બાહર કાહડી ઉપલી રીતે ફરીને સર્વે વિધિથી સાત વખતે સંપુટ અગ્નિ આપવો. તેથી સોનાની ભસ્મ સારી રીતે થાયછે. તે ફરીને જીવતી ન થાય.

## ત્રીજો પ્રકાર.

कांचनाररसैर्घृष्ट्वा सममूतकगंधयोः ॥ ८४५ ॥ कज्जल्या हेमपत्राणि लेपयेत्सममात्रया ॥ कांचनारत्वचः कल्कमूषायुग्मं प्रकल्पयेत् ॥ ८४६ ॥ धृत्वा तत्संपुटे गोलं मृन्मूषासंपुटे च तत् ॥ निधाय संधिरोधं च कृत्वा संशोष्य गोमयैः ॥ ८४७ ॥ वन्हि खरतरं कुर्यादेवं दद्यात्पुटत्रयं ॥ निरुत्थं जायते भस्म सर्वकार्येषु योजयेत्

॥ ८४८ ॥ कांचनारप्रकारेण लांगली हंति कांचनं ॥ ज्वालामुखी तथा हन्यात् तथा हंति मनःशिला ॥ ८४९ ॥

પારો, આંમળસારો ગંધક સરખે વજને લઈ, તેનું ચૂર્ણ કાંચનવૃક્ષની છાલના રસમાં, બેહુને એક દિવસ ખલી કજ્જલી કરી, તેથી ચોગણા વજને સોનાના પત્રા લઈ તે ઉપર લેપ કરવો. કાંચન વૃક્ષની છાલ બીજી વાટીને ચટણી તૈયાર કરવી, તેમાંથી અર્ધી ચટણી એક મજબુત મૂશામાં પ્રથમ ભરી; તે ઉપર શોનાનાં ઝીણા કટકા કે પત્રા ગોઠવી, બાકીની ચટણી ઉપર ડબાવી, બીજી મુશ ઉલટી ઢાંકી, તેની સાંધને આજુબાજુએ, ફરતી છાણુ મટોડીનો ઠર ચડાવીને ગોળો કરવો. તે એક મ્હોટા કોડીયાની વચમાં ઉપલો ગોળો મુકી, તેની ઉપર બીજું કોડીયું ઉલટું ઢાંકી, તેને કપડછાંદની મુદ્રા કરી સુકવવું. મ્હોટો પ્રખર અગ્નિ છાણાનો સળગાવી તેની વચમાં એ સંપુટ મુકવું, છાણા સર્વે બળીને રાખ ટંડી પડેથી સોનાની ભસ્મ સારી થાયછે. ફરીને તે જીવતી ન થાય. એ ભસ્મનો સર્વે રોગ ઉપર ઉપયોગ કરવો. તેમજ ઉપલી રીતે કળલાવી વનસ્પતીમાં થાય, ભાટ જાબુડીમાં થાય, મનશિળમાં પણ ભસ્મ થાયછે.

## ચોથો પ્રકાર.

शिलासिंदूरयोश्चूर्णं समयोरर्कदुग्धकैः ॥ सप्तैव भावना दद्यात् शोषयेच्च पुनः पुनः ॥ ८५० ॥ ततस्तु गलिते हेम्नि कल्कोयं दीयते समः ॥ पुनर्धमेदतितरां यथा कल्को विलीयते ॥ ८५१ ॥ एवं वेलात्रयं दद्यात् कल्कं हेम मृतिर्भवेत् ॥

મનશીલ, અને સિંધૂર, સરખે વજને આકડાના દૂધમાં, ખલીને તડકામાં શુકવવું. એ પ્રમાણે સાત પુટ આપવાં, તેમાંથી સોનાની કરચો અને તેના વજને મનસીલની ઉપલી ચટણી લઈ, બેહુને સારી રીતે ખલીને ગોળો કરવો. પછી એક મુશામાં તે ગોળો મુકી, તેને અગ્નિમાં ગોઠવવી, અને આસ્તે આસ્તે ધમણથી ફુકવું. સોનાનો રસ થવાથી ગાળી લેવો. ફરીને તે સોનાની કરચો અને તેના વજને ઉપલી ચટણી સાથે ખલીને, ગોળો કરી ઉપલી રીતે સોનાનો રસ કરવો. ઉપલી રીતે ત્રણથી પાંચ વખતે કરવાથી ભસ્મ થાયછે.

## પાંચમો પ્રકાર.

पारावतमलैर्लिंपेदथवा कुक्कुटोद्भवैः ॥ ८९२ ॥ हेमपत्राणि तेषां च प्रदद्यादधरोत्तरं ॥ गंधचूर्णसमं दत्वा शरावयुगसंपुटे ॥८९३॥ प्रदद्यात्कुक्कुटपुटे पंचभिर्गोमयोत्पलैः ॥ एवं नवपुटं दद्यात् दशमं च महापुटं ॥ ८९४ ॥ त्रिशद्वनोपलैर्देयं जायते हेमभस्मकं ॥ सुवर्णं च भवेत्स्वादु तिक्तं स्निग्धं हिमं गुरु ॥ ८९५ ॥ बुद्धिविद्यास्मृतिकरं विषहारि रसायनं ॥

સોનાના પત્રા કરી, તેને ખબુત્તર અથવા મરઘાની હઘારનો, સારી રીતે લેપ કરી, તેના વજને આંમળસારો ગંધકનું ચૂર્ણ કરી, તેમાંથી મટોડીના કોડીઆમાં અર્ધો નીચે પાંઠરી, તે ઉપર સોનાના પત્રા મુકી, બાકીનો ગંધક અર્ધો ઉપર પાઠરી, તેવુંજ બીજું કોડીયું ઉલટું ઢાકી, તે ઉપર કપડછાંદની મુદ્રા કરીને સુકવવું. પછી છાણા ગોઠવી તેની વચમાં કોડીયુ મૂકી, બીજા છાણા ઉપર ગોઠવીને સંપુટ અગ્નિ આપવો. છાણા બળીને રાખ ઠંડી પડેથી કાહડવું. ઉપલી રીતે સર્વેવિધિથી નવ વખતે, કુકુટપુટ આપવામાં છાણા પાંચ પાંચ ગોઠવી, તેની વચમાં સંપુટ મુકીને સળગાવું; પણ દસમો મહાગજપુટ એક હજાર છાણાનો, અગ્નિ આપવાથી ભસ્મ સારી થાયછે. તે ભસ્મ ગુણે કરીને મધુર, તિક્ત, સ્નિગ્ધ, સૂવાળી, શીતળ, ભારેછે; તે ખાધાથી બુદ્ધિ, વિદ્યા, યાદશક્તિ ઈત્યાદિકની વૃદ્ધિકર્તા, એ રસાયણ છે; તેથી વિષબાધા એટલે ઝેરી વસ્તુ કે ઓષડો ખાધાથી, શરરીમાં વ્યાધી થયેલો દૂર કરેછે.

## રૂપાની ભસ્મ કરવાની રીત.

भागैकं तालकं मर्द्यं याममम्लेन केनचित् ॥ ८९६ ॥ तेन भागत्रयं तारपत्राणि परिलेपयेत् ॥ धृत्वा मूषापुटे रुध्वा पुटे त्रिंशद्वनोपलैः ॥ ८९७ ॥ समुद्धृत्य पुनस्तालं दत्वा रुध्वा पुटे पचेत् ॥ एवं चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥ ८९८ ॥

હરતાલ ચારતોલાનું ચૂર્ણ, લિંબુના રસમાં ચાર કલાક સુધી ખલીને ચટણી કરવી, પછી રૂપાના પત્રા ૧૨ તોલા લઈ, તે ઉપર હરતાલની ચટણીનો લેપ કરવો. તેને મટોડીના કોડાયામાં મુકીને બીજુ કોડીયુ ઉ-

લટુ ઢાકવું; તેને કપડછાંદ કરી મંટોડીનો ઠર ચડાવવો. જમીનમાં ખાડો ખોદી. તેમાં પંદર છાણા ગોઠવી, તેની વચમાં ઉપલું કોડીયુ મુકવું; તેની ઉપર બીજા પંદર છાણા ગોઠવી સળગાવવું. સર્વે છાણા બળીને, રાખ ઠંડી પડેથી કોડીયુ કાહડી લેવું. એવી રીતે ચઉદ વખતે હરતાળનો નવો લેપ રૂપાને કરી, નવા કોડીયામાં ભરી, કપડછાંદ કરી, ઉપલી રીતે છાણાનો ચઉદ વખતે, અગ્નિ આપવાથી ભસ્મ થાયછે.

## બીજો પ્રકાર.

स्नुहीक्षीरेण संपिष्टं माक्षिकं तेन लेपयेत् ॥ नालकस्य प्रमाणेन तारपत्राणि बुद्धिमान् ॥८५९॥ पचेच्चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥

સોનામુખી નામે ઉપધાતુ છે, તેના ગાગડા પીળા રંગે હોય છે, તેની લિંબુના રસમાં ચટણી કરવી, રૂપાના પત્રાને ઉપલી ચટણીનો લેપ કરી, મંટોડીના કોડયામાં મુકી, તે ઉપર બીજુ કોડીયુ ઉલટુ ઢાકવું; તેને કપડછાંદ કરી તે ઉપર મટોડીનો ઠર ચડાવવો. ઉપલી રીતે જમીનમાં ખાડો કરીને, ઉપલી રીતે છાણામાં કોડીયુ મુકી, તે ઉપર છાણા ગોઠવવા, છાણા સળગાવી તેની રાખ થવાથી, કોડીયુ કાડી ઉપલી રીતે, ચઉદ પુટ આપેથી રૂપાની ભસ્મ થાય.

## તામ્રભસ્મ કરવાની રીત.

सूक्ष्माणि ताम्रपत्राणि कृत्वा संस्वेदयेद्बुधः ॥ ८६० ॥ वासरत्रयमम्लेन ततः खल्वे विनीक्षिपेत् ॥ पादांशं सूतकं दत्वा याममम्लेन मर्दयेत् ॥ ८६१ ॥ ततउद्धृत्य पत्राणि लेपयेद्विगुणेन च ॥ गंधकेनाम्लघृष्टेन तस्य कुर्याच्च गोलकं ॥ ८६२ ॥ ततः पिष्ट्वा च मीनाक्षीं चांगेरीं वा पुनर्नवां ॥ तत्कल्केन बहिर्गोलं लेपयेदंगुलोन्मिता ॥ ८६३ ॥ धृत्वा तद्गोलकं भांडे शरावेण च रोधयेत् ॥ वालुकाभिः प्रपूर्याथ विभूतिलवणांबुभिः ॥ ८६४ ॥ दत्वा भांडमुखे मुद्रां ततश्चुल्ल्यां विपाचयेत् ॥ क्रमवृध्याग्निना सम्यक् यावद्यामचतुष्टयं ॥ ८६५ ॥ स्वांगशीतलमुद्धृत्य मर्दयेत्सुरणद्रवैः ॥ दिनैकं गोलकं कुर्यादर्धगंधेन लेपयेत् ॥ ८६६ ॥ सघृतेन ततो मूषापुटे गजपुटे पचे-

त् ॥ स्वांगशीतं समुद्धृत्य मृतं ताम्रं शुभं भवेत् ॥ ८६७ ॥ वांतिं भ्रांतिं क्लमं मूर्च्छां न करोति कदाचन ॥

તાંબાના પત્રાને ઝીણા ઝીણા, ચારણી જેવા વિંધ પાડી, તેના વજનથી આઠ ઘણા લિંબુના રસમાં પત્રાને ત્રણ દિવસ સુધી રાખીને બાહર કાડવા, તેને સારી રીતે અગ્નિ આપી પચાવવું, કેમકે અગાળ ધાતુની શુદ્ધિમાં તાંબુ શુદ્ધ કરવાને રીત લખેલી છે; પણ તાંબામાં ઝેર, મૂર્છા, વિદાહ, છર્દિ, ક્લેદન, ભેદન, સંતાપ, અરૂચિ કર્તા એવી રીતે આઠ પ્રકારનું ઝેર હોયછે. માટે તેનું ઝેર દૂર થવાસારૂ, લિંબુના રસમાં ભિજવી મુકવાને, શ્લોકમાં પદ ટીકાકારે લખેલું છે; પછી તે પત્રાને બાહર કાડી, તેનું ચૂર્ણ કરી, તેના વજનથી થોડે હિસ્સે પારો લઈ, બેહુને સાથે લિંબુના નવા રસમાં ચાર કલાકસુધી ખળવું. પછી તેના વજનથી બમણો, આંમળસારો ગંધક, લિંબુના રસમાં ખલીને, સર્વેને મેળવી એક ગોળો બાંધવો. પછી મીનાક્ષી કે મત્સ્યાક્ષી, અથવા અંબાડાની ભાજી, કે પુનર્નવા એ ત્રણ મધ્યેથી જે વનસ્પતિ મળી આવે, તે વાટીને તેનો લેપ કે ઠર એક આગળ જાડો, ઉપલા ગોળાઉપર ચડાવવો, તેને સૂકવી, હાંડલામાં રેતી અર્ધી ભરી, તેમાં ઉપલો ગોળો એક કોડીયામાં મુકી, તે ઉપર બાજુ કોડીયુ ઉલટું ઢાકવું, તે ઉપર બીજી રેતી ગળાસુધી ભરીને, તે હાંડલાના માંહેને કપડછાંદ કરી, તે ઉપર રાખોડી, સમુદ્રનું મીઠું, પાણીમાં કાલવીને, તેનો ઠર ચડાવવો. પછી ચુલા ઉપર હાંડલુ મુકીને, પ્રથમ હલકો અગ્નિ ચાર કલાક સુધી કરવો, પછી મધ્ય અગ્નિનો તાપ ચાર કલાક કરવો, તે પછી જોરથી અગ્નિનો તાપ ચાર કલાક સુધી કરવો, પછી તે ચુલામાંથી અગ્નિ સર્વે કાડી નાખી હાંડલું ટંડુ પડેથી, તેમાંનો ગોળો બાહર કાડી, સૂરણના રસમાં એક દિવસ સુધી, ખલીને પાછો ગોળો બાંધવો, તેના વજનથી અર્ધો આંમળસારો ગંધક, અને ઘીસાથે ખલીને તેનો ઠર, ઉપલી લુગડી ઉપર ચડાવવો, પછી મટોડીના કોડીયામાં ગોળો મુકી. તે ઉપર બાજું કોડીયું, ઉલટુ ઢાંકીને બાંધી, તે ઉપર કપડછાંદ મટોડીનો ઠર ચડાવી, છાણાનો ગજપુટ, એટલે સવા હાથ સંચોરસ, ખાડો જમીનમાં ખોદી, તેમાં એક હજાર અર્ધા છાણા ગોઠવી, તેની વચમાં ઉપલું કોડીયુ મુકી, બાકીના અર્ધા છાણા ઉપર મુકવા; તે છાણા સળગીને રાખ થઈ, ટંડુ

પડેથી તેમાંની ભસ્મ સારી થયેલી જાણવી. તેમાંની ભસ્મ સારી રીતે અનુંપાનસાથે, જુજ ખાધાથી ફાયદો કરેછે. ઉલટી, ભ્રાંતિ, ગ્લાનિ, મૂર્છા ઇત્યાદિ રોગ કદીપણ ન થાય.

## પિતળની ભસ્મ કરવાની રીત.

अर्कक्षीरेण संपिष्टो गंधकस्तेन लेपयेत् ॥ ८६८ ॥ समेनारस्य पत्राणि शुद्धान्यम्लद्रवैर्मुहुः ॥ ततो मूषापुटे धृत्वा पुटेद्गजपुटेन च ॥ ८६९ ॥ एवं पुटद्वयेनैव भस्मारंभवति ध्रुवं ॥ आरवत् कांस्यमप्येवं भस्मतां याति निश्चितं ॥ ८७० ॥ अर्कक्षीरं वटक्षीरं क्षीरं निर्गुंडिका तथा ॥ ताम्ररीतिध्वनिवधे समगंधकयोगतः ॥ ८७१ ॥

પિત્તળના પત્રા લાલ તપાવીને, લિંબુના રસમાં નાંખી ઠંડા પાડવા, એવી રીતે ત્રણથી સાત વખતે તપાવીને ઠંડા પાડવા. પછી તેના વજન બરોબર આંમળસારો ગંધક, આકડાના દુધમાં ખલીને મેદો કરવો. તેનો ઠર ઉપલા પત્રાને ચડાવી, એક મુશામાં પત્રા ભરી, તે ઉપર બીજી મુશા ઉલટી ઢાકી, તેને મજબુત બાંધી, તે ઉપર કપડછાંદ મટોડીનો ઠર ચડાવી, છાણાનો ગજપુટ અગ્નિ આપવો. એવી રીતે નવો લેપ કરી બે વખતે છાણાનો, ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ નિશ્ચે થાય. એજ પ્રમાણેજ જસ્તની અને કાંશાની ભસ્મ પણ થાયછે.

બીજી રીતે.—તાંબુ, પિત્તળ, કાંસુ, જસ્ત, હરયેકની ભસ્મ કરવી હોયતો, પ્રથમ તેના પત્રા કરી, તેના વજન બરોબર આંમળસારો ગંધક લઇ, આકડાના દૂધમાં, અથવા વડના દુધમાં કે ગાયના દૂધમાં, અથવા નધોડના પાંત્રાના રસમાં ગંધકને ખલીને, પત્રાને ઠર ચડાવી; છાણાનો ગજપુટ અગ્નિ આપવો; એવી રીતે બે ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાયછે.

## શિસાની ભસ્મ કરવાની રીત.

तांबूलीरससंपिष्टशिलालेपात्पुनः पुनः ॥ द्वात्रिंशद्भिः पुटैर्नागो निरुत्थो याति भस्मतां ॥ ८७२ ॥

નાગરવેલી પાનના રસમાં, મનશીળ ખલીને ચટણી કરવી, તેના બરોબર વજને શિસાના પત્રા કરી, તેને મનશીળનો ઠર ચડાવવો, પછી

તેને મટોડીના કોડીયામાં મુકી, બીજુ કોડીયુ ઉલટું ઢાકવું; તેને બાંધી કપડછાંદ કરી, અગાઉ લખેલી રીતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો. એવી રીતે ૭૨ વખતે ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાયછે; તે જીવતી ન થાય.

## બીજી રીતે.

अश्वत्थ-चिंचात्वक्-चूर्णं चतुर्थांशेन निक्षिपेत् ॥ मृत्पात्रे द्राविते नागे लोहदर्व्या प्रचालयेत् ॥ ८७३ ॥ यामैकेन भवेद्भस्म तत्तुल्यां च मनःशिलां ॥ कांजिकेन द्वयं पिष्ट्वा पचेत् दृढपुटेन च ॥८७४॥ स्वांगशीतं पुनः पिष्ट्वा शिलया कांजिकेन च ॥ पुनः पुटेत् शरावाभ्यामेवं षष्टिपुटैर्मृतिः ॥ ८७५ ॥

ચુલામાં અગ્નિ કરી, તે ઉપર મંટોડીનું ઠીકરૂં મુકી, તેમાં શિસુ નાખી ગર્મ કરેથી રસ થાય; પછી તેના વજનથી ચોઠે હિસ્સે, પિપળાની અને આંમલીની છાલનું ચૂર્ણ કરી, ઉકળેલા રસમાં થોડું થોડું છાટવું, અને લોખંડની કડછીથી ધુટવું. એ પ્રમાણે ચાર કલાક ધુટવાથી ભસ્મ થાય; તે ભસ્મને સરખે વજને મનશીલ અને પ્રસારણીની કાંજીમાં ચાર કલાક ખલીને લુગદી બાંધવી. પછી મંટોડીના કોડીયામાં લુગદી મુકી અને બીજુ કોડીયુ ઉલટું ઢાકવું, તેને બાંધી કપડછાંદની મુદ્રા કરી; અગાઉ લખેલી રીતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો. ઉપલી રીતે વારંવાર સર્વે ક્રિયા કરીને સાઠ વખતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો.

## કલઈની ભસ્મ કરવાની રીત.

मृत्पात्रे द्राविते वंगे चिंचाश्वत्थत्वचा-रजः ॥ क्षिप्त्वा तेन चतुर्थांशमयोदर्व्या प्रचालयेत् ॥ ८७६ ॥ ततो द्वियाममात्रेण वंगभस्म प्रजायते ॥ अथ भस्मसमं तालां क्षिप्त्वाम्लेन प्रमर्दयेत् ॥ ८७७ ॥ ततो गजपुटे पक्त्वा पुनरम्लेन मर्दयेत् ॥ तालेन दशमांशेन याममेकं ततः पुटेत् ॥ ८७८ ॥ एवं दशपुटैः पक्वो वंगस्तु म्रियते ध्रुवं ॥

ચુલામાં તાપ કરી તે ઉપર મંટોડીનું ઠીકરૂ મુકી, તેમાં કલઈ નાખી તપાવેથી તેનો રસ થાય. તેથી ચોઠે હિસ્સે પિપલાની અને આંમલીની છાલનું ચૂર્ણ કરી, તે રસમાં થોડી થોડી છાટીને લોખંડની કડછીથી,

આઠ કલાક સુધી ઘુટવુ એટલે તેની ભસ્મ થાય. તે ભસ્મના સરખે વ-જને હરતાળ નાંખી, બેહુને લિંબુના રસમાં ચાર કલાક ખલીને ગોળો બાં-ધવો. તે ગોળાને એક કોડીયામાં મુકી બીજુ ઉલટું ઢાકી, તેને બાંધી ક-પડછાંદ કરીને સુકવવું. જમીનમાં ખાડો ખોદી છાણાનો ગજપુટ અગ્નિ આપવો. રાખ ઠંડી પડેથી ઓષડ બાહર કાડી; તે ભસ્મથી દસમે હિસ્સે હરતાલ મેળવી, બેહુને લિંબુના રસમાં ચાર કલાક સુધી ખલવું. પછી મટોડીના નવા કોડીયામાં ભરી, ઉપલી રીતે સર્વે વિધીથી દસ વખતે ગજપુટ અગ્નિ આપેથી, કલઈની ભસ્મ નિશ્ચે થાયછે. તેને વંગભસ્મ કહેછે.

## લોહ ભસ્મ કરવાની રીત.

शुद्धं लोहभवं चूर्णं पातालगरुडीरसैः ॥ ८७९ ॥ मर्दयित्वा पुटेद्वन्हौ दद्यादेवं पुटत्रयं ॥ पुटत्रयं कुमार्याश्च कुठारच्छिन्नकारसैः ॥ ८८० ॥ पुटषट्कं ततो दद्यादेवं तीक्ष्णमृतिर्भवेत् ॥

પોલાદ કે તિખ્ખા લોહને તપાવીને અગાઉ લખેલા ઓષડના પાણીમાં ડુબાવી ઠંડુ પાડવું, તેવી રીતે તપાવી તપાવીને શુદ્ધ કરવું. પછી તેના ચૂર્ણને વાસન વેલના રસમાં અથવા કુવારના રસમાં, ખલીને કોડીયામાં ભરી બીજુ કોડીયું ઉલટું ઢાકી, તેને કપડછાંદની મુદ્રા કરી, છાણાનો ગજપુટ અગ્નિ, ત્રણ વખતે સર્વે વિધીથી આપવો. અને પછી રાની તુલસીના રસમાં છ અને જાંબુના પાંત્રાના રસમાં છ પુટ આપવા. એવી રીતે બારે વખતે છાણાનો ગજપુટ અગ્નિ આપવાથી પોલાદની ભસ્મ સારી થાયછે.

## બીજો પ્રકાર.

क्षिपेच्च द्वादशांशेन दरदं तीक्ष्णचूर्णतः ॥ ८८१ ॥ मर्दयेत् कन्यकाद्रावैर्यामयुग्मं ततः पुटेत् ॥ एवं सप्तपुटैर्मृत्युं लोहचूर्णमवाप्नुयात् ॥ ८८२ ॥ रसैः कुठारच्छिन्नायाः पातालगरुडीरसैः ॥ स्तन्येन चार्कदुग्धेन तीक्ष्णस्यैवं मृतिर्भवेत् ॥ ८८३ ॥

તિખ્ખાનું ચૂર્ણ કરી અથવા તેનો કીટના વજનથી, બારમે હિસ્સે હિંગળો લઈ, બેહુને કુવારના રસમાં છ કલાક સુધી ખળ કરવો, પછી કોડીયામાં ભરી તે ઉપર બીજુ કોડીયુ ઉલટું ઢાકી; તેને બાંધી કપડછાં-

દની મુદ્રા કરવી. પછી છાણાનો ગજપુટ અગ્નિ આપવો. ઉપલી રીતે સાત વખતે ગજપુટ અગ્નિ સર્વે વિધીથી આપેતો, લોહભસ્મ સારી થાયછે. અગર બીજી રીતે લોહભસ્મ કરવી હોય તો, રાની તુલસીનાં રસમાં, વાસનવેલના રસમાં, સ્ત્રીના દૂધમાં, આકડાના દૂધમાં, તિખ્ખાનું ચૂર્ણ દરેકની સાથે એકેક દિવસ ખલીને, દરેકમાં સાત સાત વખતે ગજપુટ અગ્નિ આપવાથી તિખ્ખાની ભસ્મ થાયછે.

## ત્રીજો પ્રકાર.

सूतकाद्द्विगुणं गंधं दत्वा कुर्याच्च कज्जलीं ॥ द्वयोः समं लोहचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः ॥८८४॥ यामयुग्मं ततः पिंडं कृत्वा ताम्रस्य पात्रके ॥ घर्मे धृत्वा ऋबूकस्य पत्रैराच्छादयेद्बुधः ॥ ८८५ ॥ यामार्धेनोष्णतां भूयात् धान्यराशौ न्यसेत्ततः ॥ दत्वोपरि शरावं तु त्रिदिनांते समुद्धरेत् ॥ ८८६ ॥ पिष्ट्वा च गालयेद्वस्त्रादेवं वारितरं भवेत् ॥ एवं सर्वाणि लोहानि स्वर्णादीन्यपि गालयेत् ॥ ८८७ ॥ शिलागंधार्कदुग्धाक्ताः स्वर्णाद्याः सर्वधातवः ॥ म्रियंते द्वादशपुटैः सत्यं गुरुवचो यथा ॥ ८८८ ॥

પારો જેટલા વજને હોય, તેથી બમણા વજને આંમળસારો ગંધક લેવો, તે બેહુને ખલીને કજ્જળી કરવી; પછી તે કજ્જળીના વજને તિખ્ખા લોહડાનું ચૂર્ણ લેવું; તે સર્વેને કુવારના રસમાં આઠ કલાક ખલીને તેનો ગોળો કરવો; પછી તાંબાના વાશણમાં તે ગોળો મુકી, તેઉપર સુરતી અંરડચાના પાંત્રા બે ત્રણ ઢાકી, ચાર કલાક સુધી તડકામાં મુકવું. જરા ગોળો ગર્મ થવાથી, તેને મટોડીના કોડીયામાં મુકી બીજું ઉલટું ઢાકવું; તેને બાંધી કપડછાંદ કરી, અન્નાજ ભરેલા ભંડારમાં ત્રણ દિવસ સુધી પુરી મુકવું, પછી ચોઠે દિવસે બહાર કાઢેથી ચૂર્ણ થાય તેને વસ્ત્રગાળ કરી, તેમાંથી ચપટી ભરી પાણીમાં નાખવી, તે તરવાથી ભસ્મ સારી થયેલી જાણવી. એપ્રમાણે સર્વે ધાતુંની પરિક્ષા કરવાને ભસ્મને વસ્ત્રગાળ કરી, તેમાંથી ચપટી ભરી પાણીમાં નાખેથી, સર્વે તરે તોજ તે ભસ્મ સારી થયેલી જાણવી. બીજી રીતે સર્વે ધાતુની ભસ્મ કરવાની રીત—મનશીળ, ગંધક બેહુને આકડાના દૂધમાં ખલીને

ગોળો બાંધવો. હરએક ધાતુમાંથી જેની ભસ્મ કરવી હોય, તે ઉપર ઉપલો લેપ કરવો, પછી છાણાનો ગુજપુટ અગ્નિ બાર વખતે આપવાથી ભસ્મ સારી થાયછે. તેવિશે દૃષ્ટાંત—જેમ ગુરૂના વચનો સત્ય હોય તેમ, એવી રીતે બનાવેથી સર્વે ધાતુની ભસ્મ નિશ્ચે થાયછે.

## સાતે ઉપધાતુની શુદ્ધિ કરવાની રીત.

माक्षिकं तुत्थकाभ्रौ च नीलांजनशिलालकाः ॥ रसकश्चेति विज्ञेया एते सप्तोपधातवः ॥ ८८९ ॥

સોનામુખી, મોરથુથુ, અભ્રખ, સૂરમો, મનશીળ, હરતાળ, કળખાપરી; એ સાતે ઉપધાતુનું શોધન અને મારણવિધિ નીચે લખેલીછે.

## સોનામુખીનું શોધન અને મારણ.

माक्षिकस्य त्रयो भागा भागैकं सैंधवस्य च ॥ मातुलिंगद्रवैर्वाथ जंबीरोत्थद्रवैः पचेत् ॥८९०॥ चालयेल्लोहजे पात्रे यावत्पात्रं सुलोहितं ॥ भवेत्ततस्तु संशुद्धिं स्वर्णमाक्षिकमृच्छति ॥ ८९१ ॥ कुलित्थस्य कषायेण घृष्ट्वा तैलेन वा पुटेत् ॥ तक्रेण वाथ गोमूत्रे म्रियते स्वर्णमाक्षिकं ॥ ८९२ ॥

સોનામુખી નામે સોનરી ગાંગડા થાયછે, તે ત્રણ ભાગ, સિંધાલૂણ એક ભાગ, બેહુનું ચૂર્ણ કરીને લોખંડની કઢઈમાં નાખી, ચુલા ઉપર મુકીને તાપ કરવો, પછી બીજોરાફળનો રસ અથવા જંબીરાનો રસ, તેમાં નાખીને લોહડાની કઢછી લાલ થાય ત્યાંસુધી ઘુટવું. પછી તે કઢઈને નીચે ઉતારી ઠંડી પડેથી, સોનામુખી બહાર કાઢી લેવી; એ પ્રમાણે શોધન કીધા પછી, સોનામુખીને કુલઠીના કાઢામાં, તલના તેલમાં, છાસમાં, ગાયના મૂત્રમાં, એ ચારમાંથી હરએકમાં ચાર કલાક ખલીને, મંટોડીના કોડીયામાં ભરી, બીજુ કોડીયુ ઉલટું ઢાકી, તે ઉપર કપડછાંદની મુદ્રા કરવી. પછી છાણાનો ગજપુટ અગ્નિ આપવો, તેથી સોનામુખીની ભસ્મ થાયછે.

## રૌપ્ય માક્ષિકાનું શોધન અને મારણ.

कर्कोटिमेषशृंग्युत्थैर्द्रवैर्जंबीरजैर्दिनं ॥ भावयेदातपे तीव्रे विमला शुद्ध्यति ध्रुवं ॥ ८९३ ॥

રૌપ્ય માક્ષિકાનામે, રૂપા જેવા ગાંગડા થાયછે, તેનું ચૂર્ણ કરીને કરટવલી, મેષશૃંગી, અને જંબીર એ ત્રણેના રસમાં એક એક દિવસ ખલીને, તડકામાં તપાવવું અથવા મંદ અગ્નિ ઉપર તપાવી, શુષ્ક કીધાથી રૌપ્યમાક્ષિકા શુદ્ધ થાયછે; પછી તેને છાણાનો ગજપુટ અગ્નિ આપવો.

## મોરથુઠાનું શોધન અને મારણ.

विष्ठया मर्दयेत्तुत्थं मार्जारककपोतयोः ॥ दशांशं टंकणं दत्वा पचेन्मृदुपुटे ततः ॥ ८९४ ॥ पुटं दध्नः पुटं क्षौद्रैर्देयं तुत्थविशुद्धये ॥

બીલાડી અને કપોત પક્ષી બેહુની અઘાર મોરથુઠાના વજને લેવી; અને મોરથુઠાના દસમે હિસ્સે ટંકણખાર લઇ સર્વેને એકઠું મેળવી, ચાર કલાકસુધી ખલવું, પછી મંટોડીના કોડીયામાં ભરી, બીજુ ઉલટું ઢાકવું..તેને બાંધી કપડછાંદની મુદ્રા કરી, છાણાનો કુકુટપુટ હલકો અગ્નિ આપવો. પછી તે ઠંડુ પડેથી બહાર કાઢી, ફરીને ચાર કલાક દહીમાં ખલીને, ઉપલી રીતે અગ્નિ આપવો; પછી મધમાં ખલીને ત્રીજી વેલાએ ઉપલીરીતે અગ્નિ આપવાથી શુદ્ધ થાયછે.

## અભ્રખનું શોધન અને મારણ.

कृष्णाभ्रकं धूमेद्वन्हौ ततः क्षीरे विनिक्षिपेत् ॥ ८९५ ॥ भिन्नपत्रं तु तत्कृत्वा तंदुलीयाम्लयोर्द्रवैः ॥ भावयेदष्टयामं तदेवं शुध्यति चाभ्रकं ॥ ८९६ ॥ कृत्वा धान्याभ्रकं तत्तु शोषयित्वाथ मर्दयेत् ॥ अर्कक्षीरैर्दिनं खल्बे चक्राकारं च कारयेत् ॥ ८९७ ॥ वेष्टयेदर्कपत्रैश्च सम्यक् गजपुटे पचेत् ॥ पुनर्मर्द्यं पुनः पाच्यं सप्तवारं प्रयत्नतः ॥ ८९८ ॥ ततो वटजटाक्काथैस्तद्वद्देयं पुटत्रयं ॥ म्रियते नात्र संदेहः सर्वरोगेषु योजयेत् ॥ ८९९ ॥ मृतं त्वभ्रं हरेन्मृत्युं जरापलितनाशनं ॥ अनुपानैश्च संयुक्तं तत्तद्रोगहरं परं ॥ ९०० ॥

કાળો અભ્રખ લાવી કોલશાના મંદ અગ્નિ ઉપર શેકીને તપાવવો, લાલ થવાથી તેને દુધમાં નાખી ઠંડો પાડવો; તેના જુદા જુદા પડ છુટા પાડવા; પછી તાંડળજાની ભાજીના રસમાં એક દિવસ, અને લિંબુના રસમાં, એક દિવસ ભીજવી મુકવાથી શુદ્ધ થાય. તેને ધાન્યાભ્રક કરવો હોયતો તેને ઝીણો અતિશે બારીક કાતરવો, પછી તેના વજનથી

ચોઠે હિસ્સે ભાતનો તુસ કે છાલા તેમાં મેળવવા, બેહુને કામલી કે ઢાબલીના કટકામાં પોટલી બાંધીને, કઠરોટમાં મુકી તેઉપર પાણીની ધાર બારીક નાખી, જયાંસુધી અભ્રખ પોટલીમાંથી સર્વે ગલી જાય, ત્યાંસુધી ચોલતા રહેવું. પોટલીમાંથી અભ્રખ ખલાસ થવા પછી, બીજા વાસનમાં ઉપર ઉપરનું પાણી નિતારી લેવું, પછી તે વાશણમાં પાણી નિતરેથી, તરતુ પાણી ત્રીજા વાશણમાં નિતારી લેવું. તે નિતરેલું પાણી નાખી દેવું. અને તેમાં નીચે રહેલો અભ્રખનો રગડો હોય, તેને તડકામાં સુકવેથી, જે ચૂર્ણ બાકી રહે તેને ધાન્યાભ્રક કહેછે. તે ધાન્યાભ્રક લઈને પછી આકડાના દૂધમાં, એક દિવસ ખલીને ગોળો બાંધવો, પછી તેને ચક્રની રીતે ગોળાકાર કરવો, તેની આજુબાજુ ફરતા આકડાના પાંત્રા વીટાલી, તેને મંટોડીના કોડીયામાં મુકવું, બીજુ કોડીયું ઉલટું ઢાકી, છાણાનો ગજપુટ અગ્નિ આપવો. એ પ્રમાણે સાત વખતે આકડાના દૂધમાં અકેક દિવસ ખલીને સાતે વખતે ગજપુટ અગ્નિ આપવો, પછી વડની જટાના કાઢામાં ત્રણ વખતે અકેક દિવસ ખલીને ત્રણે વખતે ગજપુટ અગ્નિ આપવો. એ પ્રમાણે દસ વખતે ગજપુટ અગ્નિ આપવાથી અભ્રખની ભસ્મ સારી થાયછે. તેથી સંપૂર્ણ રોગ દૂર થાયછે. અને મરણ કે ઘડપણની ધાસ્તી દૂર થાય. સફેદ બાલ ઘડપણવિના આવેલા પાછા કાળા થાય. અનુપાનો બદલીબદલીને વારંવાર ખાધાથી અતિશે ફાયદો થાયછે.

## બીજો પ્રકાર.

शुद्धं धान्याभ्रकं मुस्तं शुंठीषट्भागयोजितं ॥ मर्दयेत्कांजिकेनैव दिनं चित्रकजैरसैः ॥ ९०१ ॥ ततो गजपुटं दद्यात्तस्मादुद्धृत्य मर्दयेत् ॥ त्रिफलावारिणा तद्वत् पुटेदेवं पुटैस्त्रिभिः ॥ ९०२ ॥ बलागोमूत्रमुसलीतुलसीसुरणद्रवैः ॥ मर्दितं पुटितं वन्हौ त्रित्रिवेलं व्रजेन्मृतिं ॥ ९०३ ॥

ધાન્યાભ્રક કરવાની રીત, અગાઉ કહેલીછે તે પ્રમાણે કરીને, તેના છઠે હિસ્સે નાગરમોથ અને સુંઠનું ચૂર્ણ મેળવી, કાંજીમાં એક દિવસ અને એક દિવસ ચિત્રકના રસમાં ખલીને, તેને મંટોડીના કોડીયામાં ભરી, બીજુ ઉલટુ ઢાકી, તેને કપડછાંદની મુદ્રા કરી, છાણાનો ગજપુટ અગ્નિ આ-

પવો. ઠંડૂ પડેથી બહાર કાઢી તેને ત્રિફળાના કાઢામાં, આખો દિવસ ખલીને રાતના છાણાનો ગજપુટ અગ્નિ આપવો. એવી રીતે ત્રણ દિવસ સુધી લાગટ ખલીને રાત્રે ગજપુટ અગ્નિ આપવા. પછી ચિકણામૂળના રસમાં કે તેના કાઢામાં, મુસળીના કાઢામાં, ગાયના મૂત્રમાં, તુળશીના પાત્રાના રસમાં, સુરણકંદના રસમાં, એ દરેકના રસમાં ઉપલી રીતે ખલીને ત્રણ ત્રણ ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ સારી થાયછે.

## સૂરમો, ગેરૂ, હિરાકસી, ટંકણખાર, કોડી, શંખ, તુરટી, બોદારશિંગાદિકોનું શોધન.

नीलांजनं चूर्णयित्वा जंबीरद्रवभावितं ॥ दिनैकमातपे शुद्धं भवेत्कार्येषु योजयेत् ॥ १०४ ॥ रावं गैरिककासीसं टंकणानि वराटिका ॥ शंखतो रीचकं कुष्ठं शुद्धिमायाति निश्चितं ॥ १०५ ॥

સુરમાનું ચૂર્ણ જંબીરોના રસમાં એક દિવસ ખલીને, એક દિવસ તડકામાં તપાવેથી શુદ્ધ થાયછે. એ સુરમાની શુદ્ધી પ્રમાણે ગેરૂ ઈત્યાદિ ઉપર લખેલી સાતે વસ્તુની શુદ્ધિ થાયછે.

## મનશીલનું શોધન.

पचेत्त्र्यहमजामूत्रैर्दोलायंत्रे मनःशिलां॥ भावयेत्सप्तधा पित्तैरजायाः शुद्धिमृच्छति ॥ १०६ ॥

અગાઉ કાઢા વિશે વિગતવારે લખેલા પદાર્થો છે, તેમ દરેક વેળાએ જે જે ઓષડો શોધવા હોય, તે થોડા થોડા કુટીને તેની પોટલી બાંધવી, પછી મટોડીનું મ્હોટું હાંડલું કે ગોળો લઈ, તેમાં ઉપલી પોટલી કાઢામાં બફાય, તેમ વચોવચ ટીંગાતી બાંધવી. તેને દોલાયંત્ર કહેછે. તે યંત્રમાં મનશીલને ઉપલી રીતે બકરીના મૂત્રમાં ત્રણ દિવસ પકાવવું, પછી બહાર કાઢી તેને બકરાના પિતમાં ખલીને સુકવવું. એવી રીતે ઉપલા મનશીલને બકરાના પિત્તના સાત પુટ આપવાથી શુદ્ધ થાયછે.

## હરતાળનું શોધન.

तालकं कणशः कृत्वा तच्चूर्णं कांजिके क्षिपेत् ॥ दोलायंत्रेण यामैकं ततः कूष्मांडजैर्द्रवैः ॥ १०७ ॥ तिलतैले पचेद्यामं यामं च त्रिफलाजलैः ॥ एवं यंत्रे चतुर्यामं पाच्यं शुध्यति तालकं ॥१०८॥

હરતાલને કુટી. તેની પોટલી બાંધીને દોલાયંત્રમાં ટાંગવી, પછી અગાઉ કહેલી કાંજીમાં પ્રથમ ચાર કલાક પકાવવી, તેમજ ભૂરા કોહલાના રસમાં, તલના તેલમાં, ત્રિફળાના કાઢામાં એવી રીતે દરયેકમાં ચાર કલાક પકાવેથી હરતાળ શુદ્ધ થાયછે.

કળખાપરીનું શોધન.

नृमूत्रे वाथ गोमूत्रे सप्ताहं रसकं क्षिपेत् ॥ दोलायंत्रेण शुद्धः स्यात्ततः कार्येषु योजयेत् ॥ ९०९ ॥

કળખાપરીની પોટલી બાંધી દોલાયંત્રમાં ટાંગીને, માણસના મૂત્રમાં સાત દિવસ, ગાયના મૂત્રમાં સાત દિવસ, એવી રીતે ચઉદ દિવસ સુધી ભીજાતુ રાખવાથી શુદ્ધ થાય.

સર્વધાતુનું સત્વ કાઢવાની રીત.

लाक्षामीनपयच्छागं टंकणं मृगशृंगकं ॥ पिण्याकं सर्षपाः शिग्रु गुंजोर्णागुडसैंधवाः ॥ ९१० ॥ यवस्तिक्ता घृतं क्षौद्रं यथालाभं विचूर्णयेत् ॥ एभिर्विमिश्रिताः सर्वे धातवो गाढवन्हिना ॥ ९११ ॥ मूषाध्माताः प्रजायंते मुक्तसत्वा न संशयः

લાખ, ન્હાના માચ્છલા, દૂધ, બકરાનું માંસ, હરયેક ધાતુનું સત્વ કાહડવું હોય તેના વજનથી ચોઠે હિસ્સે ટંકણખાર લેવાને રૂષીવોનું મત છે; હરણનું શિંગડું, તલની ખોલ, શિરસ કે સરશી, શેકટાના બીજ, ચણોઠી, મેડા જનાવરના બાલ, ગોળ, સિંધાલૂણ, જવ, કડું, ઘી, મધ; એ સત્તર ઓષડો માટે મેહનત કરી તેમાંથી જેટલા મળે તેટલા લેવા; અભ્રખ, શિસું, તાંબુ ઇત્યાદિક જે ધાતુનો સત્વ કાઢવો હોય, તે અને તેના વજનથી આઠમે. હિસ્સે અકેક ઓષડ લઈ, સર્વેનું ચૂર્ણ મેળવીને, એક મુશામાં તે સર્વે ભરી, કોળશાના અગ્નિમાં તેને મુકી ઢમણથી ફુકવું, તે મૂશ લાલ થવાથી, હરયેક ધાતુમાંથી સત્વ નિકળેછે.

હિરાનું શોધન અને મારણ.

कुलित्थकोद्रवक्काथैर्दोलायंत्रे विपाचयेत् ॥ ९१२ ॥ व्याघ्रीकंदगतं वज्रं त्रिदिनाच्छुद्धिमृच्छति ॥ तप्तं तप्तं तु तद्वज्रं खरमूत्रे विषेचयेत् ॥ ९१३ ॥ पुनस्ताप्यं पुनः सेच्यमेवंकुर्यात्रिसप्तधा ॥ मत्कु-

णैस्तालकं पिष्ट्वा यावद्भवति गोलकं ॥ ९१४ ॥ तद्गोले निहितं वज्रं तद्गोलं वन्हिना धमेत् ॥ सेचयेदश्वमूत्रेण तद्गोले च क्षिपेत्पुनः ॥ ॥ ९१५ ॥ रुध्वाध्मातं पुनः सेच्यमेवं कुर्याच्च सप्तधा ॥ एवंच म्रियते वज्रं चूर्णं सर्वत्र योजयेत् ॥ ९१६ ॥

વ્યાઘ્રીકંદ કે ગુહેરીકંદ વાટી, તેના ગોલાની વચમાં હિરા ભરી, તેની કાપડમાં પોટલી બાંધી, દોલાયંત્રમાં ટીગાતી રાખી, કુલથીના કાઢામાં ત્રણ દિવસ, અને કોદ્રાના કાઢામાં ત્રણ દિવસ પકાવેથી હિરા શુદ્ધ થાય, પછી તે હિરા અગ્નિમાં તપાવી લાલ થવાથી, ઘદેડાના મૂત્રમાં બોલીને ઠંડુ પાડવું. ફરી તપાવીને ઉપલી રીતે મૂત્રમાં બોળવું. તેવી રીતે એકવીસ વેળા કરવું. ઢેકણા અથવા માકણ જીવાત મધ્યે હરતાલ વાટી, તેના ગોળામાં હિરા ભરીને એક મુશમાં ગોળો .મુકીને કોળશાની ભઠ્ઠીમાં રાખી ધમણથી ફુકવું, લાલ થવાથી તેના ઉપર ઘોડાનું મૂત્ર થોડુંક છીપી ઠંડુ પાડવું. પછી તે હિરાને બાહર કાઢી, ફરીને ઢેકણમાં હરતાલ વાટી, તેના ગોળામાં હિરા મુકી, પ્રથમ પ્રમાણે લાલ કરી, તે ઉપર ઘોડાનું મૂત્ર છીપીને ઠંડુ પાડવું; એ પ્રમાણે સાત વખતે કરેથી હિરાની ભસ્મ થાય. તેમાંથી સંપૂર્ણ રોગોઉપર વાપરવું.

### બીજી રીતે.

हिंगुसैंधवसंयुक्ते क्वाथे कौलित्थजे क्षिपेत् ॥ तप्तं तप्तं पुनर्वज्रं भूयाच्चूर्णं त्रिसप्तधा ॥ ९१७ ॥

હિંગ, સિંધાલૂણ, કુળથી; એ ત્રણેનો કાઢો કરવો. હિરાને અગ્નિમાં તપાવી, લાલ થવાથી ઉપલાં કાઢામાં ડુબાવી ઠંડુ પાડવું. તેવી રીતે. એકવીસ વખતે કરેથી હિરાની ભસ્મ થાયછે.

### ત્રીજી રીત.

मंडूकं कांस्यजे पात्रे निगृह्य स्थापयेत्सुधीः ॥ स भीतो मूत्रयेत्तत्र तन्मूत्रे वज्रमावपेत् ॥ ९१८ ॥ तप्तं तप्तं च बहुधा वज्रस्यैवं मृतिर्भवेत् ॥

દેડકા જીવતા પકડી, કાંશાના વાશણમાં ઢાકી મુકવા; તેને ધાસ્તી લાગેથી, તેમાં તે મુત્રે એટલે તેને છોડી દેવા. હિરા તપાવીને લાલ થયેથી,

દેડકાના મૂત્રમાં બોળી ઠંડા કરવા. એવી રીતે ઘણીક વખતે કીધાથી તે હિરાની ભસ્મ થાયછે.

## વૈક્રાંતાદિકોનું શોધન અને મારણ.

वैक्रांतं वज्रवत् शोध्यं नीलं वा लोहितं तथा ॥ ९१९ ॥ हयमूत्रे तु तत्सेच्यं तप्तं तप्तं द्विसप्तधा ॥ ततस्तु मेषशृंग्यास्तु पंचांगे गोलके क्षिपेत् ॥ ९२० ॥ पुटेन्मूषापुटे रुध्वा कुर्यादेवं च सप्तधा ॥ वैक्रांतं भस्मतां याति वज्रस्थाने नियोजयेत् ॥ ९२१ ॥

વૈક્રાંતામણિ એટલે તરમરી નામે હિરા, શનિચર નામે અસમાની રંગના, લોહીત માણેક, ઈત્યાદિક રંગના હિરાનું શોધન કરવું હોય તો, પ્રથમ ઉપલા હિરાની રીતે કરવું, પછી તેને ચઉદ વખતે તપાવીને લાલ થયેથી દરએક વખતે ઘોડાના મૂત્રમાં ડુબાવી ઠંડુ પાડવું, પછી-મેઢશૃંગીનું ઝાડ થાયછે, તેના મૂળ, છાલ, પાંત્રા, ફળ, મ્હોર, એ પાંચેને પંચાગ કહેછે, તે પંચાગ લાવી કુટીને તેનો ગોળો કરવો; તેમાં ઉપલો વૈક્રાંત ભરીને મટોડીના એક કોડીયામાં, ગોળો મુકી બીજુ ઉલટુ ઢાકવું, તેને બાંધી કપડછાંદની મુદ્રા કરવી. તેને અગાઉ લખેલી રીતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો, ઉપલી રીતે પંચાગની ચટણીના ગોળામાં, વૈક્રાંત દરએક વખતે મુકીને નવા કોડીયામાં ભરી, સાત વખતે ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાયછે.

## સંપૂર્ણ રત્નોનું શોધન અને મારણ.

स्वेदयेद्दोलिकायंत्रे जयंत्याः स्वरसेन च ॥ मणिमुक्ताप्रवालानां यामैकं शोधनं भवेत् ॥ ९२२ ॥ कुमार्यास्तंदुलीयेन स्तन्येन च निषेचयेत् ॥ प्रत्येकं सप्तवेलं च तप्त तप्तानि कृत्स्नशः ॥ ९२३ ॥ मौक्तिकानि प्रवालानि तथा रत्नान्यशेषतः ॥ क्षणाद्विविधवर्णानि म्रियंते नात्र संशयः ॥ ९२४ ॥ उक्तमाक्षिकवन्मुक्ताः प्रवालानि च मारयेत् ॥ वज्रवत् सर्वरत्नानि शोधयेन्मारयेत्तथा ॥ ९२५ ॥

રત્ન, સૂર્યકાંત, માણેક, પુષ્પરાગ, અસમાની રંગના, ઘણું કરીને સર્વે મણી પાંચે રંગના, તેમાં મોતી, પરવાળા, ઈત્યાદિક મધ્યેથી હરયેકને દોલાયંત્રમાં પોટલી બાંધી, જાઈના રસમાં ચાર કલાક પકાવેથી, તેનું

શોધન થાયછે. પછી તેનું મારણ કરવુ હોયતો, મણી કે અનેક પ્રકારના રત્નોમાંથી હરએકને તપાવી લાલ થવાથી, કુવારના રસમાં ઠંડુ પાડવું. પછી તાંડળજાના રસમાં પછી સ્ત્રીના થાનના દૂધમાં ઠંડુ પાડવું. તેવી રીતે સાત સાત વખતે કીધાથી ઘડીકમાં સર્વે રત્નોની ભસ્મ થાયછે. બીજી રીતે મારવું હોય તો, અગાઉ સોનામુખીનું મારણ લખેલું છે, તે પ્રમાણે અથવા હિરાનું મારણ લખેલું છે; તે પ્રમાણે સંપૂર્ણ રત્નોનું શોધન અને મારણ થાયછે.

## શિલાજીતનું શોધન.

हेमाद्याः सूर्यसंतापाद्द्रवंति गिरिधातवः ॥ जत्वाभं मृदु मृत्स्नाभं तद्रवेच्च शिलाजतु ॥ ९२६ ॥ शिलाजतु समानीय गीष्मतप्तशिला- च्युतं ॥ गोदुग्धैस्त्रिफलाक्वाथैर्भृंगद्रावैश्च मर्दयेत् ॥ ९२७ ॥ आतपे दिनमेकैकं तच्छुष्कं शुद्धतां व्रजेत् ॥

ગ્રીષ્મઋતૂમાં તાપ ઘણો પડેછે, અને પર્વતો ઉપર પત્થરની મ્હોટી મ્હોટી શિળા કે લાદીવોમાં સુવર્ણાદિક ધાતુ હોયછે; તે તડકાથી અતિશે તપીને તેને પસીનો કે પાઝર આવેછે, તેમાંથી સુવર્ણાદિક ધા- તૂના વર્ણ ગુંદર કે લાખ, સુવાળી મંટોડી જેવો રસ ગળીને હેઠાણમાં એકઠો થાય; તેને શિળાજીત કહેછે. તે ઉત્તમ પ્રકારની હોયતો કળાસે છતાં વજને ભારી, સુવાલી, રેતીવિનાની અને ગાયના મૂત્ર જેવી ખુસ- બોની હોયછે. તેવી શિલાજીતને ગાયના દૂધમાં એક દિવસ, ત્રિફળાના કાઢામાં એક દિવસ, ભાંગરાના રસમાં એક દિવસ, ખલીને દર વખતે તડકે મુકી તપાવીને શુકવેથી શુદ્ધ થાયછે.

## શિલાજીત બનાવવાની રીત.

मुख्यां शिलाजतुशिलां सूक्ष्मखंडप्रकल्पितां ॥ ९२८ ॥ निक्षि- प्यात्युष्णपानीये यामैकं स्थापयेत्सुधीः ॥ मर्दयित्वा ततो नीरं गृण्ही- याद्वस्त्रगालितं ॥ ९२९ ॥ स्थापयित्वा च मृत्पात्रे धारयेदातपे बुधः ॥ उपरिस्थं घनं यत्स्यात् तत्क्षिपेदन्यपात्रके ॥ ९३० ॥ धा- रयेदातपे धीमानुपरिस्थं घनं नयेत् ॥ एवं पुनः पुनर्नीत्वा द्विमासा- भ्यां शिलाजतु ॥ ९३१ ॥ भूयात्कार्यक्षमं वन्हौ क्षिप्तं लिंगोपमं

भवेत् ॥ निर्धूमं च ततः शुद्धं सर्वकर्मसु योजयेत् ॥ ९३२ ॥ अध-स्थितं च यच्छेषं तस्मिन्नीरं विनिक्षिपेत् ॥ विमर्द्य धारयेत् धर्मे पूर्व-वत् चैव तन्नयेत् ॥ ९३३ ॥

ઉપર લખેલા પહાડી પથ્થરમાંથી શિળાજીત થાયછે, તેવો સારો પથ્થર લાવીને, તેના ન્હાના ન્હાના કટકા કરવા, અતિશે ગર્મ કે કડકડતું પાણી કરી, તેમાં ઉપલા સર્વેને ચાર કલાક સુધી ભીજાતા નાખવા; પછી પથ્થરના કટકા કાઢીને, બાકીનો મેડો પાણી સાથે ઝીણું વાટી, ઉપલા પાણીમાં મેળવીને એક પરાતમાં વસ્ત્રગાળ કરવું; પછી તેને તડકામાં તપાવેથી જાડા ફીણ ચડે, તે પાણી ઉપર ઉપરથી ફીણ સાથે બીજી પરા-તમાં કાઢી લઇ, તેમાં બીજું પાણી નાંખવું, અને તેનેપણ તડકામાં મુકવું, તે ઉપર ફીણ ચડેથી, તે ફીણ ત્રીજી પરાતમાં કાડી લેવું, અને બીજુ પાણી નાંખી તડકામાં મુકવું. એ પ્રમાણે એક પછી એક બીજી પરાતોમાં કાઢતા જવું, સેવટે ફીણ ચડતા બંધ પડેથી, પહેલી પરાતમાં રહેલો નીચેનો રગડો હોય, તેને ઝીણુ વાટી પાણી ગાળી લઇ, તડકામાં પરાત મુકવી, તે ઉપર ફીણ આવેથી બીજી પરાતમાં ઉપર ઉપરથી ફીણ કાહડી લેવા; અને બીજુ પાણી નાખીને તડકામાં પરાત મુકવી. એ પ્રમાણે બે મહિના સુધી, એકમાંથી બીજામાં અનુક્રમે, ઉપર લખેલી રીતે કીધાથી, શિળાજીત સારો થાયછે. તેની પરિક્ષા કરવી હોય તો, તેમાંનો જરાક ભાગ અગ્નિ ઉપર મુકવાથી, પિંડી કે ગોળાકાર થાય, અને ધુવાડારહિત બળે તો તે શુદ્ધ શિળાજીત જાણવો. પછી તે ઓષડના ઉપયોગમાં વાપરવો.

## મંડૂર કરવાની રીત.

अक्षांगारैर्धमेत्किट्टं लोहजं तत् गवां जलैः ॥ सेचयेत्तप्ततप्तं तत् सप्तवारं पुनः पुनः ॥ ९३४ ॥ चूर्णयित्वा ततः क्वाथैर्द्विगुणैस्त्रि-फलाभवैः ॥ आलोड्य भर्जयेद्वन्हौ मंडूरं जायते वरं ॥ ९३५ ॥

બેહડા ઝાડ કે તેના લાકડાના કોળશા સળગાવી, તેમાં ઘણા વર-સનું કટાઈ ગયેલું તિખ્ખું લોહડું, તપાવીને લાલ થયેથી ગાયના મૂ-ત્રમાં બોળીને ઠંડુ પાડવું. ફરીને ઉપલી રીતે તપાવીને ઠંડુ પાડવું તેવીરીતે સાત વખતે કરવું. તેનું ચૂર્ણ કરી બલીને ઝીણો મેદો કરી,

તેનાથી બેવડા વજને ત્રિફળાના કાઢામાં ડોહી એક હાંડલામાં ભરી; તેના મોહ ઉપર કોડીયું ઢાકી, તેને કપડછાંદ કરી, તેને અગાઊ લખેલી રીતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો. તે છાણા બળીને રાખ ઠંડી પડેથી હાંડલું બાહર કાઢી, તેમાંથી શુદ્ધ થયેલો મંડુર કાઢી લેવો; તે ઉત્તમ જાણવો.

## ઝાડનો ખાર કાઢવાની રીત.

क्षारवृक्षस्य काष्ठानि शुष्कान्यग्नौ प्रदीपयेत् ॥ नीत्वा तद्भस्म मृत्पात्रे क्षिप्त्वा नीरे चतुर्गुणे ॥ ९३६ ॥ विमर्द्य धारयेद्रात्रौ प्रातरूर्ध्वजलं नयेत् ॥ तन्नीरं क्वाथयेद्वन्हौ यावत्सर्वं विशुष्यति ॥ ९३७ ॥ ततः पात्रात्समुल्लिख्य क्षारो ग्राह्यः सितप्रभः ॥ चूर्णाभः प्रतिसार्यः स्यात् पेयः स्यात् क्वाथवत् स्थितः ॥ ९३८ ॥ इति क्षारद्वयं धीमान् युक्तकार्येषु योजयेत् ॥

જે ઝાડોમાં ખાર હોયછે, તે ઝાડોમાં આઘાડો, આંમળી, પળસ, થુવર, ચિત્રક, રિંગણી ઇત્યાદિક જાણવા; તે ઝાડના લાકડા લાવી સુકવીને બાળવા. તેની રાખ મંટોડીના હાંડલામાં ભરી, તેના વજનથી ચોગણા પાણીમાં ડોહી, આખી રાત તેમજ ભીજાતું રાખવું, બીજે દિવસે નિત્તરતુ પાણી હાંડલામાંથી લોખંડની કઢઈમાં કાહડી લઈ, તેને ચુલાઉપર મુકી મંદ અગ્નિથી સર્વે પાણી બાળવું, એટલે તેની આજુબાજુએ સફેદ ખાર અને ચૂર્ણ વળગેલો હોય, તે કાહડી લેવો. એ ખારનો ઉપયોગ શ્વાસાદિક રોગ ઉપર કરવો. હાંડલામાં નીચે જે રગડો રહેલો હોય, તેને પેય અથવા પ્રતિસાર્ય કહેછે. તેને મંદ અગ્નિથી ભૂંજવાથી, તેનો ઉપયોગ પેટના મંદાગ્નિરોગ કે ગોળાના ગુલ્માદિક રોગ ઉપર કરવો. એ પ્રમાણે ખારમાંથી એક સફેદ ચૂર્ણ અને બીજો રગડો એવી રીતે બે અવસ્થા થાયછે.

---

# अथ द्वादशोऽध्याय प्रारंभः

## अथ रस व उपरस शोधन.

## અથ બારમો અધ્યાય પ્રારંભ.

### રસાયણ અને ઉપરસ શોધન અને મારણ વિધિ.

### નવગ્રહોના નામો છે તેજ નામો નવે ધાતુના જાણવા તેમાં સૂર્ય એટલે પારો.

पारदः सर्वरोगाणां जेता पुष्टिकरः स्मृतः ॥ ९३९ ॥ सुज्ञेन साधितः कुर्यात् संसिद्धिं देहलोहयोः ॥ रसेंद्रः पारदः सूतो हरजः सूतको रसः ॥ ९४० ॥ मुकंदश्चेति नामानि ज्ञेयानि रसकर्मसु ॥ ताम्रताराररनागाश्च हेमत्वंगौ च तीक्ष्णकं ॥ ९४१ ॥ कांस्यकं वृत्त-लोहं च धातवो नव ये स्मृताः ॥ सूर्यादीनां ग्रहाणां ते कथिता नामभिः क्रमात् ॥ ९४२ ॥

સર્વે રોગોને જીતનારો અને શરીર પુષ્ટકર્તા પારો મુખ્ય છે. તે પારો સુજ્ઞ પુરૂષે સાધ્યો હોયતો; દેહની અને લોહડાની સિદ્ધિ કરેછે. એટલે દેહનું વૃદ્ધાપણું, અને લોહડું, સુવર્ણાદિ ધાતુવોને સંસ્કાર કરેથી ઉપયોગી થઈ પડેછે. તેના નામો રસેંદ્ર, પારદ, સૂત, હરજ, સૂતક, રસ, મુકુંદ; એ સાત નામે રસ, હરયેક કર્મોની જગ્યાએ આવે તો પારો સમજવો. અને તામ્ર, રૂપુ, પિતળ, શિસુ, સોનું, કહલઈ, કાંસુ, પોલાદ, કાંતિ લોહ; એવી રીતે નવ ધાતુના નામોમાં સૂર્યાદિ નવગ્રહોમાં; જેમ સૂર્ય તે તાંબુ; ચંદ્ર તે રૂપુ; મંગળ તે પિતળ; શિસુ તે બુધ; સોનુ તે ગુરૂ; કહલઈ તે શુક્ર; લોહડું તે શનિ; કાસુ તે રાહુ. વર્તુળ લોહ તે કેતુ; એ પ્રમાણે નવ ધાતુના નામ નવે ગ્રહોના અનુક્રમેથી જાણવા.

### પારાનું શોધન.

राजीरसोनमूषायां रसं क्षिप्त्वा विबंधयेत् ॥ वस्त्रेण दोलिकायंत्रे स्वेदयेत्कांजिकैस्त्र्यहं ॥ ९४३ ॥ दिनैकं मर्दयेत्सूतं कुमारीसंभवैर्द्रवैः ॥ तथा चित्रकजैः क्वाथैर्मर्दयेदेकवासरं ॥ ९४४ ॥ काकमा-

चीरसैस्तद्वत् दिनमेकं च मर्दयेत् ॥ त्रिफलायास्ततः क्वाथै रसो मर्द्यः प्रयत्नतः ॥ ९४५ ॥ ततस्तेभ्यः पृथक् कुर्यात् सूतं प्रक्षाल्य कांजिकैः ॥ ततः क्षिप्त्वा रसं खल्वे रसार्द्धं च सैंधवं ॥ ९४६ ॥ मर्दयेन्निंबुकरसैर्दिनमेकमनारतं ॥ ततो राजीरसोनश्च मुख्यश्च नवसागरः ॥ ९४७ ॥ एतै रससमैस्तद्वत् सूते मर्द्यस्तुषांबुना ॥ ततः संशोष्य चक्राभं कृत्वा लिप्त्वा च हिंगुना ॥ ९४८ ॥ द्विस्थालीसंपुटे धृत्वा पूरयेल्लवणेन च ॥ अधः स्थालीं ततो मुद्रां दद्यात् दृढतरां बुधः ॥ ॥ ९४९ ॥ विशोष्याग्निं विधायाधो निषिंचेदंबुनोपरि ॥ ततस्तु कुर्यात्तीव्राग्निं तदधः प्रहरत्रयं ॥९५०॥ एवं निपत्य यात्यूर्ध्वं रसो दोषविवर्जितः ॥ अथोर्ध्वपिठरीमध्ये लग्नो ग्राह्यो रसोत्तमः ॥९५१॥

રાઈ અને લશણ એહુને વાટી તેનો ગોળો બાંધવો, તેની વચમાં પારો ભરીને કેલના પાંત્રાથી વિટાલવું, તેની ઉપર ચારે બાજુએથી, કપડાનો દડો બાંધીને દોલાયંત્રમાં, અગાઉ લખેલી રીતે બાંધીને કાંજીમાં,ત્રણ રાત્ર અને દિવસ સુધી પકાવવું,પછી તેમાંથી પારો કાઢીને કુવારના રસમાં એક દિવસ સુધી ખલવો, પછી તેવીજ રીતે ચિત્રકના રસમાં, કાંગોણીના રસમાં, ત્રિફલાના કાઢામાં અકેક દિવસ ખલવું. પછી તેને કાંજીમાં ધોવો, પછી પાણીમાં અને તે પછી છાસમાં, અકેક પછી એકમાં ધોઇને, ઔષડોના રસમાંથી જુદો પાડી, ફરીને લિંબુના રસમાં એક દિવસ ખલવો, પછી પારાથી અર્ધો સિંધાલૂણ મેળવીને એક દિવસ ખલવું; પછી રાઈ અને લશણ તથા નવસાગર, એ ત્રણેનું વજન પારાની બરોબર લઇ, ચોખાનો કુંડો કાઢી, તેમાં સર્વે એકઠું ખલીને શુક્ુ થવાથી, તેના ગોળાને ચકરની રીતે બનાવી તેને ફરતો હિંગનો લેપ કરી, તે ગોળાને હાંડલામાં મુકી, તેની ઉપર સમુદ્રમીઠું ભરી, હાંડલાના મોહઉપર બીજું હાંડલુ ઉલટું ઢાકી, તેનું મોહ મજબુત બાંધી કપડછાંદ કરી શુકવવું. પછી તે હાંડલુ ચુલા ઉપર મુકી અગ્નિ કરવો, હાંડલું તપેથી પારો ગલી પડે, માટે ઉપલા હાંડલાંને, પાણીમાં કપડાની પીછીને ભીજવી, ઉપલા હાંડલા ઉપર પાણી છીપતા રહેવું, તેને ગર્મ થવા કે શુકાવા ન દેવું. એવી રીતે ચુલાનો જલદ પખ્ખર અગ્નિ બાર કલાક સુધી કરવો, પછી સારી રીતે

ઠંડું પડેથી, હાંડલાને આસ્તે આસ્તે છોડી, તેમાં આજુબાજુએ પારો વળગી રહેલો હોય, તે પારો શુદ્ધ અને દોષરહિત થયેલો જાણવો.

### ગંધકનું શોધન.

लोहपात्रे विनिक्षिप्य घृतमग्नौ प्रतापयेत् ॥ तप्ते घृते तत्समानं क्षिपेत् गंधकजं रजः ॥ ९९२ ॥ विद्रुतं गंधकं ज्ञात्वा दुग्धमध्ये विनिक्षिपेत् ॥ एवं गंधकशुद्धिः स्यात् सर्वकार्येषु योजयेत् ॥ ९९३ ॥

લોહડાની કહડઈમાં ઘી સારી રીતે તપાવી, તેના બરોબર વજને આંમળસારા ગંધકનું ચૂર્ણ ઘીમાં નાખવું. તે ગંધક તલાઈ ઘીસાથે મળે એટલે તે ઘી દૂધમાં નાખવું, એટલે ગંધક બંધાઈ જશે તે ગંધક શુદ્ધ થયેલો જુદો કાહડી લેવો, તે સર્વે કામે ઉપયોગ પડેછે.

### હિંગલામાંથી પારો કાઢવાની રીત.

निंबूरसैर्निंबपत्ररसैर्वायाममात्रकं ॥ पिष्ट्वा दरदमूर्ध्वं च पातयेत्सूतयुक्तिवत् ॥ ९९४ ॥ ततः शुद्धरसं तस्मान्नीत्वा कार्येषु योजयेत् ॥

લિંબુના અથવા તેના પાંત્રાના રસમાં કે કડવા લિંબડાના પાંત્રાના રસમાં, ચાર કલાક સુધી હિંગળાને ખલી ડમરૂયંત્રમાં મુકી, પારાની શુદ્ધી કરવાને અગાળે જેમ લખેલું છે, તે પ્રમાણે ચુલા ઉપર મુકી સર્વે ક્રીયા કરીને તાપ કરેથી, પારો ઉપલા હાંડલામાં જઈ એકઠો થાયછે; તે શુદ્ધ જાણવો. તેને સંપૂર્ણ કામોમાં વાપરવો. તેને પારિભદ્રરસ કહેછે.

### હિંગળાનું શોધન.

मेषीक्षीरेण दरदमम्लवर्गैश्च भावितं ॥ ९९५ ॥ सप्तवारं प्रयत्नेन शुद्धिमायाति निश्चितं ॥

હિંગલો, મેઢીના દૂધમાં એક દિવસ ખલીને શુકવવું. ફરીને તેમજ ખલીને સાતપુટ તથા બીજોરાદિક લિંબુના રસમાં ઉપલી રીતે સાતપુટો આપવા. એવી રીતે ચઉદપુટ આપેથી અથવા લાખના કાઢામાં ખલીને સાતપુટ આપેથી હિંગળો નિશ્ચે શુદ્ધ થાયછે.

### શુદ્ધ થયેલા પારાને મુખ કરવાનો પ્રકાર.

कालकूटो वत्सनाभः शृंगकश्च प्रदीपनः ॥ ९९६ ॥ हालाहलो

ब्रह्मपुत्रो हारिद्रः सक्तुकस्तथा ॥ सौराष्ट्रिकइति प्रोक्ता विषभेदा अमी नव ॥९९७॥ अर्कसेहुंडधत्तूरलांगलीकरवीरकं ॥ गुंजाहिफेनावित्येताः सप्तोपविषजातयः ॥९९८॥ एतैर्विमर्दितः सूतः छिन्नपक्षः प्रजायते ॥ मुखं च जायते तस्य धातूंश्च ग्रसते क्षणात् ॥ ९९९ ॥

કાળકૂટ, વત્સનાભ, શૃંગક, પ્રદીપન, હળાહળ, બ્રહ્મપુત્ર, હારિદ્ર, સક્તુક, સૌરાષ્ટ્રિક; એ નવ જણસો મહાવિષો છે; તેનો ખુલાસો પાછલ છે. અને આકડો, થુવર, ધંતુરો, કળલાવી, કણેહર, ચણોઠી, અફીણ; એ સાત જણસો ઉપવિષ છે. એવી રીતે સોળ જાતના વિષ કે ઝેરી વસ્તુ જાણવી. પારો અને તેના વજનથી, શોળમે હિસ્સે ઉપર લખેલી પહેલી ઝેરી વસ્તુ મેળવી, સાત દિવસ ખલીને, પારો શુદ્ધ કરવો. પછી બીજી ઉપલા વજને, સાત દિવસ ખલીને પારો શુદ્ધ કરવો. પછી ત્રીજી સાથે. એવી રીતે અકેક વસ્તુ સાથે સાત સાત દિવસ ખલીને પારાને શુંદ્ધ કરવો. પણ ઉપર લખેલી સોળે વસ્તુ ન મળે તો, જેટલી મળી આવે તેટલી સાથે ઉપલી રીતે ખલવું. ઉપલી વસ્તુવો સાથે પારાને, ખલવાથી પારો ઉડી જતો નથી, અને તેને મુખ ફુટીને સ્વર્ણાદિ ધાતુને ખાયછે. ઉપલા કાળકૂટાદિ મહાવિષોની પરિક્ષા કરવાને લક્ષણો; આ ગ્રંથમાં ટીકાકાર કહેછે કે કાળકૂટ; વિષ રંગે સફેદ હોય, તે ઉપર અતિશે લાલ ટપકા હોય, ચિખલ જેવું સુવાળુ હોય, તે વિષ દેવ અને દૈત્યની લડાઇમાં બલિ નામે જે દૈત્ય હતો, તેના લોહીમાંથી ઉત્પન્ન થયેલું છે; તે વિષનું ઝાડ પિંપળાના જેવું થાય તેનો તે ચીકછે. અને તે ઝાડ અહિછત્ર, મળય, કોંકણ, શૃંગવેરના પર્વતોમાં ઘણું કરીને થાયછે. વત્સનાભ; વિષોના ઝાડને નઘોડ જેવા પાંત્રા છતાં તેનો વચનાગ જેવો આકાર હોય, અને તેની સાંભે ઝાડ કે વેલો, ઘાસ વધે નહી, અને તે વિષ દ્રોણાગિરી પર્વતોમાં ઘણું કરીને થાયછે. શૃંગક; વિષ ગાયના શિંગડા જેવું ઝાડ છતાં, તેને બેજ ડાળા હોય, તેના પાંત્રા કે આદરખના જેવા હોય; તે નદીને કીનારે જયાં ચિખલ હોય, ત્યાં ઘણું કરીને થાયછે. ગાયના શિંગડા બાંધવાથી તેનું દૂધ ઝેર જેવું થાયછે. પ્રદીપન; વિષ ઝળઝળતા અગ્નિના અંગારા જેવું ઝાડ હોય, તેનો દેખાવ લોહીના વર્ણે છતા, અતિશે દાહ કરનારૂ હોય, અને તેના પાંત્રા ખજુરીના જેવા હોય, તેનો વાસ લેનારને

આખા શરીરે બળત્તર થાય, અને તે તુર્ત મર્ણ પામે, તે વિષ ઘણું કરીને સમુદ્રકીનારે થાયછે. હાળાહળ; વિષનું ઝાડને તાડના ઝાવળા જેવા પાંત્રા છતા અસમાની રંગે હોય, તેના ફળ અને કંદ ગાયના આચણ જેવા થવા છતા સફેદ રંગે હોય, તેની આજુબાજુએ કોઈ પણ ઝાડ થતુ નથી; તેનો વાસ લીધાથી માણસ તત્કાળ મરેછે. બ્રહ્મપુત્ર; વિષનું ઝાડ બ્રહ્મપુત્રીનામે નદીને કીનારે ઘણું કરીને થાયછે, અને તેના પાંત્રા પળસ જેવા થાય; તેના ફળ પળસના બીજ જેવા થવા છતા, કંદ મ્હોટા અને તેનું પરાક્રમ મ્હોટું થાય; તે વિષ રોગ દૂર કરવાને અને રસાયન વિશે સમર્થ છે. હારિદ્ર, વિષ; હલદના ખેત્તરમાંજ ઉત્પન્ન થાય, તેનું ઝાડ અને પાંત્રા અને ગાંઠ હલદ જેવીજ હોય, તે વિષ રસાયણો વિશે સમર્થ છે. સક્તુક; વિષ જવના આકારે થવા છતા અંદરથી સફેદ હોય, અને તે લાલ પર્વતોની જગ્યાએ ઘણું કરીને થાય. સૌરાષ્ટ્રિક; વિષ સોરટ દેશમાં ઉત્પન્ન થાય, તેનો કંદ કાચબાના માથા જેવો થવા છતા મ્હોટો હોય; તે કૃષ્ણાગરૂ જેવા રંગે છતા, તેના પાંત્રા ફાળસાના ઝાડ જેવા હોય, તેનું પરાક્રમ મ્હોટું હોયછે.

## બીજો પ્રકાર.

अथवा त्रिकटुक्षारौ राजी लवणपंचकं ॥ रसोनो नवसारश्च शिग्रुश्चैकत्रचूर्णितैः ॥ ९६० ॥ समांशैः पारदादेतैर्जंबीरेण द्रवेण वा ॥ निंबुतोयैः कांजिकैर्वा सोष्णखल्हे विमर्द्दयेत् ॥ ९६१ ॥ अहोरात्रत्रयेण स्यात् रसे धातुचरं मुखं ॥ अथवा बिंदुलीकीटैरसो मर्द्यस्त्रिवासरं ॥ ९६२ ॥ लवणाम्लैर्मुखं तस्य जायते धातुघस्मरं ॥

સુંઠ, મરી, પિપર, જવખાર, સાજીખાર, રાઈ, સિંધાલૂણ, સંચળ, બીડખાર, સમુદ્રમીઠું, બાંગડખાર, લશણ, નવસાગર, શેકટાની છાલ; એ ચઉદ ઓષડોનું સરખે વજને ચૂર્ણ કરી, તેના વજને પારો લઈ, સર્વેને તપ્ત ખલ એટલે જમીનમાં એક ભઠ્ઠી કરી, તેમાં બકરીની લીંડી કે તુસ ભરી સલગાવવો, તેના મોહઉપર ખલ મુકી તપેથી ઉપલુ ઓષડ જંબીરના અથવા લિંબુના રસમાં કે કાંજીમાં ત્રણ રાત્ર અને દિવસ સુધી ખલવું. તેથી કરીને સુવર્ણાદિક ધાતુ ભક્ષણ કરવાવિશે, પારાને ચાંચ ફુટે છે અથવા લિકીટેના રસમાં સર્વે વિધીથી, પારાને ત્રણ રાત્ર અને દિ-

વસ, ખલીને તેમજ લિંબુના રસમાં, અને સિંધાલૂણમાં ઉપલી રીતે ખલવું; તેથી પારાને મુખ ફુટેછે.

કચ્છપયંત્રેથી ગંધકનું જારણ.

मृत्कुंडे निक्षिपेन्नीरं तन्मध्ये च शरावकं ॥ ९६३ ॥ महत्कुंडं पिधानाभं मध्ये मेखलया युतं ॥ लिप्त्वा च मेखलामध्यं चूर्णेनात्र रसं क्षिपेत् ॥ ९६४ ॥ रसस्योपरिगंधस्य रजो दद्यात्समांशकं ॥ दत्वोपरि शरावं च भस्ममुद्रां प्रदापयेत् ॥ ९६५ ॥ तस्योपरि पुटं दद्यात् चतुर्भिर्गोमयोपलैः ॥ एवं पुनः पुनर्गंधं षड्गुणं जारयेद्बुधः ॥ ॥ ९६६ ॥ गंधे जीर्णे भवेत्सूतस्तीक्ष्णाग्निः सर्वकर्मकृत् ॥

મંટોડીના કુંડામાં થોડુંક પાણી નાંખીને ભીજવવું, તેની ધારઉપર એક આંગળ મંટોડીનો ઠર કરવો; તેવુજ બીજુ કુંડું લઈ, તેમાં ચુનો ચોપડીને શુકવવું; તે ચુનાવાલા કુંડામાં પારો નાખીને તેના બરોબર વજને, આંમળસારા ગંધકનું ચૂર્ણ, પારાની ઉપર પાઠરવું, તે પછી પાણીથી ભીજવેલી કુંડી ઉલટી ઢાકવી; સિંધાલૂણ અને રાખ પાણી સાથે મેળવીને, ઉપલી બેહુ કુંડીની સાંધને છાંદવી, તેની ચારે બાજુએ છાણા ગોઠવી, સળગાવીને અગ્નિ આપવો. ઉપર લખેલી સર્વે વિધીથી, ૭ વખતે અગ્નિ આપવાથી, પારાનું જારણ થાય; એટલે પારાઉપર ગંધકાદિક પદાર્થ પાઠરીને, અગ્નિના સંબંધેથી પચાવી, પારાને સ્વાધીન કરવાનો પ્રયોગ થાય. પછી તે પારો દેદીપ્યમાન અગ્નિ જેવો થઈ, સર્વે કાર્યો સિદ્ધ કરેછે.

પારાની ભસ્મ કરવાની રીત.

धूमसारं रसं तोरीं गंधकं नवसागरं ॥ ९६७ ॥ यामैकं मर्द्दयेदम्लैर्भागं कृत्वा समं समं ॥ काचकुप्यां विनिक्षिप्य तां च मृद्वस्त्रमुद्रया ॥ ९६८ ॥ विलिप्य परितो वक्त्रे मुद्रां दत्वा च शोषयेत् ॥ अधः सच्छिद्रपिठरीं मध्ये कूपीं निवेशयेत् ॥ ९६९ ॥ पिठरीवालुकापूरैर्भृत्वा च कुपिकागलं॥ निवेश्य चुल्ल्यां तदधः कुर्याद्वन्हिं शनैः शनैः ॥ ९७० ॥ तस्मादप्यधिकं किंचित् पावकं ज्वालयेत् क्रमात्॥ एवं द्वादशभिर्यामैर्म्रियते सूतकोत्तमः ॥ ९७१ ॥ स्फोटयेत् स्वांग-

शीतं च ऊर्ध्वगं गंधकं त्यजेत् ॥ अधःस्थं मृतसूतं च सर्वकर्मसु योज-येत् ॥ ९७२ ॥

ઘેરાસા, પારો, તુરટી, ગંધક, નવસાગર; એ પાંચ વસ્તુ સરખે વજને લઈ, લિંબુના રસમાં ત્રણ કલાક સુધી ખલીને, વાલુકા યંત્ર નામે કાંચની બાટલીમાં ભરી, તેના મોહને ડાટો મારી બંધ કરવું, અને તેને કાપડછાંદ કરી સુકવવું; મેંટોડીનાં મ્હોટાં હાંડલાના, તલીયામાં સોયો જાય, તેટલો વિંધ પાડવો, તે હાંડલામાં ઉપલી બાટલી મુકી, તેના ગળાસુધી રેતી ભરવી, પણ તે બાટલીનો નાળવો ખુલ્લો રાખવો, પછી તે હાંડલાને ચુલાઉપર ચડાવી, નીચેથી હલકો અગ્નિ પ્રથમ કરવો; પછી આસ્તે આસ્તે વધારતા, ૩૬ કલાક સુધી અગ્નિ આપવો. તે સારી રીતે ઠંડુ પડેથી બાટલીને બહાર કાડી, તજવીજથી ફોડીને, તેનાં મોહને ગંધક વળગેલો હોય, તે નાખી દેવો. અને નીચે પારાની ભસ્મ રહેલી હોય, તે લઈ સર્વે કામે વાપરવી.

બીજી રીત.

अपामार्गस्य बीजानां मूषायुग्मं प्रकल्पयेत् ॥ तत्संपुटे न्यसेत्सूतं मलयूदुग्धमिश्रितं ॥ ९७३ ॥ द्रोणपुष्पीप्रसूतानि विडंगमिरिमेदकः॥ एतच्चूर्णमधोर्ध्वं च दत्वा मुद्रां प्रदापयेत् ॥ ९७४ ॥ तं गोलं संधये-त्सम्यक् मृन्मूषासंपुटे सुधीः ॥ मुद्रां दत्वा शोषयित्वा ततो गजपुटे पचेत् ॥ ९७५ ॥ एवमेकपुटेनैव जायते भस्मसूतक ॥

અઘાડાના બીજને ઝીણા વાટીને તેની બે મૂશો કરવી. દ્રોણપુષ્પીના ફુલ, વાવડીંગ, ખેરની છાલ; એ ત્રણેનું ચૂર્ણ કરીને ઉપલી એક મુશામાં અર્ધું ભરવું; તેપર પારો મુકવો, તેની ઉપર કાળા ઉંબરાનો ચીક પાઠરવો, તેઉપર ઉપલું બાકી રહેલુ અર્ધું ચૂર્ણ ભરવું. પછી બીજી મુશ ઉલટી ઢાકી, તેની આજુબાજુની સાંધો સારી રીતે બાંધી, તે ઉપર છાણ મેંટોડીનો ઠર ચડાવી ગોળો કરવો. તે ગોળો મેંટોડીના એક કોડીયામાં મુકી આજુબાજુ રેતી ભરી, બીજુ કોડીયુ ઉલટું ઢાકી, તેને કપડછાંદ કરી સુકેવીને, છાણાનો ગજપુટ અગ્નિ, એક વખતે આપેથી, પારાની ભસ્મ થાયછે.

## ત્રીજી રીત.

काकोदुंबरिकादुग्धै रसं किंचिद्विमर्दयेत् ॥ ९७६ ॥ तद्दुग्ध-घृष्टहिंगोश्च मूषायुग्मं प्रकल्पयेत् ॥ क्षिप्त्वा तत्संपुटे सूतं तत्र मुद्रां प्रदापयेत् ॥ ९७७ ॥ धृत्वा तं गोलकं प्राज्ञो मृन्मूषासंपुटेऽधिके ॥ पचेन्मृदुपुटेनैव सूतको याति भस्मतां ॥ ९७८ ॥

કાળા ઉંબરાના ચીકમાં પારાને ખળવો; પછી કાળા ઉંબરાના ચીકમાં હિંગ વાટીને, તેની બે મૂશ કરવી, તેમાંથી એક મૂશમાં ઉપલો પારો મુકી, તેના ઉપર ઉપલી બીજી મૂશ ઉલટી ઢાકવી; તેની આજુબાજુની સાંધને છાણમંટોડીનો ઠર ચડાવી, એક ગોળો કરવો. પછી તે ગોળો મંટોડીના એક કોડીયામાં મુકી, બીજુ કોડીયુ ઉલટુ ઢાકવું. તેને છાણમંટોડીની મુદ્રા કરી, લઘુગજપુટ અગ્નિ છાણાનો આપવો. તેથી પારાની ભસ્મ થાયછે.

## ચોઠી રીત.

नागवल्लीरसैर्घृष्टः कर्कोटीकंदगर्भितः ॥ मृन्मूषासंपुटे पक्का सूतो यात्येव भस्मतां ॥ ९७९ ॥

નાગરવેલી પાનના રસમાં પારાને ખલવો; પછી કરટ વેલના કંદમૂળની બે મુશ કરી, એકમાં પારો ભરી, તેની આજુબાજુએ, ઉપલા કંદમૂળનું ચૂર્ણ દબાવી, બીજી મુશ ઉલટી ઢાકી, તેની સાંધને કપડછાંદ કરીને ગોળો કરવો. તે ગોળો મંટોડીના એક કોડીયામાં મુકી બીજુ ઉલટુ ઢાકવું, તેને છાણમંટોડીનો ઠર ચડાવવો. પછી છાણા સળગાવી હલકો અગ્નિ આપવાથી પારાની ભસ્મ થાયછે.

## જ્વરાંકુશ રસ; વાતપિત્તાદિકો ઉપર.

खंडितं हरिणं शृंगं ज्वालामुख्यारसैः समं ॥ रुध्वा भांडे पचेच्चुल्यां यामयुग्मं ततो नयेत् ॥ ९८० ॥ अष्टांशं त्रिकटुं दद्यान्निष्कमात्रं च भक्षयेत् ॥ नागवल्या रसैः सार्द्धं वातपित्तज्वरापहं ॥ ॥ ९८१ ॥ अयं ज्वरांकुशो नाम रसः सर्वज्वरापहः ॥

હરણના શિંગડાંના ઝીણા ઝીણા કટકા, એક હાંડલામાં મુકી, તેમાં જ્વાળામુખી કે ભાટ જાંબુડીનો રસ ભરી, તેના મોહઉપર બીજુ હાંડલુ

ઉલટું ઢાંકવું, તેની આજુબાજુની સાંધને કપડછાંદ કરી, ચુલાઉપર મુ- કી છ કલાક સુધી, છાણાંનો અગ્નિ આપવો. પછી થંડું પડેથી, તેમાંના કટકાની ભસ્મ થાય; તેથી આઠમે હિસ્સે સુંઠ, મરી, અને પિપરનું ચૂર્ણ મેળવીને રાખવું; તેને જ્વરાંકુશ કહેછે. તેમાંથી ૦। તોલો, નાગ- રવેલી પાનના રસમાં મેળવીને પીધાથી, સર્વે પ્રકારના તાવ દૂર થાય; પણ ઘણું કરીને વાયુ અને પિત્તનો રોગ કે તાવ દૂર થાયછે.

જ્વરારિ રસ; દારૂણ કે શખ્ત વિષમ જ્વર ઉપર.

पारदं रसकं तालं तुत्थं टंकणगंधकं ॥ ९८२ ॥ सर्वमेतत्समं शुद्धं कारवल्यारसैर्दिनं ॥ मर्दयेल्लेपयेत्तेन ताम्रपात्रोदरं भिषक् ॥ ॥ ९८३ ॥ अंगुल्यार्द्धप्रमाणेन ततो रुध्वा च तन्मुखं ॥ पचेत्तं वालुकायंत्रे क्षिप्त्वा धान्यानि तन्मुखे ॥ ९८४ ॥ यदा स्फुटंति धा- न्यानि तदा सिद्धं विनिर्दिशेत् ॥ ततो नयेत्स्वांगशीतं ताम्रपात्रोद- राद्भिषक् ॥ ९८५ ॥ रसं ज्वरारिनामानं विचूर्ण्य मरिचैः समं ॥ माषैकं पर्णखंडेन भक्षयेन्नाशयेज्ज्वरं ॥ ९८६ ॥ त्रिदिनैर्विषमं ती- व्रमेकद्वित्रिचतुर्थकं ॥

પારો, કળખાપરી, હરતાળ, મોરથુથું, ટંકણખાર, ગંધક; એ છ ઓષડો, અગાઉ લખેલી રીતે શોધીને સરખે વજને લેવા. તેને કારે- લાના પાત્રાના રસમાં એક દિવસ ખલી, તાંબાના દાબડામાં તેનો એક આંગળ જાડો લેપ કરવો. પછી તેનું ઢાકણું મજબુત ઢાકી, તેને વાળુકાયંત્રમાં, એટલે અગાઊ પારાની ભસ્મ માટે, લખેલા યંત્રમાં દા- બડો મુકીને, તેના મોહઉપર છાલાસાથેના ચોખા કે ભાત થોડો ભરવો, પછી તેને ચુલાઉપર મુકી નીચેથી તાપ કરવો, જે વખતે ભાત ભૂજાઈ ધાણી થાય, એટલે ઓષડ તૈયાર થયેલું જાણવું. અગ્નિ સારી રીતે ઠંડો પાડીને દાબડામાથી ઓષડ કાડી લેવું; તેને જ્વરારિ રસ કહેછે. તેના બરોબર વજને મરીનું ચૂર્ણ મેળવી રાખવું. તેમાંનું ત્રણ વાલ સુધી, નાગરવેલી પાનમાં ખાધાથી, એકાહિક જ્વર તે આખી રાતમાં એક વખતે તાવ આવેછે તે, દૂયાહિક આખી રાતમાં બે વખતે આવેછે તે, એકાંતરો, ચોઠયો તાવ, અને વિષમ જ્વર નેમ વિનાનો, અતિશો ભયંકર તાવ હોવાથી દૂર થાય.

## શીતજ્વરારિ રસ.

तालकं तुत्थकं ताम्रं रसं गंधं मनःशिलां ॥ ९८७ ॥ कर्षं कर्षं प्रयोक्तव्यं मर्दयेत् त्रिफलांबुभिः॥ गोलं न्यसेत्संपुटके पुटं दद्यात् प्रयत्नतः ॥ ९८८ ॥ ततो नीत्वार्कदुग्धेन वज्रीदुग्धेन सप्तधा ॥ क्काथेन दंत्याः श्यामाया भावयेत्सप्तधा पुनः ॥ ९८९ ॥ माषमात्रं रसं दिव्यं पंचाशन्मरिचैर्युतं ॥ गुडगद्याणकं चैव तुलसीदलयुग्मकं ॥ ॥ ९९० ॥ भक्षयेत्रिदिनं भक्त्या शीतारिं दुर्लभं परं ॥ पथ्यं दुग्धौदनं देयं विषमं शीतपूर्वकं ॥ ९९१ ॥ दाहपूर्वं हरत्याशु तृतीयकचतुर्थकौ ॥ द्व्याहिकं सततं चैव वैवर्ण्यं च विनश्यति ॥९९२ ॥

હરતાલ, મોરથુથું, તામ્રભસ્મ, પારો, ગંધક, મનશીલ; એ છ ઓષડો એકેક તોલો, હરડા, બેહડા, આમળાના કાઢા સાથે ખલીને ગોળો બાંધી, મંટોડીના એક કોડીયામાં મુકી, બીજુ કોડીયું ઉલટું ઢાકી. તેને કાપડથી બાંધી, છાણમંટોડીનો ઠર ચડાવીને, છાણાનો ગજપુટ અગ્નિ આપવો. ઠંડુ પડેથી બાહર કાડી, તેને આકડાના દૂધમાં ખલીને, સાત વખતે પુટ આપવાં; તેવીજ રીતે ચોધારા થુવરના ચીકમાં. દાંતીમુળના કાઢામાં, નિસોત્તરના કાઢામાં, ઉપલા સર્વેમાંથી દરેકમાં સાત સાત પુટો આપી, તેની ગોળી ત્રણ ત્રણ વાલના વજને બાંધવી. તાહડીયા તાવવાલાને પચાસ દાણા મરી, અર્ધો તોલો ગોળ, તુળશીના બે પાત્રાં સાથે ઉપલી એક ગોળી મેળવી, ભાવે કરીને ખાવી. એટલે ત્રીજે દિવસે તાવ દૂર થાય. તેઉપર ફક્ત દૂધ ભાત ખાવો. તેથી તાહડીયો તાવ કે શીતપૂર્વક વિષમ જ્વર, દાહપૂર્વક જ્વર, તૃતીયક જ્વર, એકાંતરો, ચોઠાયો તાવ, આખી રાત્રમાં બે વખતે તાવ આવે તે, દ્વ્યાહિક જ્વર, હમેશા ભરેલો તાવ રહે તે, અને ચમતકારી તાવ એ સર્વે તાવ દૂર થાયછે.

## જ્વરઘ્ની ગુટિકા.

भागैकः स्याद्रसाच्छुद्धादेलीयः पिप्पली शिवा ॥ आकारकरभोग्रंथः कटुतैलेन शोधितः ॥ ९९३ ॥ फलानि चेंद्रवारुण्याश्चतुर्भागमिता अमी ॥ एकत्र मर्दयेत् चूर्णमिंद्रवारुणिकारसैः ॥ ९९४ ॥

माषोन्मितां गुटीं कृत्वा दद्यात्सर्वज्वरे बुधः ॥ छिन्ना रसानुपानेन ज्वरघ्नी गुटिका मता ॥ ९९५ ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ; એલ્યાળીલ, પિપર, હરડે, અકલગરો, શારસ્યા તેલમાં શોધેલો ગંધક, ઇંદ્રાવણીના ફળ; એ ૭ ઓખડો ચાર ચાર ભાગ લઈ તેનું ચૂર્ણ કરી; પારો અને ગંધકને પ્રથમ ખલી, તેમાં ઉપલુ ચૂર્ણ અને ઇંદ્રાવણી ફળના રસમાં એક દિવસ ખલીને, તેની ગોળી ત્રણ ત્રણ વાલના વજને કરવી. તેમાંની એક ગોળી ગુળવેલના રસમાં, મેળવીને ખાધાથી સર્વ પ્રકારના તાવ દૂર થાય.

## લોકનાથ રસ; ક્ષયાદિક ઉપર.

शुद्धो बुभुक्षितः सूतो भागद्वयमितो भवेत् ॥ तथा गंधस्य भागौ द्वौ कुर्यात्कज्जलिकां तयोः ॥ ९९६ ॥ सूताच्चतुर्गुणेष्वेव कपर्देषु विनिक्षिपेत् ॥ भागैकं टंकणं दत्वा गोक्षीरेण विमर्दयेत् ॥ ९९७ ॥ तथा शंखस्य खंडानां भागानष्टौ प्रकल्पयेत् ॥ क्षिपेत्सर्वं पुटस्यांतश्चूर्णलिप्तशरावयोः ॥ ९९८ ॥ गर्ते हस्तोन्मिते धृत्वा पचेद्गजपुटेन च ॥ स्वांगशीतं समुद्धृत्य पिष्ट्वा तत्सर्वमेकतः ॥ ९९९ ॥ षट्गुंजासंमितं चूर्णमेकोनत्रिंशदूषणैः ॥ घृतेन वातजे दद्यात् नवनीतेन पित्तजे ॥ १००० ॥ क्षौद्रेण श्लेष्मजे दद्यादतीसारे क्षये तथा ॥ अरुचौ ग्रहणीरोगे कार्श्ये मंदानले तथा ॥ १ ॥ कासे श्वासेषु गुल्मेषु लोकनाथो रसो हितः ॥ तस्योपरि घृतान्नं च भुंजीत कवलत्रयं ॥ ॥ २ ॥ मंचे क्षणैकमुत्तानः शयीतानुपधानके ॥ अनम्लमन्नं सघृतं भुंजीत मधुरं दधि ॥ ३ ॥ प्रायेण जांगलं मांसं प्रदेयं घृतपाचितं ॥ सदुग्धभक्तं दद्याच्च जातेऽग्नौ सांध्यभोजने ॥ ४ ॥ सघृतान् मुद्गवटकान् व्यंजनेष्वेव चारयेत् ॥ तिलामलककल्केन स्नापयेत्सर्पिषाथवा ॥ ५ ॥ अभ्यंजयेत्सर्पिषा च स्नानं कोष्णोदकेन च ॥ क्वचित्तैलं न गृण्हीयात् न बिल्वं कारवेल्लकं ॥ ६ ॥ वृंताकं शफरीं चिंचां त्यजेत् व्यायाममैथुनं ॥ मद्यं संधानकं हिंगुशुंठीमाषान् मसूरकान् ॥ ॥ ७ ॥ कूष्मांडं राजिकां कोपं कांजिकं चैव वर्जयेत् ॥ त्यजेदयुक्तनिद्रां च कांस्यपात्रे च भोजनं ॥ ८ ॥ ककारादियुतं सर्वं त्यजेत्

शाकफलादिकं ॥ पथ्योयं लोकनाथस्तु शुभनक्षत्रवासरे ॥९॥ पूर्णातिथौ शुक्लपक्षे ज्ञाते चंद्रबले तथा ॥ पूजयित्वा लोकनाथं कुमारीं भोजयेत्ततः ॥ १० ॥ दानं दद्याद्द्विघटिकामध्ये ग्राह्यो रसोत्तमः ॥ रसात्संजायते तापस्तदा शर्करया युतं ॥ ११ ॥ सत्वं गुडूच्या गृण्हीयात् वंशरोचनया युतं ॥ खर्जूरं दाडिमं द्राक्षामिक्षुखंडानि चारयेत् ॥१२ ॥ अरुचौ निस्तुषं धान्यं घृतभृष्टं सशर्करं ॥ दद्यात्तथा ज्वरे धान्यं गुडूचीक्काथसंयुतं ॥ १३ ॥ उशीरवासकक्काथे दद्यात्समधुशर्करं ॥ रक्तपित्ते कफे श्वासे कासे च स्वरसंक्षये ॥ १४ ॥ अग्निभ्रष्टं जयाचूर्णं मधुना निशि दीयते ॥ निद्रानाशेऽति सारे च ग्रहण्यां मंदपावके ॥ १५ ॥ सौवर्चलाभयाकृष्णाचूर्णमुष्णजलैः पिबेत् ॥ शूले जीर्णे तथा कृष्णा मधुयुक्ता•ज्वरे हिता ॥ १६ ॥ प्लीहोदरे वातयुक्ते छर्द्यां चैव गुदांकुरे ॥ नासिकास्रुतरक्तेषु रसं दाडिमपुष्पजं ॥ १७ ॥ दूर्वायाः स्वरसं नस्ये दद्याच्छर्करया युतं ॥ कोलमज्जाकणाबर्हिपक्षभस्म सशर्करां ॥ १८ ॥ मधुना लेहयेच्छर्दिहिक्काकोपस्य शांतये ॥ विधिरेषः प्रयोज्यस्तु सर्वास्मिन्पोटलीरसे ॥ ॥ १९॥ मृगांके हेमगर्भे च मौक्तिकाख्ये परेषु च ॥ इत्ययं लोकनाथोक्तो रसः सर्वरुजो जयेत् ॥ २० ॥

ગંધકાદિકોના જારણે, સુવર્ણાદિ ધાતુ ભક્ષીને યોગ્ય થયેલો, જે પારો તેને બુભુક્ષિત કહેછે. તેવો પારો બે ભાગ, શુદ્ધ કરેલો ગંધક બે ભાગ, એ બેહુને એકઠા ખલીને કજ્જલી કરવી, પારાથી ચોગણા વજને કોડીવોમાં, ઉપલી કજ્જલી ભરવી. પછી ટંકણખાર એક ભાગ, ગાયના દૂધમાં ખલીને, ઉપલી કોડીવોના મોહ છાંદવાં. પછી શંખના કટકા આઠ ભાગ, ગાયના દૂધમાં વાટીને શુદ્ધ કરવા, તેમાંથી થોડાકનો ઉપલી કોડીયોને લેપ કરવો. મંટોડીના બે કોડીયામાં ચુનો લીંપી, તેમાંથી એકમાં ઉપલા શંખની ચટણી અર્ધી પાથરી, તેઉપર કોડીવો ગોઠવી, તેઉપર બાકી રહેલી શંખની ચટણી ભરીને, બીજું કોડીયું ઉલટું ઢાંકવું. તેને કપડછાંદની મુદ્રા કરવી; પછી તેને અગાઉ લખેલી રીતે છાણાનો ગજપુટ અગ્નિ આપવો. પછી ઠંડુ પડેથી બાહર કાઢી સર્વેને એકઠી ખલીને રાખવી; તેને લોકનાથ રસ કહેછે. તેમાંથી બોગણત્રીસ મરીના ચૂર્ણ-

સાથે, ત્રણ વાલસુધી ઉપલી માત્રા મેળવીને, વાયુ રોગ હોવાથી ઘીમાં આપવું. પિત્તરોગવાળાને માખણસાથે આપવું. કફરોગ હોવાથી મધ-સાથે આપવું. નિદ્રાનાસ્તી, અતિસાર, ક્ષય, અવઢણ કે શરીર જખડાય, સંગ્રહણી, શરીર તવાય, ભૂખ બેસી જાય, અગ્નિમાંદ્ય, ખાંસી, શ્વાસ, ગુલ્મ, એટલા રોગ દૂર થવાને, ઉપલી માત્રા ગર્મ પાણીસાથે આપવી. ઉપલા સર્વે રોગ માટે, એ લોકનાથ રસ ઘણોજ ઉપયોગી છે. એ માત્રા ખાધા પછી તૂર્ત તેઉપર ઘીસાથે, બાફેલા ચોખા ત્રણ તોલા ખાવા, પછી બીછાના ઉપર તકીયો. ન લેતા ચત્તા અર્ધો કલાક સુવું. ખટાસ ઈત્યાદિ વસ્તુ ન ખાવી, પરેહજી રાખવી, ખોરાકમાં ઘી, શાકર, ગોળ, દૂધ, મીઠું દહી, હરણનું માંશ ઘીમાં તલેલું ઘણું કરીને ખાવું. શાહાં-જને વખતે સારી ભૂખ લાગેથી દૂધ ભાત, મગની દાળના વડા, ઘીમાં તળેલા ખાવા, શરીરે તલ અને શુકા આંમળાની ચટની, ઘીમા મેળવીને શરીરે મરદન કરી, હુફાયલા પાણીથી સ્નાન કરવું. ઉપણુ ઓષડ ખાધા પછી કેટલાક દિવસ સુધી; તેલ, બિલફળ. કારેલા, મરચા, વેંગણ, ઝીણી માંચ્છલી, આંમલી, મેહનત, સ્ત્રીનો સંગ, દારૂ, તાડી, હિંગ, સુંઠ, અડદ, મસુર, કોહલુ, ગુસ્સો, કાંજી ઈત્યાદિક વસ્તુની પરેહજી કરવી. દિવસે નિદ્રા ન કરવી; કાંશાની ઠાલીમાં ખાવું નહીં, જે ભાજી કે ફલ ઈત્યાદિક પદાર્થને, કકાર કે કાંટા હોય તેટલી વસ્તુનો ત્યાગ કરવો. એ માત્રા ખાવાને શુભનક્ષત્ર, સારો દિવસ, પાચેમ, દસેમ, પુનેમ, સારો વાર, અજવાલ્યુ, પોતાને ચંદ્રબળ જોઈ, લોકનાથ રસની પ્રથમ પુજા કરવી. પછી કુવા-રીકાને ભોજન કરાવી, તેને સુનાનું દાન આપવું. પછી લોકનાથ રસ ખાવાને આરંભવું. ખાધાપછી બે કલાકે શરીરે જો બળત્તર થવાથી, ગુ-ળવેલનો સત્વ, ખડી શાકર અને વંશળોચન ત્રણે એકઠા મેળવીને ખાવું. તેથી સંતાપ દૂર થાય. ખજુર, દાડમ, દરાખ, સેરડી, મધુર પદાર્થ ખાવા; ધાણા કુટી તેનો કુંડો કહાડી નાખી ઘીમાં તેને તળવા, તેમાં શાકર મેળવી ઉપલી, માત્રાસાથે ખાધાથી; શરીર ધ્રૂજારો, જખડાતુ, અંબાતુ દૂર થાય. ધાણા ગુળવેલના કાઢાસાથે. માત્રા ખાધાથી તાવ દૂર થાય. વોળો, અ-ડુળસાનો કાઢો કરી; તેમાં મધ અને શાકર તથા ઉપલી માત્રા, મેળવીને આપવાથી લોહી ઉકાળો, રક્તપિત્ત અને કફ, શ્વાસ, કાસ, સ્વરભંગ દૂર થાય. ભાંગ શેકીને તેના ચૂર્ણમાં, ઉપલી માત્રા અને મધ મેળવીને રાત્રે

આપવું, તેથી નિદ્રા ન આવતી હોય તે આવે, અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગે, અતિસાર, સંગ્રહણીનો રોગ દૂર થાય. સંચળખાર, હરડે, પિપર, એ ત્રણ ઓષડોનું ચૂર્ણમાં, ઉપલી માત્રા મેળવી ગર્મ પાણીસાથે આપવાથી, અજીર્ણ શૂળ, પેટનો રોગ દૂર થાય. મધ અને પિપરસાથે માત્રા ખાધાથી સર્વે જ્વર દૂર થાય. દાડમફળના રસમાં માત્રા મેળવીને, ખાધાથી ફેફસાનો ક્ષયનો રોગ; વાતરક્ત, ઉલટી, હર્શ, નાકમાર્ગે લોહી પડે; તેટલા રોગ દૂર થાય. દૂર્વાના રસમાં શાકર અને ઉપલી માત્રા મેળવીને, સૂંઘવાથી નાકમાંથી લોહી પડતું બંધ થાય. બોરના ઠળીયાની મીજ, પિપર, મોરના પીછની ભસ્મ, મધ, ઉપલી માત્રા સાથે મેળવીને ખાધાથી, ઉલટી, હેડકી દૂર થાય. એપ્રમાણે જેટલા પોટલી રસ છે, તેમાં મૃગાંક, હેમગર્ભ, મૌક્તિકાખ્યા, રસાયન કરવાની રીત એકસરખી જાણવી. ઉપલો લોકનાથ રસ સંપૂર્ણ રોગને દૂર કરેછે.

### લઘુ લોકનાથ રસ; ક્ષયાદિક ઉપર.

वराटभस्म मंडूरं चूर्णयित्वा घृते पचेत् ॥ तत्समं मरिचं चूर्णं नागवल्या विभावितं ॥ २१ ॥ तच्चूर्णं मधुना लेह्यमथवा नवनीतकैः॥ माषमात्रं क्षयं हंति यामे यामे च भक्षितं ॥ २२ ॥ लोकनाथरसो ह्येष मंडलाद्राजयक्ष्मनुत् ॥

કોડીની ભસ્મ, અને મંડૂર એકેક ભાગ, મરી બે ભાગ; ત્રણેને ઘીસાથે એક દિવસ ખલી, તેમાં ઘીને જેરવવું. પછી નાગરવેલી પાનના રસમાં ખલીને, ત્રણ ત્રણ વાલના વજને ગોળી બાંધવી; તેને લઘુ લોકનાથરસ કહેછે. તેમાંથી મધમાં કે માખણસાથે એકેક ગોલી ચાર ચાર કલાકે ખાધાથી, ક્ષયરોગ દૂર થાયછે.

### મૃગાંક પોટલી રસ; ક્ષયાદિક ઉપર.

भूर्जवत्तनुपत्राणि हेम्नः सूक्ष्माणि कारयेत् ॥ २३ ॥ तुल्यानि तानि सूतेन खल्वे क्षिप्त्वा विमर्दयेत् ॥ कांचनाररसेनैव ज्वालामुख्यारसेन वा ॥ २४ ॥ लांगल्या वा रसैस्तावद्यावद्भवति पिष्टकः ॥ ततो हेम्नश्चतुर्थांशं टंकणं तत्र निक्षिपेत् ॥ २५ ॥ पिष्टमौक्तिकचूर्णं च हेम द्विगुणमावपेत् ॥ तेषु सर्वसमं गंधं क्षिप्त्वा चैकत्र मर्दयेत् ॥

॥ २६ ॥ तेषां कृत्वा ततो गोलं वासोभिः परिवेष्टयेत् ॥ पश्चान्मृदा वेष्टयित्वा शोषयित्वा च धारयेत् ॥ २७ ॥ शरावसंपुटस्यांते तत्र मुद्रां प्रदापयेत् ॥ लवणापूरिते भांडे धारयेत्तं च संपुटं ॥२८ ॥ मुद्रां दत्वा शोषयित्वा बहुभिर्गोमयैः पुटेत् ॥ ततः शीते समाहृत्य गंधं सूतसमं क्षिपेत् ॥ २९ ॥ घृष्ट्वा च पूर्ववत् खल्छे पुटेद्गजपुटेन च ॥ स्वांगशीतं ततो नीत्वा गुंजायुग्मं प्रकल्पयेत् ॥ ३० ॥ अष्टभिर्मरिचैर्युक्तो कृष्णत्रययुतोथवा ॥ विलोक्य देयो दोषादीनेकैका रसरक्तिका ॥ ३१ ॥ सर्पिषा मधुना वापि दद्याद्दोषाद्यपेक्षया ॥ लोकनाथसमं पथ्यं कुर्यात्स्वस्थमनाः शुचिः ॥ ३२ ॥ श्लेष्माणं ग्रहणीं कासं श्वासं क्षयमरोचकं ॥ मृगांकोयं रसो हन्यात् कृशत्वं बलहानितां ॥ ३३ ॥

ભોજપત્ર જેવા સોનાના પત્રા પાતળા કરી, તેના વજને શુદ્ધ કરેલો પારો લેવો, બેહુને કંચનવૃક્ષ અથવા ભાટજાંબુડી, કે કળલાવી ઝાડના પાંત્રાના રસમાં, સારી રીતે મેદો થાય ત્યાંસુધી ખલવું. પછી સોનાથી ચોઠે હિસ્સે, ટંકણખાર ફુલવીને તથા સોનાથી બમણા વજને, મોતી કે તેની છીપનું ચૂર્ણ લેવું. સર્વેના વજને ગંધક મેળવીને, એક દિવસ ખલવું. તેનો ગોળો બાંધી તેપર કાપડ વીટાળી, તેઉપર મટોડીનો લેપ કરીને સુકવવું, પછી મટોડીના કોડીયામાં ગોળો મુકી, બીજુ કોડીયુ ઉલટું ઢાકવું. તેને કપડછાંદ કરી મટોડીના, હાંડલામાં સમુદ્રનું મીઠું અર્ધું ભરી, તેમાં ઉપલું કોડયુ ગોઠવી, તેઉપર બાકીનું મીઠું તેના ગળાસુધી ભરી, તેના મોહ ઉપર ન્હાનું હાંડલું ઉલટું ઢાકી, તેની સાંધને કપડછાંદ કરી, તેને છાણાનો ગજપુટ અગ્નિ વિશેષ આપવો. ઠંડુ પડેથી પારાની બરોબર ગંધક, અને સર્વે અગાઉ પ્રમાણે વસ્તુ લઈ, ઉપલી રીતે સર્વે વિધીથી ગજપુટ અગ્નિ આપવો; તેને મૃગાંક પોટલી રસ કહેછે. તેમાંથી બે ચણોઠીના વજન સુધી, વાયુના કોપ ઉપર આઠ મરી, અને ત્રણ પિપરના ચૂર્ણમાં, રોગીની શક્તિ પ્રમાણે આપવું. રોગીને પિત્ત, કફકોપ હોય તો, ઉપલી માત્રાને ઘી અથવા મધસાથે આપવું. ઝાડો પિશાબ કરી નાહી ધોઈ, અંતઃકરણ સ્વચ્છ થઈ તે ઉપર, લોકનાથ રસની રીતે સર્વે પરેહજી કરવી, તેવી પરેહજી રાખેથી એ રસા-

પણથી; કફરોગ, સંગ્રહણી, ખાંસી, આફ્ણ, દમ, ક્ષયરોગ, શરીર જખ-ડાવાનો, શરીર તવાય કે કૃષતા, બળહીણ એટલા રોગ દૂર થાય.

### હેમગર્ભ પોટલી રસ; કફ ક્ષયાદિક ઉપર.

सूतात्पादप्रमाणेन हेम्नः पिष्टिं प्रकल्पयेत् ॥ तयोः स्याद्द्विगुणो गंधो मर्दयेत्कांचनारिणा ॥ ३४ ॥ कृत्वा गोलं क्षिपेत् मूषासंपुटे मुद्रयेत्ततः ॥ पचेद्भूधरयंत्रेण वासरत्रितयं बुधः ॥ ३५ ॥ तत उद्धृत्य तत्सर्वं दद्याद्गंधं च तत्समं ॥ मर्दयेच्चार्द्रकरसैश्चित्रकस्वरसेन च ॥ ॥ ३६ ॥ स्थूलपीतवराटांश्च पूरयेत्तेन युक्तितः ॥ एतस्मादौषधात्कुर्यादष्टमांशेन टंकणं ॥ ३७ ॥ टंकणार्धं विषं दत्वा पिष्ट्वा सीहुंडदुग्धकैः ॥ मुद्रयेत्तेन कल्केन वराटानां मुखानि च ॥ ३८ ॥ भांडे चूर्णप्रलिप्तेथ धृत्वा मुद्रां प्रदापयेत् ॥ गर्ते हस्तोन्मिते धृत्वा पुटेद्गजपुटेन च ॥३९॥ स्वांगशीतं रसं ज्ञात्वा प्रदद्याल्लोकनाथवत् ॥ पथ्यं मृगांकवज्ज्ञेयं त्रिदिनं लवणं त्यजेत् ॥ ४० ॥ यदा छर्दिर्भवेत्तस्य दद्याच्छिन्नाशृतं तदा ॥ मधुयुक्तं तथा श्लेष्मकोपे दद्याद्गुडार्द्रकं ॥ ॥ ४१ ॥ विरेके भर्जिता भंगा प्रदेया दधिसंयुता ॥ जयेत्कासं क्षयं श्वासं ग्रहणीमरुचिं तथा ॥ ४२ ॥ अग्निं च कुरुते दीप्तं कफवातं नियच्छति ॥ हेमगर्भः परो ज्ञेयो रसः पोटलिकाभिधः ॥ ४३ ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ, તેથી ચોઠે હિસ્સે સોનાનું ચૂર્ણ, એ બેહુથી બમણા વજને આમળસારો ગંધક, ત્રણેને કંચન વૃક્ષના રસમાં ખલીને ગોળો કરવો, તેને મંટોડીના એક કોડીયામાં મુકી, બીજુ ઉલટુ ઢાકી કપડછાંદ કરીને, જમીનમાં સમચોરસ ખાડો ખોદી, તેમાં ઝીણા ઝીણા છાણાના કટકા ભરી, તેની વચ્ચે ઉપલુ કોડયુ ગોઠવી, બાકી છાણાના કટકાનો ઢળ જમીનથી એક વેઠ ઉંચો કરવો, તેને ત્રણ દિવસ સુધી અગ્નિ આપવો, તેને ભૂધરયંત્ર કહેછે. પછી ઠંડુ પડેથી ઓષડને બહાર કહાડી, તેનાં વજને ગંધક મેળવી, બેહુને આદાના રસમાં ખલ કરવો. પછી ચિત્રકના રસમાં ખળીને તેનું વજન કરવું. મ્હોટી કોડી પીળા રંગની લઈ તેની અંદર, તજવીજે ઉપલું સર્વે ઓષડ ભરવું, ઉપલા વજનથી આઠમે હિસ્સે ટંકણખાર, અને સોળમે હિસ્સે વચનાગ લઈ, બેહુને ચોધારા કુવરના દુધમાં ખલીને, ઉપલી કોડીના મોહઉપર

જાડો ઠર ચહડાવવો. પછી હાંડલાના તળીએ ચુનો ચોપડી, તેમાં કોડીયો ભરી, હાંડલાના મોહડઉપર બીજુ ન્હાનું હાંડલું ઉલટું ઢાકી, તેની સાંધને કપડછાંદ કરી, છાણાનો ગજપુટ અગ્નિ આપવો. ઠડુ પડેથી બાહર કાહાડવું; તેને હેમગર્ભ પોટલી રસ કહેછે. તે હેમગર્ભ; લોકનાથ રસની રીતે ખાવું. તેઉપર પરેહજી કરવાને અગાઊ મૃગાંક રસાયણમાં, લખેલી રીતે કરવું; અથવા તેથી વધારે પરેહજી, ત્રણ દિવસમાં નિમક કે ખરાસ વિનાનું ખાવું. પછી તે ઓષડથી ઉલટી આવવા લાગી તો, ગુળવેલનો ઉકાળો કરી, તેમાં મધ નાખી પીધાથી ઉલટી દૂર થાય. અગર કફનો કોપ થવાથી, આદાના રસમાં ગોળ મેળવીને આપવું, તેથી કફ દૂર થશે. ઝાડા કે ઢાળ થવા લાગે તો, ભાંગને જરાક સેકી દહી સાથે મેળવી ચાટવું, તેથી ઝાડો બંધ થાય. તે હેમગર્ભ પોટલી રસથી ખાંસી, ક્ષય, શ્વાસ, આફરું, સંગ્રહણી, અવઢણ, શરીર જખડવાનો, તથા કફ વાયુના કોપે જેટલા રોગ થયેલા હોય, તેટલા રોગ દૂર થાય. કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

## બીજી રીત.

रसस्य भागाश्चत्वारस्तावंतः कनकस्य च ॥ तयोश्च पिष्टिकां कृत्वा गंधो द्वादशभागिकः ॥ ४४ ॥ कुर्यात्कज्जलिकां तेषां मुक्ताभागाश्च षोडश ॥ चतुर्विंशच्च शंखस्य भागैकं टंकणस्य च ॥ ४५ ॥ एकत्र मर्दयेत्सर्वं पक्वनिंबूकजै रसैः ॥ कृत्वा तेषां ततो गोलं मूषासंपुटके न्यसेत् ॥ ४६ ॥ मुद्रां दत्वा ततो हस्तमात्रे गर्ते च गोमयैः॥ पुटेद्गजपुटेनैव स्वांगशीतं समुद्धरेत् ॥ ४७ ॥ पिष्ट्वा गुंजाचतुर्मानं दद्याद्व्याज्यसंयुतं ॥ एकोनत्रिंशदुन्मानमरिचैः सहदीयते ॥ ४८ ॥ राजते मृन्मये पात्रे काचजे वावलेहयेत् ॥ लोकनाथसमं पथ्यं कुर्यात्प्रयतमानसः ॥ ४९ ॥ कासे श्वासे क्षये वाते कफे ग्रहणिकागदे ॥ अतिसारे प्रयोक्तव्या पोटली हेमगर्भिका ॥ ५० ॥

પારો ચાર ભાગ, સોનાનું ચૂર્ણ ચાર ભાગ, બેહુને ઝીણો લોટ થાય ત્યાંસુધી ખલવું; પછી પારાથી બાર ધણા વજને ગંધક લઇને, તેમાં મેળવી ત્રણેનેસાથે ખળીને, ઝીણી કજ્જલી કરવી. પછી પારાથી સોળ ધણા વજને મોતી કે તેની છીપ; ચોવીસ ધણા વજને શંખ, પારાના વજને

ટંકણખાર; સર્વે મેળવીને પાકેલા લિંબુના રસમાં, ખલીને ગોળો બાંધવો. મંટોડીના એક કોડીયામાં, ગોળો મુકી બીજુ ઉલટું ઢાંકી, તેને કપડછાંદ કરી, છાણાનો ગજપુટ અગ્નિ, અગાઊ લખ્યા પ્રમાણે આપવો. ઠંડુ પડેથી ઓષડ બહાર કહાડી ખલીને રાખવું; તેને હેમગર્ભ પોટલી રસ કહેછે. તેમાંથી ચાર ચણોટીના વજને, ઓગણત્રીસ મરીના ચૂર્ણમાં, રૂપાના કે મંટોડી અથવા કાચના પ્યાલામાં, ગાયના ઘીસાથે મેળવીને મજબુત માણસને આપવું. અને અંતઃકરણ સ્થીર રાખી, લોકનાથ રસની રીતે પરેહજ કરવાથી; શ્વાસ, આફ્રણ, ખાંસી, ક્ષયરોગ, વાયુનો રોગ, કફરોગ, સંગ્રહણી, અતિસાર એટલા રોગ દૂર થાય.

## મહાજ્વરાંકુશ, વિષમજવરો ઉપર.

शुद्धसूतो विषं गंधः प्रत्येकं शाणसंमिताः ॥ धूर्तबीजं त्रिशाणं स्यात्सर्वेभ्यो द्विगुणा भवेत् ॥ ९१ ॥ हेमाव्हा कारयेदेषां सूक्ष्मचूर्णं प्रयत्नतः ॥ देयं जंबीरमज्जाभिश्चूर्णं गुंजाद्वयोन्मितं ॥ ९२ ॥ आर्द्रकस्वरसैर्वापि ज्वरं हंति त्रिदोषजं ॥ एकाहिकं द्व्याहिकं वा त्र्याहिकं वा चतुर्थकं ॥ ९३ ॥ विषमं च ज्वरं हन्याद्विख्यातोयं ज्वरांकुशः ॥

શોધેલો પારો ०। તોલો, શોધેલો વચનાગ ०। તોલો, શોધેલો ગંધક ०। તોલો, ધંતુરાના બીજ ०॥। તોલો; સર્વેના વજનથી બમણો ચોક, કે પિસોલ્યાના મૂળ, અથવા કાંટા ધંતુરાના મૂળ મેળવી, સર્વેનું ચૂર્ણ કરવું. તેમાંથી બે ચણોટીના વજને, જંબીરાના અથવા આદાના રસમાં, મેળવીને ચાટવું. તેથી ત્રણ દોષનો કે સન્નિપાત જ્વર દૂર થાય; દરરોજ આવતો તાવ કે, દિવસે અને રાત્રે બે વખતે આવતો, એકાંતરો, ચોઠીયો, જ્વરાંકુશ, વિષમજ્વર, ઈત્યાદિક જ્વરો દૂર થાય. એ ઓષડ જ્વર દૂર કરવાને પ્રખ્યાત છે.

## આનંદભૈરવ રસ; અતિસારાદિક ઉપર.

दरदं वत्सनाभं च मरिचं टंकणां ॥ ९४ ॥ चूर्णयेत् समभागेन रसो ह्यानंदभैरवः ॥ गुंजैकं वा द्विगुंजं वा बलं ज्ञात्वा प्रयोजयेत् ॥ ॥ ९५ ॥ मधुना लेहयेच्चानुकुटजस्य फलं त्वचं ॥ चूर्णितं कर्षमात्रं

तु त्रिदोषोत्थातिसारनुत् ॥ ५६ ॥ दध्यन्नं दापयेत् पथ्यं गव्याज्यं तक्रमेव च ॥ पिपासायां जलं शीतं विजया च हिता निशि ॥५७॥

શોધેલો હિંગળો, વચનાગ, મરી, ટંકણખાર, પીપર; એ પાંચ ઓષડો સરખે વજને મેળવી, ખલીને ઝીણું ચૂર્ણ કરવું; તેને આનંદભૈરવ કહેછે. તેમાંથી રોગીની શક્તિબળ જોઇ, એકથી બે ચણોટીના વજને લઈ, તેમાં ઇંદ્રજવ અને કુડાની છાલ બેહુ મળી, એક તોલાના ચૂર્ણસાથે અથવા મધમાં મેળવીને ચાટવાથી, ત્રણે દોષ કે સન્નિપાતનો, થયેલો અતિસાર દૂર થાય; તે ઉપર પરહેજી રાખવી, ફકત ગાયના દૂધનું તાજું દહી, ઘી કે છાસ અને ભાત ખાવો. તૃષા લાગેથી ઠંડુ પાણી પાવું. રાત્રે થોડીક ભાંગને સેકી વાટીને, પાણીમાં ડોહી પીધાથી રોગીને ફાયદો થાય.

## લઘુસૂચિકાભરણ રસ; સન્નિપાતાદિક ઉપર.

विषं पलमितं सूतः शाणिकं चूर्णयेद्द्वयं ॥ तच्चूर्णं संपुटे क्षिप्त्वा काचलिप्तशरावयोः ॥ ५८ ॥ मुद्रां दत्वा च संशोष्य ततश्चुल्यां निवेशयेत् ॥ वन्हिं शनैः शनैः कुर्यात् प्रहरद्वयसंख्यया ॥ ५९ ॥ ततउद्घाटयेन्मुद्रामुपरिस्थां शरावकात् ॥ संलग्नो यो भवेत्सूतस्तं गृण्हीयात् शनैः शनैः ॥ ६० ॥ वायुस्पर्शो यथा न स्यात्तथा कुप्यां निवेशयेत् ॥ यावत्सूच्यामुखे लग्नं कूप्याग्निर्याति भेषजं ॥६१॥ तावन्मात्रो रसो देयो मूर्छिते सन्निपातिनि ॥ क्षुरेण प्रक्षिपेत् मूर्ध्नि तत्रांगुल्या च भक्षयेत् ॥ ६२॥ रक्तभेषजसंपर्कात् मूर्छितोपि हि जीवति ॥ तथैव सर्पदंष्ट्रस्तु मृतावस्थोपि जीवति ॥ ६३ ॥ यदा तापो भवेत्तस्य मधुरं तत्र दीयते ॥

શોધેલો વચ્ચનાગ ૪ તોલા, પારો ૦। તોલો; બેહુને ખલીને ચૂર્ણ કરવું. પછી બાંગડખાર ભીજવીને મંટોડીના બે પ્યાલામાં ચોપડવો; તેમાંથી એક પ્યાલામાં ઉપલું ચૂર્ણ ભરી બીજુ ઉલટું ઢાકવું; તેને બાંધી કપડછાંદ કરી શુકવીને, ચુલા ઉપર અથવા કાંચના વાલુકાયંત્રમાં, મુકીને હલકો હલકો અગ્નિ છ કલાક સુધી આપવો. ઠંડુ પડેથી તે છોડી પવન ન લાગતા, આસતેથી પ્યાલામાં વલગેલો પારો હોય, તે તજવીજે કહાડી મજબુટ, બુચની બાટલીમાં ભરી રાખવો. પછી તે બાટલીને

સોઈ જેટલો વિંધ પાડી, જે વખતે જોઈએ તે વખતે. તે વિંધમાંથી ગળે તેમ બહાર કહાડી, જે માણસને સન્નિપાત થઈને મતિભ્રમ કે બેશુદ્ધ થાય, અથવા માણસને સર્પનો દંખ થવાથી, ઝેર ચહડી બેશુદ્ધ મરણતોલ થાય. તેના મસ્તકે હજામત કરાવી, તેના ટાળવા ઉપર, ઉપલો રસ સારી રીતે જેમ લોહીસાથે મળીજાય, તેવી રીતે મરદન કરેથી, તે માણસ શુદ્ધીમાં આવે; અને સર્પનું ઝેર ઉતરી જવે. ઉપલા ઉપાયથી શરીરે અતિશે દાહ કે બળત્તર થવાથી, તેને ગુલકંદ, દાડમ, દરાખ ઈત્યાદિક મધુર પદાર્થ ખાવાને આપવા.

## જળચૂડામણિરસ; સન્નિપાતાદિક ઉપર.

भस्मसूतसमं गंधं गंधात्पादं मनःशिला ॥ ६४ ॥ माक्षिकं पिप्पली व्योषं प्रत्येकं शिलयासमं ॥ चूर्णयेत् भावयेत् पित्तैर्मत्स्यमायूरसंभवैः ॥६५॥ सप्तधा भावयेच्छुष्कं देयं गुंजाद्वये हितं ॥ शालपर्णीरसश्चानु पंचकोलशृतेन वा ॥ ६६ ॥ जलचूडो रसो नाम सन्निपातं नियच्छति ॥ जलयोगश्च कर्तव्यस्तेन वीर्यं भवेद्रसे ॥ ६७ ॥

પારાની ભસ્મ અને ગંધક એકેક ભાગ, ગંધકથી ચોઠ હિસ્સે મનશીળ; સોનામુખી ઉપધાતુની ભસ્મ, સુંઠ, મરી ત્રણે; મનશીલના વજને, તથા પિપર બમણી લેવી. સર્વેનું ચૂર્ણ ખલમાં નાખી, માચ્છલાના પિત્તમાં, ઉપલા ચૂર્ણને સાતપુટ આપવા. એટલે તેમાં દરેક વખતે ભીજવી ખલ કર્તા કર્તા સૂકવવું. પછી મોરના પિત્તમાં સાતપુટ આપવા; તેને જળચૂડામણિ રસ કહેછે. તેમાંથી એક કે બે ચણોઠીના વજને, મુસળીના રસમાં, અથવા પંચકોળ એટલે પિપર, ચવક, સુંઠ, પિપળીમૂળ, ચિત્રકના ઉકાળામાં મેળવીને આપવું. રોગીને ઠંડુ પાણી પાવું. તેની આંખને અને છાતીએ ઠંડુ પાણી લગાડવું, અને રોગીની પાસે ઠંડા પાણી ભરેલા વાશણો મુકવા, તેથી રસાયણને વીર્ય આવી સન્નિપાત દૂર થાય.

## પંચવક્ર રસ; સન્નિપાતો ઉપર.

शुद्धसूतं विषं गंधं मरिचं टंकणं कणा ॥ मर्दयेद्धूर्तजद्रावैर्दिनमेकं तु शोषयेत् ॥ ६८ ॥ पंचवक्रो रसो नाम द्विगुंजः सन्निपातहा ॥ अर्कमूलकषायं तु सत्र्यूषमनुपाययेत् ॥ ६९ ॥ युक्तं दध्योदनं पथ्यं

जलयोगं च कारयेत् ॥ रसेनानेन शाम्यंति सक्षौद्रेण कफादयः ॥ ॥ ७० ॥ मध्वार्द्रकरसं चानु पिबेदग्निविवृद्धये ॥ यथेष्टं घृतमांसाशी शक्तो भवति पावकः ॥ ७१ ॥

શોધેલો પારો, વચનાગ, ગંધક, મરી, ટંકણખાર ફુલવીને, પિપર; ૭ ઓષડો સરખે વજને લઈ, તેને ધંતુરાના પાંત્રાકે તેના ફળના રસમાં એક દિવસ ખલવું. પછી એકેક વાલના વજને ગોળી બાંધી સુકવવી; તેને પંચવક્ર રસ કહેછે. તેમાંથી એક ગોળી, આકડા મૂળના કાઢામાં, સુંઠ, મરી, પિપરનું ચૂર્ણ મેળવીને પીવું. તે ઉપર પરેહજીમાં દહીભાત ખાવો; અને રોગીની પાસે આજુબાજુએ ઠંડા પાણીના, વાશણો ભરી રાખવા, તેથી સન્નિપાત દૂર થાય. એ રસાયન મધમાં ચાટવાથી, કફાદિક રોગ દૂર થાય. આદાના રસ સાથે રસાયન અને મધ મેળવીને, ચાટવાથી જઠરાગ્નિના બળની વૃદ્ધી થાય; તે ઉપર ઘી અને માંસનો ખોરાક અતિશે ખાધાથી, તેને પચાવી અગ્નિ પ્રદીપ્ત થાયછે.

### ઉન્મત્ત રસ; સન્નિપાતાદિક ઉપર.

रसगंधकतुल्यांशं धत्तूरफलजै रसैः ॥ मर्द्दयेद्दिनमेकं च तत्तुल्यं त्रिकटुं क्षिपेत् ॥ ७२ ॥ उन्मत्ताख्यो रसो नाम नस्ये स्यात्सन्निपातजित् ॥

શોધેલો પારો, અને ગંધક એકેક ભાગ; બેહુના વજને સુંઠ, મરી, પિપર, મેળવીને; ધંતુરા ફળના રસમાં, એક દિવસ ખલી, શુકવી તેની તપખીર કરવી; તેને ઉન્મત્ત રસ કહેછે. તેમાંથી સન્નિપાત થયેલા રોગીના નાકમાં, પાણી સાથે કાલવીને ભરવી, અને એક વાલ સુધી વજને ખવાડવી; તેથી સન્નિપાત દૂર થાયછે.

### અંજન રસ; સન્નિપાતાદિકો ઉપર.

निस्त्वक्जैपालबीजं च दशनिष्कं विचूर्णयेत् ॥ ७३ ॥ मरिचं पिप्पलीसूतं प्रतिनिष्कं विमिश्रयेत् ॥ भाव्यो जंबीरजैर्द्रावैः सप्ताहं संप्रयत्नतः ॥ ७४ ॥ रसोयमंजने दत्तः सन्निपातं विनाशयेत् ॥

જેપાળાના બીજની છાલ કહાડીને તોલા ૨॥; મરી, પિપર, પારો ત્રણે ૦। ૦। તોલો. સર્વેને જંબીરાના રસમાં સાત દિવસ, ખલીને ગોળી

બાંધવી. તેમાંથી ગોળી ગાયના મુત્રમાં, કે પાણીમાં ઘસીને, આંખમાં અંજન કરેથી સન્નિપાત દૂર થાય.

## નારાચરસ; શૂળાદિક ઉપર.

सूतं टंकणकं तुल्यं मरिचं सूततुल्यकं ॥ ७५ ॥ गंधकः पिप्पली शुंठी द्वौ द्वौ भागौ विचूर्णयेत् ॥ सर्वतुल्यं क्षिपेद्दंतीबीजं निस्तुषितं भिषक् ॥ ७६ ॥ द्विगुंजं रेचनं सिद्धं नाराचोयं महारसः॥ आध्मानं शूलविष्टंभमुदावर्तं च नाशयेत् ॥ ७७ ॥

શોધેલો પારો, ફુલવેલો ટંકણખાર, મરી; ત્રણે સરખે વજને; ગંધક, પીપર, સુંઠ, ત્રણે પારાથી બમણા બમણા વજને; સર્વનાં વજને શોધેલા જેપાળાના બીજ, મેળવી ખલીને, તેની તપખીર કે ગોળી ચણોઠીના વજને બાંધવી; તેને નારાચરસ કહેછે. તેમાંથી ઢાળ થવા માટે એક કે બે ગોળી, ગર્મ પાણીમાં કે તુલસીના રસમાં, અથવા મધ કે આદાના રસ ઈત્યાદિકમાં આપવી, તેથી ઢાળ થાય; પેટની ફુગાશી, શૂળ, મળમૂત્રનો અટકાવ કે બંધકોષ્ટ; વાયુની ઉર્ધ્વગતી, ઉપર ચડતો વાયુ એટલા રોગ દૂર થાય.

## ઇચ્છાભેદી રસ; શૂળાદિકો ઉપર.

दरदं टंकणं शुंठी पिप्पलीचेति कार्षिकाः ॥ हेमाव्हा पलमात्रा स्यात् दंतीबीजं च तत्समं ॥ ७८ ॥ विचूर्ण्यैकत्र सर्वाणि गोदुग्धेनैव पाययेत् ॥ त्रिगुंजं रेचनं दद्यात् विष्टंभाध्मानरोगिषु ॥ ७९ ॥

હિંગળો, ટંકણખાર ફુલવીને, સુંઠ, પિપર; એ ચાર ઓષડો એકેક તોલો, ચોક અને શુદ્ધ કરેલા જેપાળાના બીજ, ચાર ચાર તોલા; સર્વે ખલીને તપખીર કરવી; તેને ભેદી રસ કહેછે. તેમાંથી ઢાળ થવા માટે ગાયના દૂધમાં, ત્રણ ચણોઠીના વજન સુધી આપવું. તેથી ઢાળ થઈ, મળમૂત્ર છૂટે બંધકોષ્ટ ખૂલે, પેટ ફુગવાનો રોગ દૂર થાય.

## રાજમૃગાંક રસ; ક્ષયરોગાદિ ઉપર.

भस्म सूतत्रयो भागा भागैकं हैम भस्मकं ॥ मृताभ्रस्य च भागैकं शिलागंधकतालकं ॥ ८० ॥ प्रतिभागद्वयं शुद्धमेकीकृत्य वि-

चूर्णयेत् ॥ वराटान् पूरयेत्तेन छागीक्षीरेण टंकणं ॥ ८१ ॥ पिष्ट्वा तेन मुखं रुध्वा मृद्भांडे तन्निरोधयेत् ॥ शुष्कं गजपुटे पक्वा चूर्णयेत् स्वांगशीतलं ॥ ८२ ॥ रसो राजमृगांकोयं चतुर्गुंजः क्षयापहः ॥ दशपिप्पलिकाक्षौद्रैरेकोनात्रिंशदूषणैः ॥ ८३ ॥

પારાની ભસ્મ ત્રણ ભાગ; સોનાની અને અભ્રખની ભસ્મ એકેક ભાગ; મનશીલ, હરતાલ, ગંધક ત્રણે શુદ્ધ કરેલા બબે ભાગ; સર્વે ખલીને તપખીર કરવી, તેને મોહોટી કોડીવોની અંદર ભરી; પછી ટંકણખાર બકરીના દૂધમાં ખલીને, તેનો જાડો ઠર કોડીવોના મોહને કરી શુકવવું. એક હાંડલામાં સર્વે કોડીવો ભરી, બીજુ ન્હાનુ હાંડલું ઉલટું ઢાકી, તેની સાંધને કપડછાંદની મુદ્રા કરી શુકવવું. પછી છાણાનો ગજપુટ અગ્નિ અગાઉ લખેલી રીતે આપવો; ઠંડુ પડેથી કોડીવો કાહડી ખલીને, તેનું ચૂર્ણ બાટલીમાં ભરી રાખવું; તેને રાજમૃગાંક કહેછે. તેમાંથી બબે વાલના વજન સુધી, આખા દિવસમાં એકથી ચાર વખતે, દસ દસ પિપર, વોગણત્રિસ વોગણત્રિસ મરીના ચૂર્ણમાં, મધ મેળવીને આપવાથી ક્ષયરોગ દૂર થાય.

## સ્વયમગ્નિરસ ક્ષયાદિકો ઉપર.

शुद्धं सूतं द्विधा गंधं कुर्यात् खल्लेन कज्जलीं ॥ तयोः समं तीक्ष्णचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः ॥ ८४ ॥ द्वियामांते कृतं गोलं ताम्रपात्रे विनिक्षिपेत् ॥ आच्छाद्यैरंडपत्रैस्तु यामार्धेत्युष्णतां व्रजेत्॥८५॥ धान्यराशौ न्यसेत्पश्चादहोरात्रात्समुद्धरेत् ॥ संचूर्ण्य गालयेद्वस्त्रे सत्यं वारितरं भवेत् ॥ ८६ ॥ भावयेत्कन्यकाद्रावैः सप्तधा भृंगजैस्तथा ॥ काकमाचीकुरंटोत्थद्रवैर्मुंड्याः पुनर्नवैः ॥ ८७ ॥ सह देव्यामृतानील्यानिर्गुंड्याश्चित्रजैस्तथा ॥ सप्तधातुपृथक्द्रावैर्भाव्यं शोष्यं तथातपे ॥ ८८ ॥ सिद्धयोगो ह्ययं ख्यातः सिद्धानां च मुखागतः ॥ अनुभूतो मया सत्यं सर्व रोगगणापहः ॥ ८९ ॥ स्वर्णादीन्मारयेदेवं चूर्णीकृत्य तु लोहवत् ॥ त्रिफलामधुसंयुक्तः सर्वरोगेषु योजयेत् ॥ ९० ॥ त्रिकटुत्रिफलैलाभिर्जातीफललवंगकैः ॥ नवभागोन्मितैरेतैः समः पूर्वरसो भवेत् ॥ ९१ ॥ संचूर्ण्य लोडयेत्क्षौद्रैर्भक्ष्यं निष्कद्वयं द्वयं ॥ स्वयमग्निरसो नाम्ना क्षयकासनिकृंतनः ॥ ९२ ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ, ગંધક બે ભાગ, બેહુને ખલીને કજલી કરવી. તેના વજને તિખ્ખા લોહડાનું ચૂર્ણ મેળવીને, કુવારના રસમાં ૬ કલાક સુધી ખલીને ગોળો બાંધવો, પછી તેને તાંબાના વાશણમાં મુકીને, તેઉપર સુરતી એરંડ્યાના પાંત્રા ઢાકી, ચાર કલાક સુધી તડકામાં રાખવું; તેથી તે ગોળો ઘણો ગર્મ થાય. તેને અનાજ ભરેલા કોઠારમાં ત્રણ દિવસ દબાવી મુકવાથી તેની ભસ્મ થાયછે. તેને ખલી વઆગાળ કરીને, તેમાંથી પાણી ઉપર થોડીક નાખેથી નિશ્ચે તરેછે, તેમાં સંશય રહેતો નથી; પછી તે ભસ્મને ખલમાં નાખી, નીચે લખેલી વનસ્પતીના પુટો આપવા. કુવારના રસમાં ખલીને તડકે તપાવીને શુકવવી. ફરીફરીને તેના રસમાં સાત સાત પુટો આપવા. તેમજ ભાંગરાના રસમાં, કાંગોણીના રસમાં, કોહોરાટાના રસમાં, મુંડીના, પુનર્નવાના, સહદેવીના, ગુળવેલના, નિળીના, નઘોડના, ચિત્રકના, દરેકના સાત સાત પુટો અકેક પછી એકમાં આપવા; તેથી રસાયણ સિદ્ધ થાય. તેને સ્વયમગ્નિ રસ કહેછે. એ રસ પ્રખ્યાત છે. મહાન્ મહાન્ સિદ્ધ પુરૂષોવોએ લખેલું છે, માટે ગ્રંથકર્તાએ તેનો અનુભવ મેળવેલો છે. કે ત્રિફળાનું ચૂર્ણ અને મધમાં ઉપળું રસાયન, અર્ધા તોલા સુધી ખાવાથી સર્વે રોગ દૂર થાય. સુંઠ, મરી, પિપર, હરડે, બેહડા, આંમળા, એલચી, જાયફળ, લવંગ; એ નવ ઓષડો સરખે વજનેનું ચૂર્ણ કરી, તેમાં ઉપળું રસાયન અર્ધા તોલા સુધી, મધમાં મેળવીને ચાટવાથી ક્ષયરોગ, ખાંસીનો કાસરોગ દૂર થાય; અને રસાયણોની, સ્વર્ણાદિક ધાતુની, તથા લોહભસ્મની રીતે પ્રથમ ચૂર્ણ કરીને તેની ભસ્મ કરેથી પણ થાયછે.

## સૂર્યાવર્ત રસ; શ્વાસાદિક ઉપર.

सूतार्धो गंधको मर्द्यो यामैकं कन्यकाद्रवैः ॥ द्वयोस्तुल्यं ताम्रपत्रं पूर्वकल्केन लेपयेत् ॥ ९३ ॥ दिनैकं स्थालिकायंत्रे पक्का चादाय चूर्णयेत् ॥ सूर्यावर्तो रसो ह्येष द्विगुंजः श्वासजिद्भवेत् ॥ ९४ ॥

શુદ્ધ પારો એક ભાગ, ગંધક અર્ધો ભાગ, બેહુને કુવારના રસમાં, ત્રણ કલાક સુધી ખલીને ચટણી કરવી, તેના વજને તાંબાના પત્રા ચાલણીજેવા લઈ, તેઉપર ઉપલી ચટણીનો લેપ કરવો; તે પત્રાને મંટોડીના

હાંડલામાં ભરી, તેના મોહઉપર બીજું ન્હાનું હાંડલું ઉલટું ઢાકવું; તેની સાંધને કપડું બાંધી, છાણમટોડીનો લેપ કરવો; પછી તેને ચુલાઉપર મુકી, એક દિવસ અગ્નિ આપવો; તેને સ્થાલીકાયંત્ર કહેછે. તે ઠંડું પડેથી પત્રા કહાડી ખલીને ઝીણી તપખીર કરવી; તેને સૂર્યાવર્ત રસ કહેછે. તેમાંથી એક વાલના વજન સુધી; રોગીએ ખાધાથી, આફ્રણ, દમ, શ્વાસના રોગ દૂર થાય.

## સ્વચ્છંદ ભૈરવ રસ; વાતરોગો ઉપર.

शुद्धसूतं मृतं लोहं ताप्यं गंधकतालकं ॥ पथ्याग्निमंथनिर्गुंडीत्र्यूषणं टंकणं विषं ॥ ९५ ॥ तुल्यांशं मर्दयेत् खल्वे दिनं निर्गुंडिकाद्रवैः ॥ मुंडीद्रावैर्दिनैकं तु द्विगुंजं वटकीकृतं ॥ ९६ ॥ भक्षयेद्वातरोगार्तो नाम्ना स्वच्छंदभैरवं ॥ रास्नामृतादेवदारुशुंठीवातारिजं शृतं ॥ ॥ ९७ ॥ सगुग्गुलुं पिबेत् कोष्णमनुपानं सुखावहं ॥

શુદ્ધ પારો, લોહભસ્મ, સ્વર્ણમાક્ષિક ભસ્મ, ગંધક, હરતાળ, હરડે, ચેરણ, નધોડ, સુંઠ, મરી, પિપર, ટંકણખાર ફુલવીને, શુદ્ધ કરેલો વચનાગ; એ તેર ઓષડો સરખે વજને લેવા, તેને નધોડના રસમાં, અને મુંડીના રસમાં અકેક દિવસ ખલીને અકેક વાલના વજને તેની ગોળીવો બાંધવી; તેને સ્વચ્છંદ ભૈરવ રસ કહેછે. તેમાંથી ગોળી અને રાસ્ના, ગુળવેલ, દેવદાર, સુંઠ, એરંડમૂળ, પાંચેનો ઉકાળો કરી તેમાં શુદ્ધ કરેલો ગુગ્ગળ મેળવી, ઉફ્ ભરેલું પીધાથી વાયુનો રોગ દૂર થાય.

## હંસપોટલી રસ; સંગ્રહણી ઉપર.

दग्धान् कपर्दिकान् पिष्ट्वा त्र्यूषणं टंकणं विषं ॥ ९८ ॥ गंधकं शुद्धसूतं च तुल्यं जंबीरजैर्द्रवैः ॥ मर्दयेदक्षयेन्माषं मरिचाज्यं लिहेदनु ॥ ९९ ॥ निहंति ग्रहणीरोगं पथ्यं तक्रौदनं हितं ॥

કોડીની ભસ્મ, સુંઠ, પિપર, મરી, ટંકણખાર ફુલવીને, શુદ્ધ કરેલો વચનાગ, ગંધક, પારો; એ આઠ ઓષડોને જંબીરાના રસમાં ખલીને, ત્રણ ત્રણ વાલને વજને ગોળીવો બાંધવી; તેને હંસપોટલી રસ કહેછે. તેમાંથી એક ગોળી, મરીનું ચૂર્ણ અને ઘી સાથે મેળવીને ચટાડવું, તે ઉપર પહેરેજીમાં, છાસને ભાત ખવાડવાથી સંગ્રહણી દૂર થાય.

## ત્રિવિક્રમરસ; અશ્મરી રોગોઉપર.

मृतं ताम्रमजाक्षीरैः पाच्यं तुल्यैर्गतद्रवं ॥ ११०० ॥ तत् ताम्रं शुद्धसूतं च गंधकं च समं समं ॥ निर्गुंडीस्वरसैर्मर्द्यं दिनं तद्गोलकं कृतं ॥ १ ॥ यामैकं वालुकायंत्रे पाच्यं योज्यं द्विगुंजकं ॥ बीजपूरस्य मूलं तु सजलं चानुपाययेत् ॥ २ ॥ रसस्त्रिविक्रमो नाम्ना मासैकेनाश्मरीप्रणुत् ॥

તાંબાની ભસ્મને વજને બકરીનું દુધ લઇ, તેમાં ભસ્મ નાખી ઉકાળીને માવો કરવો. તાંબાને વજને શુદ્ધ કરેલો પારો, અને તેટલોજ ગંધક લેવો, ત્રણેને નધોડના રસમાં એક દિવસ ખલીને ગોળો બાંધવો; પારાની ભસ્મ કરવાની રીતમાં, વાલુકાયંત્ર લખેલું છે તેવી રીતે, તેમાં ઉપલું સર્વે મુકીને, ત્રણ કલાક સુધી અગ્નિ આપવો. ઠંડુ પડેથી ઓષડ કહાડી લેવું; તેને ત્રિવિક્રમ રસ કહેછે. તેમાંથી એક વાલના વજન સુધી, બીજોરા મૂળના રસમાં કે, તેના ઉકાળામાં મેળવીને પીવુ. તેથી એક મહીને અશ્મરી રોગ દૂર થાય.

## મહાતાળેશ્વર રસ. કુષ્ઠાદિકો ઉપર.

तालं ताप्यं शिलासूतं शुद्धं सैंधवटंकणं ॥ समांशं चूर्णयेत्खल्वे सूताद्विगुणगंधकं ॥ ३ ॥ गंधतुल्यं मृतं ताम्रं जंबीरैर्दिनपंचकं ॥ मर्द्यं षड्भिः पुटैः पाच्यं भूधरे संपुटोदरे ॥४॥ पुटे पुटे द्रवैर्मर्द्यं सर्वमेतच्च षट्पलं ॥ द्विपलं मारितं ताम्रं लोहभस्म चतुःपलं ॥ ५ ॥ जंबीराम्लेन तत्सर्वं दिनं मर्द्यं पुटेल्लघु ॥ त्रिंशदंशाविषं चास्य क्षिप्त्वा सर्वं विचूर्णयेत् ॥ ६ ॥ माहिषाज्येन संमिश्रं निष्कार्द्धं भक्षयेत्सदा॥ मध्वाज्यैर्बाकुचीचूर्णं कर्षमात्रं लिहेदनु ॥ ७ ॥ सर्वकुष्ठानि हंत्याशु महातालेश्वरो रसः ॥

હરતાળ, સોનામુખીની ભસ્મ, મનશીલ, શુદ્ધ કરેલો પારો, સિંધાલુણ, ટંકણખાર ફુલવીને, એ ૭ ઓષડો સરખે વજને લેવુ. પારાના વજનથી બમણો ગંધક, અને ગંધકના વજને તાંબાની ભસ્મ; સર્વેને જંબીરાના રસમાં, પાંચ દિવસ સુધી ખલીને ગોળો બાંધવો. તેને બે કોડીયાની

વચમાં મુકી, તે ઉપર છાણમટોડીની મુદ્રા કરીને, અગાઉ હેમપોટલી રસમાં લખેલા, ભૂધરયંત્રમાં કોડીયાનું સંપુટ મુકી, છાણાનો ગજપુટ અગ્નિ આપવો. ઠંડુ પડેથી ઓષડ બહાર કહાડી, ફરીને જંબીરાના રસમાં પાંચ દિવસ સુધી, ખલીને ઉપલી સર્વે વિધીથી, છ વખતે અગ્નિ આપેથી ભસ્મ થાયછે. તેમાંથી ભસ્મ ૨૪ તોલા; તાંબાની ભસ્મ ૮ તોલા; લોહભસ્મ ૧૬ તોલા; એ ત્રણે ભસ્મ એકઠીકરી, જંબીરાના રસમાં, એક દિવસ સુધી ખલીને ગોળો કરવો, તેને મંટોડીના બે કોડીયાની વચમાં મુકી, તેને કપડાથી બાંધી, છાણમંટોડીનો ઠર ચડાવી, છાણાનો હલકો અગ્નિ આપવો. ઠંડુ પડેથી બહાર કાડી, તેનાં વજનથી ત્રિસમ ભાગે, શુદ્ધ કરેલો વચનાગનું ચૂર્ણ મેળવવું; તેને મહાતાળેશ્વર રસ કહેછે. તેમાંથી પાંચ વાલના વજનસુધી, ભેસના ઘી, સાથે મેળવીને ચાટવું, તે ઉપર તૂર્ત ઘી અને મધમાં ચીની કબાલા તોલો એક ખલીને ચટાડવું. તેથી કરીને સંપૂર્ણ કુષ્ઠ રોગ, શરીરસડો જલદીથી દૂર થાય.

## કુષ્ઠ; કુઠાર રસ.

भस्मसूतसमो गंधो मृतायस्ताम्रगुग्गुलू ॥ ८ ॥ त्रिफला च महानिंबश्चित्रकश्च शिलाजतु ॥ इत्येतच्चूर्णितं कुर्यात् प्रत्येकं शाणषोडश ॥ ९ ॥ चतुःषष्टिकरंजस्य बीजचूर्णं प्रकल्पयेत् ॥ चतुःषष्टि मृतं चाभ्रमध्वाज्याभ्यां विलोडयेत् ॥ १० ॥ स्निग्धभांडे धृतं खादेद्विनिष्कं सर्वकुष्ठनुत्॥रसः कुष्ठकुठारोयं गलत्कुष्ठनिवारणः ॥११॥

પારાની ભસ્મ, ગંધક, લોહભસ્મ, તામ્ર ભસ્મ, ગુગ્ગળ, હરડે, બેહડા, આંમળા, બકાણ નિંબ, ચિત્રક; શિળાજીત; એ અગિયાર ઓષડો ચાર ચાર તોલા, કરંજબીજ અને અભ્રખ ભસ્મ, સોળ સોળ તોલા, સર્વેનું ચૂર્ણ કરીને ઘી ભરવાના માંટલામાં, સર્વે મેળવીને ભરવું; તેને કુષ્ઠકુઠારરસ કહેછે. એ રસ અર્ધો તોલો અનુપાન સાથે ખાધાથી શરીરસડાનો સર્વે કુષ્ઠ અને ગલત્કુષ્ઠનો શરીરસડાનો ગળતો રોગ દૂર થાય.

## ઉદયાદિત્ય રસ; કુષ્ઠાદિકો ઉપર.

शुद्धं सूतं द्विधा गंधं मर्द्यं कन्याद्रवैर्दिनं॥तद्गोलं पिठरांमध्ये ताम्रपात्रेण रोधयेत् ॥१२॥ सूतकाद्विगुणेनैव शुद्धेनाधोमुखेन च ॥ पार्श्वे

भस्म निधायाथ पात्रोर्ध्वं गोमयं जलं ॥ १३ ॥ किंचित् किंचित् प्रदातव्यं चुल्यां यामद्वयं पचेत् ॥ चंडाग्निना तदुद्धृत्य स्वांगशीतं विचूर्णयेत् ॥ १४ ॥ ककोदुंबरिकावन्हि त्रिफलां राजवृक्षकं ॥ विडंगं बाकुचीबीजं क्काथयेत्तेन भावयेत् ॥ १५ ॥ दिनैकमुदयादित्यो रसो देयो द्विगुंजकः ॥ विचर्चिकां दद्रुकुष्टं वातरक्तं च नाशयेत् ॥ ॥ १६ ॥ अनुपानं च कर्तव्यं बाकूचीफलचूर्णकं ॥ खदिरस्य कषायेण समेन परिपाचितं ॥ १७ ॥ त्रिशाणं तद्रवां क्षीरैः क्काथैर्वा त्रिफलैः पिबेत् ॥ त्रिदिनांते भवेत् स्फोटः सप्ताहाद्वा किलासके ॥ ॥ १८ ॥ नीलीगुंजाश्च काशीसं धत्तूरं हंसपादिकं ॥ सूर्यभक्तां च चांगेरीं पिष्ट्वा मूलानि लेपयेत् ॥ १९ ॥ स्फोटस्थानप्रशांत्यर्थं सप्तरात्रं पुनः पुनः ॥ श्वेतकुष्ठानि हंत्याशु साध्यासाध्यं न संशयः ॥ ॥२०॥ अपरश्वित्रलेपोपि कथ्यतेत्र भिषग्वरैः ॥ गुंजाफलाग्निचूर्णं च प्रलेपः श्वेतकुष्ठनुत् ॥ २१ ॥ शिलापामार्गभस्मापि लिप्तश्वित्रं विनाशयेत् ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ, ગંધક બે ભાગ, બેહુને કુવારનાં રસમાં એક દિવસ, ખલીને ગોળો કરી એક હાંડલામાં મુકવો; પારાથી બમણા વજને શોધેલી તાંબાની વાડકી કરી, ઉપલા ગોળા ઉપર ઉલટી ઢાકવી, તેની સાંધને છાણાની રાખેથી દાટીને, તે ઉપર છાણપાણી કાલવીને જાડો લેપ કરવો. પછી હાંડલાને ચુલાઉપર મુકી, નીચેથી જલદ અગ્નિ ૭ કલાક સુધી કરવો. ઠંડુ પડેથી કાળો ઉંબરો, ચિત્રક, હરડે, બેહડા, આંમળા, ગરમાળાનો ગર, વાવડીંગ, ચીની કબાલા; એ આઠ ઓષડો દરેકનો એક, પછી એકનો જુદો જુદો કાઢો કરી દરેકમાં, ઉપલુ રસાયણ અકેક દિવસ ખલીને શુકુ પાડવું; તેને ઉદયાદિત્ય રસ કહેછે. તેમાંથી એક વાલ સુધી; ખદિરસાર કે પીળામગનો કાઢો કરી, તેમાં ચિનીકબાલાનું ચૂર્ણ પોણો તોલો, તથા ઉપલુ રસાયણ મેળવીને પીવુ; અથવા ગાયનું દુધ કે ત્રિફળાના કાઢામાં, ઉપલું રસાયણ મેળવીને પીવુ; તેથી વિચર્ચીકા રોગ એટલે પગને ફાટો પડી ભિંગડા પડેછે તે, દરાજ, કુષ્ટ કે શરીરસડો, વાતરક્તનો ગળતો રોગ દૂર થાય. સફેત કોડના રોગીએ, ઉપલું રસાયણ ખાધાથી, સાતમે દિવસે તેના શરીરે ફોડલા ઉત્પન્ન થવા

પછી, તેઉપર નીળપુષ્પી, ચણોઠી, હિરાકશી, ધંતુરો, હંસપાદી, સૂર્યફળ, ચુકા; એ સાત ઓષડોના મૂળ સરખે વજને, ઝીણા વાટીને ફોડલા ઉપર, સાત દિવસ સુધી દરરોજ લેપ કરવો, તેથી ફોડલા અને સફેદ કોહોડ સાધ્ય કે અસાધ્ય હોય તો, તે પણ દૂર થાય. તેમાં સંશય ન જાણવો.

બીજી રીતે લેપ; ચણોઠી, ચિત્રક, બેહુનું સરખે વજને ચૂર્ણ, પાણીમાં કાલવી, શરીરે લેપ કરેથી દૂર થાય. અથવા મનશીલ અને અઘાડાની રાખ પાનીમાં ખલીને શરીરે લેપ કરેથી સફેદ કોહોડ દૂર થાય.

**સર્વેશ્વર રસ; કુષ્ઠાદિક શરીરસડા ઉપર.**

शुद्धं सूतं चतुर्गंधं पलं यामं विचूर्णयेत् ॥ २२ ॥ मृतताम्राभ्रलोहानां दरदं च पलं पलं ॥ सुवर्णं रजतं चैव प्रत्येकं दशनिष्ककं ॥ २३ ॥ माषैकं मृतवज्रं च तालसत्वं पलद्वयं ॥ जंबीरोन्मत्तवासाभिः स्नुह्यर्कविषमुष्टिभिः ॥२४॥ मर्द्यं हयारिजैर्द्रावैः प्रत्येकेन दिनं दिनं ॥ एवं सप्तदिनं मर्द्यं तद्गोलं वस्त्रवेष्टितं ॥ २५ ॥ वालुकायंत्रगं स्वेद्यं त्रिदिनं लघुवन्हिना ॥ आदाय चूर्णयेत् श्लक्ष्णं पलैकं योजयेद्विषं ॥ २६ ॥ द्विपलं पिप्पलीचूर्णं मिश्रं सर्वेश्वरो रसः ॥ द्विगुंजो लिह्यते क्षौद्रैः सप्तमंडलकुष्ठनुत् ॥ २७ ॥ बाकूची देवकाष्ठं च कर्षमात्रं सुचूर्णयेत् ॥ लिहेदेरंडतैलाक्तमनुपानसुखावहं ॥२८॥

શોધેલો પારો સોલ તોલા; ગંધક ચાર તોલા, બેહુને ત્રણ કલાક ખલવું; પછી તાંબાની ભસ્મ, અભ્રખની ભસ્મ, લોહભસ્મ અને હિંગળો ચાર ચાર તોલા; સોનાની ભસ્મ, રૂપાની ભસ્મ, હડી હડી તોલા; હિરાની ભસ્મ, ત્રણ વાલ; હરતાલનો સત્વ આઠ તોલા; ઉપલા સર્વે ઓષડો મેળવીને, જંબીરાના રસમાં, એક દિવસ સુધી ખલવું; તેમજ ધંતુરાના રસમાં, અડુળશાના રસમાં, ચોધારા કુંવરના દૂધમાં, આકડાના દૂધમાં, ઝેરકચોરા અથવા બકાણ લિંબડાના રસમાં, કન્હેરમૂળના રસમાં, ઉપલા સર્વેમાં એક પછી એકમાં, અકેક દિવસ ખલવું. ઉપલી રીતે સાત દિવસ સુધી, ખલ કરીને તેનો ગોળો કરવો. તેની ઉપર કાપડ વિંટાળીને દડો કરી, તેને વાલુકાયંત્રમાં રાખી, ચુલાપર ચઢાવી; ત્રણ દિવસ સુધી હલકો અગ્નિ આપવો. ઠંડુ પડેથી રસાયણ બહાર કાહાડી, તેમાં શોધેલા વચનાગનું ચૂર્ણ ચાર તોલા; પિપરનું ચૂર્ણ આઠ તોલા; મેળ-

વવું. તેને સર્વેશ્વર રસ કહેછે. તેમાંથી એક વાલ સુધી મધમાં ચટાડી, તે ઉપર તુર્ત ચીની કબાલા, અને દેવદારનું ચૂર્ણ એક તોલો; એરંડયા તેલમાં મેળવીને ચટાડવું. તેથી કરીને સુપ્તિકુષ્ઠ એટલે શરીર શૂન્ય, બહેર કે છોલેથી સમજાય નહી તે અથવા દહરાજ, કે મંડળ કુષ્ઠ દૂર થાય.

## સુવર્ણક્ષીરી રસ; સુપ્તિકુષ્ઠ ઉપર.

हेमाव्हां पंचपलिकां क्षिप्त्वा तक्रघटे पचेत् ॥ तक्रे जीर्णे समाहृत्य पुनः क्षीरघटे पचेत् ॥ २९ ॥ क्षीरे जीर्णे समुद्धृत्य क्षालयित्वा विशेषतः ॥ तच्चूर्णं पंचपलिकं मरिचाणां पलद्वयं ॥ ३० ॥ पलैकं मूर्छितं सूतं एकीकृत्य तु भक्षयेत् ॥ निष्कैकं सुप्तिकुष्ठार्तः स्वर्णक्षीरीरसो ह्ययं ॥ ३१ ॥

એક હાંડલામાં છાસ ભરી, તેમાં ચોક કે પિસાલ્યાના મુળ ૨૦ તોલા નાખીને ઉકાળવું; છાસ બળેથી ફરીને દૂધમાં ઉકાળવું. દૂધ બળેથી મુળને ધોઈ શુકવીને ૨૦ તોલા ચૂર્ણ કરવું. તેમાં મરીનું ચૂર્ણ આઠ તોલા, પારાની ભસ્મ ચાર તોલા, મેળવેથી; તેને સ્વર્ણક્ષીરી રસ કહેછે. તેમાંથી ૦। તોલા સુધી અનુપાનમાં ખાધાથી દહરાજ કે સુપ્તિકુષ્ઠ દૂર થાય.

## પ્રમેહ બદ્ધરસ; પરમાઉપર.

भस्मसूतं मृतं कांतं मुंडभस्म शिलाजतु ॥ शुद्धं ताप्यं शिलां व्योषं त्रिफलां कोलबीजकं ॥ ३२ ॥ कपित्थं रजनीचूर्णं भृंगराजेन भावयेत् ॥ विंशद्वारं विशोष्याथ मधुयुक्तं लिहेत्सदा ॥ ३३ ॥ निष्कमात्रं हरेन्मेहान् मेहबद्धरसो महान् ॥ महानिंबस्य बीजानि पिष्ट्वा षट्संमितानि च ॥ ३४ ॥ पलतंदुलतोयेन घृतनिष्कद्वयेन च ॥ एकीकृत्य पिबेच्चानु हंति मेहं चिरंतनं ॥ ३५ ॥

શોધેલા પારાની ભસ્મ, કાંતિલોહની ભસ્મ, લોહભસ્મ, શિળાજીત, સ્વર્ણમાક્ષિકા, મનશીળ, સુંઠ, મરી, પિપર, હરડે, બેહડા, આંમળા, અંકોળ બીજ, કંવઠીના ફળ, હળદ; એ પંદર ઓષડો સરખે વજને લઈ, તેમાંની ભસ્મો જુદી રાખી, બાકીનાનું ચૂર્ણ કરીને ભસ્મો સાથે મેળવી; તેને ભાંગરાના રસમાં ખલીને શુકવવું, તેવી રીતે ભાંગરાની ૨૦ ભાવના આપવી; તેને મેહબદ્ધ રસ કહેછે. તેમાંથી ૦। તોલા સુધી મધમાં ચટા-

ડેથી, મહાન કે અતિશે દુ:ખદાયેક મ્હોટો પરમો થયેલો દૂર થાય. અગર બકાણુ લિંબડાના બીજ છની ચટણી, અને ચોખાનું ધોવણુ ૪ તોલા, ઘી તોલો ०॥ તથા ઉપલી માત્રા ०। તોલો; સર્વે મેળવીને પીવાથી લાંબા દિવસનો થયેલો, દુ:ખદાયેક પરમો દૂર થાય.

## વન્હિરસ; જલોદરાદિકઉપર.

**चतुःसूतस्य गंधाष्टौ रजनी त्रिफला शिवा ॥ प्रत्येकं च द्विभागं स्यात् त्रिवृज्जैपालचित्रकं ॥ ३६ ॥ प्रत्येकं च त्रिभागं स्यात् त्र्यूषणं दंतिजीरकं ॥ प्रत्येकमष्टभागं स्यात् एकीकृत्य विचूर्णयेत् ॥ ॥ ३७ ॥ जयंतीस्नुकूपयोभृंगवन्हिवातारितैलकैः ॥ प्रत्येकेन क्रमाद्भाव्यं सप्तवारं पृथक् पृथक् ॥ ३८ ॥ महावन्हिरसो नाम निष्कमुष्णजलैः पिबेत् ॥ विरेचनं भवेत्तेन तक्रभक्तं ससैंधवं ॥ ३९ ॥ दिनांते दापयेत्पथ्यं वर्जयेत् शीतलं जलं ॥ सर्वोदरहरः प्रोक्तो मूढवातहरः परः ॥ ४० ॥**

પારો ચાર ભાગ; ગંધક આઠ ભાગ, હળદ, હરડે, બેહડા, આંમળા, સુરવારી હરડે; એ પાંચ ઓષડો બબે ભાગ; નિસોત્તર, શોધેલો જેપાળ, ચિત્રક; ત્રણે ઓષડો ત્રણ ત્રણ ભાગ; સુંઠ, મરી, પિપર, દાંતીમૂળ, જીરૂ, એ પાંચ ઓષડો આઠ આઠ ભાગ; સર્વે ઓષડોનું ચૂર્ણ કરી ન્હાની એરણીના રસમાં ખલીને શુકવવુ; તેવી રીતે એરણીના સાત પુટ આપવા. તેમજ સાત પુટ ભાંગરાના રસમાં, સાત પુટ ચિત્રકના રસમાં, સાત પુટ એરંડયા તેલમાં; આપીને ०। - ०। તોલાની ગોળી બાંધવી. તેમાંથી એક ગોળી ગર્મ પાણી સાથે, ખાધાથી ઢાળ થાય છે. તે માણસને ઢાળ થવા પછી શાંઝના ભાત અને છાસ ખાવાને આપવી. નિમખને બદલે સિંધાલૂણ વાપરવું, પાણી પીવાને ગર્મ આપવું; એ રસાયણને મહાવન્હિ રસ કહેછે. તેથી સંપૂર્ણ ઉદર કે સર્વે પેટના રોગ દૂર થાય; અને પેટનો મૂઢ વાયુનો રોગ પણ દૂર થાય.

## વિદ્યાધર રસ; ગુલ્માદિકોઉપર.

**गंधकं तालकं ताप्यं मृतताम्रं मनःशिलां ॥ शुद्धं सूतं च तुल्यांशं मर्दयेद्भावयेद्दिनं ॥ ४१ ॥ पिप्पल्यास्तु कषायेण वज्रीक्षीरेण**

भावयेत् ॥ निष्कार्धं भक्षयेत् क्षौद्रैर्गुल्मप्लीहादिकं जयेत् ॥ ४२ ॥ रसो विद्याधरो नाम गोमूत्रं च पिबेदनु ॥

ગંધક, હરતાળ, સ્વર્ણમાક્ષિક ભસ્મ, તામ્ર ભસ્મ,, મનશીલ, શુદ્ધ કરેલો પારો; એ છ ઓષડો સરખે વજને લઈ, પિપરના કાઢામાં, થોધારા કુંવરનાં દૂધમાં, અકેક દિવસ ખલવું; તેને વિદ્યાધર રસ કહેછે. તેમાંથી પાંચ વાલ સુધી મધમાં ચાટવું, તે ઉપર તુર્ત ગાયનું મૂત્ર પીવું, તેથી ગુલ્મ, પ્લીહાદિક પેટના સર્વે રોગ દૂર થાય.

## ત્રિનેત્ર રસ; પંક્તિશૂળાદિકોઉપર.

टंकणं हरिणं शृंगं स्वर्णं शुल्बं मृतं रसं ॥ ४३ ॥ दिनैकमार्द्र-कद्रावैर्मर्द्यं रुध्वा पुटे पचेत् ॥ त्रिनेत्राख्यरसस्यैकं माषं मध्वाज्यकै-र्लिहेत् ॥ ४४ ॥ सैंधवं जीरकं हिंगु मध्वाज्याभ्यां लिहेदनु ॥ पं-क्तिशूलहरः ख्यातो मासमात्रान्न संशयः ॥ ४५ ॥

ટંકણખાર, હરણના શિંગડા, સુવર્ણ ભસ્મ, તામ્ર ભસ્મ, પારાની ભસ્મ; એ પાંચ ઓષડો આદાના રસમાં, એક દિવસ ખલીને, મંટોડીના બે કોડીયાની વચમાં ભરી, કપડછાંદ અગાઉ લખેલી રીતે કરી, ગજ-પુટ અગ્નિ આપવો; ઠંડુ પડેથી બહાર કહાડવું; તેને ત્રિનેત્ર રસ કહેછે. તેમાંથી ત્રણ વાલ સુધી મધ અને ઘીમાં મેળવી ચાટવું; અને તે ઉપર તુર્ત સિંધાલૂણ, જીરૂ, સેકેલી હિંગ; ત્રણેનું ચૂર્ણ ઘી અને મધમાં મેળ-વીને ચાટવું. તેથી પંક્તિશૂળ કે પરિણામ શૂળ, વાયુરોગમાં લખેલા સર્વે રોગ એક મહિનાથી દૂર થાય.

## ગજકેસરી રસ; શૂળાદિકોઉપર.

शुद्धं सूतं द्विधा गंधं यामैकं मर्दयेत् दृढं ॥ द्वयोस्तुल्यं शुद्ध-ताम्रसंपुटे तन्निरोधयेत् ॥ ४६ ॥ ऊर्ध्वाधो लवणं दत्त्वा मृद्भांडे धारयेद्भिषक् ॥ ततो गजपुटे पक्त्वा स्वांगशीतं समुद्धरेत् ॥ ४७ ॥ संपुटं चूर्णयेत्सूक्ष्मं पूर्णखंडे द्विगुंजकं ॥ भक्षयेत्सर्वशूलार्तो हिंगुं शुंठी सजीरकं ॥ ४८ ॥ वचा मरिचजं चूर्णं कर्षमुष्णजलैः पिबेत् ॥ असाध्यं नाशयेत् शूलं रसोयं गजकेसरी ॥ ४९ ॥

શોધેલો પારો એક ભાગ; ગંધક બે ભાગ; બેહુને ત્રણ કલાક ખલીને કજ્જલી કરવી; તેના વજને તાંબાનું પતરૂં, શુદ્ધ કરીને તેનો દાબડો કરવો; તેમાં ઉપલી કજ્જલી ભરી, તેનું ઢાંકણું ઢાકવું. એક હાંડલામાં સમુદ્રનું મીઠું અર્ધું ભરી, તેમાં ઉપલો દાબડો મુકવો; પછી બીજુ મીઠું ભરી, તે હાંડલાનાં મોહ ઉપર, બીજું ન્હાનું હાંડલુ ઉલટુ ઢાંકી; તેની સાંધને કપડછાંદ કરીને, ભોયમાં ખાડો ખોદી અર્ધા છાણા ભોયમાં ભરી, ઉપલું હાંડલુ તેમાં મુકવું; બાકીનાં છાણા ઉપર ગોઠવવા, તેનો ભોયથી ઉંચો ટેકરો કરવો; તેને ગજપુટ અગ્નિ આપવો. ઠંડુ પડેથી દાબડો બહાર કહાડી, તેને ઝીણુ ખલીને ચૂર્ણ કરવું; તેને ગજકેસરી રસ કહેછે. તેમાંથી એક વાલના વજન સુધી, જે માણસને સર્વે પ્રકારનો શૂળ રોગ હોય; તેને નાગરવેલી પાનમાં ખવાડી; તેઉપર તુર્ત સેકેલી હિંગ, સુંઠ, જીરૂ, ઘોડાવજ, મરી; એ પાંચ ઓષડોનું ચૂર્ણ એક તોલો ગર્મ પાણીમાં ડોહીને પાવું. તેથી અસાધ્ય શૂળ રોગ દૂર થાય.

## અગ્નિ તુંડાવટી રસ; મંદાગ્નિ ઇત્યાદિકોઉપર.

शुद्धसूतं विषं गंधमजमोदाफलत्रयं ॥ स्वर्जिक्षारं यवक्षारं वन्हिसैंधवजीरकं ॥ ९० ॥ सौवर्चलविडंगानि सामुद्रं त्र्यूषणं समं ॥ विषमुष्टि सर्वतुल्यां जंबीराम्लेन मर्द्दयेत् ॥ ९१ ॥ मरिचाभां वटीं खादेत् सर्वाजीर्णप्रशांतये ॥

શોધેલો પારો, વચનાગ, ગંધક, અજમો, હરડે, બેહડા, આંમળા, સાજીખાર, જવખાર, ચિત્રક, સિંધાલૂણ, જીરૂ, સંચળખાર, વાવડીંગ, સમુદ્રમીઠુ, સુંઠ, મરી, પિપર; એ અઢાર ઓષડો સરખે વજને લેવા; સર્વેના વજને બકાણ લિંબડાના બીજ મેળવી; જંબીરાના રસમાં, સારી રીતે ખલીને, મરી જેટલી ગોળી બાંધવી; તેમાંથી એકેક ગોળી ખાધાથી સર્વે પ્રકારનું અજીર્ણોથી થતા રોગ દૂર થાય.

## અજીર્ણ કંટક રસ.

शुद्धसूतं विषं गंधं समं सर्वं विचूर्णयेत् ॥ मरिचं सर्वतुल्यांशं कंटकार्याः फलद्रवैः ॥ ९२ ॥ मर्द्दयेत् भावयेत् सर्वमेकविंशतिवारकं॥

वटीगुंजात्रयं खादेत् सर्वाजीर्णप्रशांतये ॥ ९३ ॥ अजीर्णकंटकश्चायं रसो हंति विषूचिकां ॥

શોધેલો પારો, વચનાગ, ગંધક; એ ત્રણ ઓષડો સરખે વજને; સર્વેના વજને મરી; અને ઉપલુ સર્વે રિંગણી ફળના રસમાં સારી રીતે ખલીને શુકવવું. તેવી રીતે એકવીસ પુટો આપી, ત્રણ ત્રણ ચણોઠીના વજને ગોળી બાંધવી; તેને અજીર્ણકંટક રસ કહેછે. તેમાંથી અકેક ગોળી ખાધાના, સર્વે અજીર્ણના અને મોરચીના રોગ દૂર થાય.

## મંથાનું ભૈરવ રસ; ક્ષયકાસાદિકોઉપર.

मृतं सूतं मृतं ताम्रं हिंगुपुष्करमूलकं ॥ ९४ ॥ सैंधवं गंधकं तालं कटुकीं चूर्णसत्समं ॥ पुनर्नवादेवदालीनिर्गुंडीतंदुलीयकैः ॥९५॥ तिक्तकोशातकीद्रावैर्दिनैकं मर्दयेत् दृढं ॥ माषमात्रं लिहेत् क्षौद्रै रसं मंथांबुभैरवं ॥ ९६ ॥ कफरोगप्रशांत्यर्थं निंबक्राथं पिबेदनु ॥

પારાની ભસ્મ, તાંબાની ભસ્મ, હિંગ, પોખરમૂળ, સિંધાલૂણ, ગંધક, હરતાળ, કડૂ; એ આઠ ઓષડો સરખે વજને લેવાં, તેમાંથી ભસ્મો જુદી રાખી, બાકીના ઓષડોનું ચૂર્ણ કરીને પછી ભસ્મોસાથે ખલીને; તેને પુનર્નવાના રસમાં, દેવડંગરીમાં, નધોડમાં, તાંડલજા અથવા દિવાળા કે જેના ફુલ પીળા થાયછે; તે ચારેના રસમાં એક પછી એકમાં અકેક દિવસ ખલીને ગોળી બાંધવી; તેને મંથાનું ભૈરવ રસ કહેછે. તેમાંથી ત્રણ વાલ સુધી, મધમાં મેળવીને ચાટવું; તે ઉપર તુર્ત કડવા લિંબડાની છાલનો કાઢો કરી પીવો, તેથી કફ રોગ, ખાંસી, ક્ષયરોગ દૂર થાય.

## વાયુનો; વાતનાશન રસ.

सूतहाटकवज्राणि ताम्रं लोहं च माक्षिकं ॥ ९७ ॥ तालं नीलांजनं तुत्थमहिफेनं समांशकं ॥ पंचानां लवणानां च भागमेकं विमर्दयेत् ॥ ९८ ॥ वज्रीक्षीरैर्दिनैकं तु रुध्वाधो भूधरे पचेत् ॥ माषैकमार्द्रकद्रावैर्लेहयेद्वातनाशनं ॥ ९९ ॥ पिप्पलीमूलजक्काथसकृष्णमनुपाययेत् ॥ सर्वान्वातविकारांस्तु निहंत्याक्षेपकादिकान् ॥ ६० ॥

શોધેલા પારાની ભસ્મ, સુવર્ણ ભસ્મ, હિરાની ભસ્મ, તામ્રભસ્મ,

લોહભસ્મ, સ્વર્ણમાક્ષિક ભસ્મ, હરતાળ ભસ્મ, શોધેલો સૂરમો, મોરથુઠાની ભસ્મ, અગીણ; એ દસ ઓષડો અકેક તોલો; સિંધાલૂણ, બિડખાર, બાંગડખાર, સમુદ્રમીઠું; એ પાંચે ખાર મળીને એકજ તોલો; સર્વેને ચોધારા કુંવરના દુધમાં, એક દિવસ ખલીને ગોળો બાંધવો. પછી તેને બે કોડીયાની વચમાં મુકી, કપડછાંદ કરી, અગાઉ લખેલા ભૂધર યંત્રમાં ગોઠવી અગ્નિ આપવો; તે ઠંડુ પડેથી ઓષડ કહાડી લેવું; તેને વાતનાશન રસ કહેછે. તેમાંથી ત્રણ વાલ સુધી, આદાના રસમાં મેળવી ચાટીને, તે ઉપર તુર્ત પિંપળીમૂળનો કાઢામાં, પિપરનું ચૂર્ણ નાંખીને પીવું. તેથી સર્વે વાયુના કે સંપૂર્ણ આક્ષેપકાદિક વાયુના રોગ દૂર થાયછે.

### કનક સુંદર રસ; સન્નિપાતાદિકોઉપર.

कनकस्याष्ट शाणाः स्युः सूतो द्वादशभिर्मतः ॥ गंधोपि द्वादश प्रोक्तस्ताम्रं शाणद्वयोन्मितं ॥ ६१ ॥ अभ्रकस्य चतुःशाणं माक्षिकं च द्विशाणिकं ॥ वंगो द्विशाणः सौवीरं त्रिशाणं लोहमष्टकं ॥६२॥ विषं त्रिशाणकं कुर्यात् लांगली पलसंमिता ॥ मर्दयेद्दिनमेकं च रसैरम्लफलोद्भवैः ॥ ६३ ॥ दद्यान्मृदुपुटे वन्हौ ततः सूक्ष्मं विचूर्णयेत् ॥ माषमात्रो रसो देयः सन्निपाते सुदारुणे ॥ ६४ ॥ आर्द्रकस्वरसेनैव रसोनस्य रसेन वा ॥ किलासं सर्वकुष्टानि विसर्पं च भगंदरं ॥ ६५ ॥ ज्वरं गरमजीर्णं च जयेद्रोगहरो रसः ॥

ધંતુરાના બીજ બે તોલા; પારો અને ગંધક ત્રણ ત્રણ તોલા; તાંબાની ભસ્મ અર્ધો તોલો; અભ્રખ ભસ્મ એક તોલો; સ્વર્ણમાક્ષિક ભસ્મ અને કલઈની ભસ્મ અર્ધો અર્ધો તોલો; શોધેલો સૂરમો ૦॥। તોલો; લોહભસ્મ બે તોલા; શોધેલો વચ્છનાગ ૦॥। તોલો; કળલાવીના મૂળ ચાર તોલા; સર્વેનું ચુર્ણ એક દિવસ, લિંબુના રસમાં ખલીને, મેટોડીના બે કોડીયાની વચમાં મુકી, તેને કપડછાંદ કરી છાણાનો હલકો અગ્નિ આપવો; ઠંડુ પડેથી બહાર કહાડી ઝીણું ખલીને રાખવું; તેને કનકસુંદરરસ કહેછે. તેમાંથી ત્રણ વાલ સુધી આદાના કે લસણનાં રસમાં, મેળવી ચાટવાથી ભયંકર સન્નિપાત થયેલો હોય તે અને સફેદ કોડ, સર્વે કોડ તથા શરીરસડા, દહરાજ, વિસર્પ, ભગંદર, જ્વર, વિષદોષ, અજીર્ણના સર્વે રોગો દૂર થાય.

## સન્નિપાત ભૈરવ રસ.

रसो गंधस्त्रित्रिकर्षो कुर्यात्कज्जलिकां द्वयोः ॥ ६६ ॥ ताराभ्रताम्रवंगाहिसाराश्चैकैककार्षिकाः ॥ शिग्रुज्वालामुखीशुंठीबिल्वेभ्यस्तंदुलीयकान् ॥६७॥ प्रत्येकं स्वरसैः कुर्यात् यामैकैकं विमर्दयेत् ॥ कृत्वा गोलं कृतं वस्त्रैर्लवणापूरिते न्यसेत् ॥ ६८ ॥ काचभांडे ततः स्थाल्यां काचकूपीं विवेशयेत् ॥ वालुकाभिः प्रपूर्याथ वन्हिर्यामद्वयं भवेत् ॥ ६९ ॥ तत उद्धृत्य तं गोलं चूर्णयित्वा विमिश्रयेत् ॥ प्रवालचूर्णकर्षेण शाणमात्रविषेण च ॥ ७० ॥ कृष्णसर्पस्य गरलैर्दिवसं भावयेत्तथा ॥ तगरं मुसली मांसी हेमाव्हा वेतसः कणा ॥ ॥ ७१ ॥ नीलिनी पत्रकं चैला चित्रकश्च कुठेरकः ॥ शतपुष्पा देवदाली धत्तूरागस्त्यमुंडिका ॥ ७२ ॥ मधूकजातिमदनरसैरेषां विमर्दयेत् ॥ प्रत्येकमेकवेलं च ततः संशोष्य धारयेत् ॥ ७३ ॥ बीजपूरार्द्रकद्रावैर्मरिचैः षोडशोन्मितैः ॥ रसो द्विगुंजाप्रमितः सन्निपातस्य दीयते ॥ ७४ ॥ प्रसिद्धोयं रसो नाम्ना सन्निपातस्य भैरवः ॥

શુદ્ધ પારો અને ગંધક ત્રણ ત્રણ તોલા; બેહુને ખલીને કજ્જલી કરવી; રૂપાની ભસ્મ, અભ્રખ ભસ્મ, તામ્ર ભસ્મ, બંગ ભસ્મ, સિશાની નાગ ભસ્મ, લોહ ભસ્મ; એ છ ભસ્મો એકેક તોલો; સર્વેને મેળવી શેકટાના રસમાં, ભાટ જાંબુડીના રસમાં, સુંઠના કાઢામાં, બિલફળના રસમાં, તાંડલજાના રસમાં, એકેક પછી એકમાં ત્રણ ત્રણ કલાક ખલીને શૂકવવું. પછી તેનો ગોળો બાંધી, તે ઉપર કાપડ વિંટાલી દડો કરવો, તેને ચિનીના પ્યાલામાં મુકી, તેઉપર બીજો પ્યાલો ઉલટો ઢાંકવો; તેને બાંધી કપડછાંદ કરી, એક હાંડલામાં મીઠું અર્ધું ભરી, તેમાં ઉપલો પ્યાલો મુકી તે ઉપર બીજુ મીઠું ભરી, તે હાંડલાના મોહ ઉપર, મંટોડીનું કોડીયુ ઉલટુ ઢાંકી, તેની આજુ બાજુની સાંધને, છાણ-મંટોડીથી લીપી, તેને છ કલાક સુધી મંદ અગ્નિ આપવો; તે ઠંડુ પડેથી ગોળો બહાર કહાડી ખલીને, તેમાં પરવાલાનું ચૂર્ણ એક તોલો, શોધેલો વચનાગ ૦। તોલો, કાળા સર્પની લાળ કે ગરળમાં એક દિવસ ખલી; તેને કાંચયંત્રની બાટલીમાં ભરી, તેના મોહને કપડછાંદ મંટોડીનો દાટો બેસાડી, અગાઉ લખેલી રીતે વાળુકાયંત્રમાં રાખી, છ કલાક

સુધી મંદ અગ્નિ આપવો. ઠંડુ પડેથી તે ઉપર તગરનો, મુસલીનો, જટા-માંસીનો, ચોકનો, પરળ એટલે લોખંડના રંગે ઝાડ; વહેતા પાણીની નજીક થાય, તેના દિટયા લાલ અને લાંબા પાંત્રા હોયછે તેનો; પિપરનો, નીળપુષ્પીનો, તમાળપત્રનો, એલચીનો, ચિત્રકનો, રાની તુળસીનો, વરિયાલીનો, દેવડંગરીનો, ધંતુરાનો, અગથિયાનો, મુંડીનો, મહવડાનો, જાઇનો, મેનફળનો; ઉપલા ઓગણીસ, ઓષડોનો એક પછી એકના અંગ રસમાં અકેક દિવસ ખલીને શુકવવું. તેવી રીતે ઓગણીસ જુદા જુદા પુટો આપવા. જે ઓષડનો અંગરસ ન થાય, તેનો ઊકાળો કરી તેમાં ખલવું. પછી તેની ગોળી અકેક વાલની બાંધવી; તેને સન્નિપાત ભૈરવ રસ કહેછે. તેમાંથી એક ગોળી સુધી, બીજોરાના મુળ કે પાંત્રાનો રસ અને આદાના રસમાં, સોલ મરીનું ચૂર્ણ મેળવી ચાટવાથી, ભયંકર સન્નિપાત દૂર થાય.

ગ્રહણી કપાટ રસ; અતિસારાદિકોઉપર.

तारमौक्तिकहेमातिसारकैश्चैकभागिकः ॥ ७५ ॥ द्विभागो गंधकः सूतस्त्रिभागो मर्दयेदिमान् ॥ कपित्थस्वरसैर्गाढं मृगशृंगे ततः क्षिपेत् ॥ ७६ ॥ पुटेन्मध्ये पुटेनैव तत उद्धृत्य मर्दयेत् ॥ बलारसैः सप्तवेलमपामार्गरसैस्त्रिधा ॥ ७७ ॥ लोध्रप्रतिविषामुस्तधातकींद्रयवामृताः ॥ प्रत्येकमेषां स्वरसैर्भावना स्यात्त्रिधा त्रिधा ॥ ७८ ॥ माषमात्रो रसो देयो मधुनामरिचैस्तथा ॥ हन्यात्सर्वानतीसारान् ग्रहणीं सर्वजामपि ॥ ७९ ॥ कपाटो ग्रहणीरोगे रसोयं वन्हिदीपनः ॥

રૂપાની ભસ્મ, મોતીની ભસ્મ, સોનાની ભસ્મ, લોહ ભસ્મ; ચારે ભસ્મ, અકેક તોલો; ગંધક બે તોલા; શોધેલો પારો ત્રણ તોલા; સર્વેને કંવઠ ફળના રસમાં ખલીને, હરણના શિંગડામાં દાબીને ભરવું; તેના મોહને કપડછાંદ કરી, છાણાનો મધ્યમ અગ્નિ આપવો, ઠંડુ પડેથી ઓષડ કહાડી, તેને ચિકણામૂળના રસમાં ખલીને, તેના સાત પુટો આપવા. પછી અઘાડાના, લોધ્રના, અતિવિષના, નાગરમોથના, ધાયટી ફુલના, ઇંદ્રજવના, ગુળવેલના; એવી રીતે અકેક પછી અકેકના અંગ રસમાં ત્રણ ત્રણ પુટો આપવા. ઉપલા જે ઓષડનો અંગરસ ન નિકળે, તેનો કાઢો કરીને પુટો આપવા; તેની ત્રણ વાલના વજન સુધી ગોળી બાંધવી; તેને ગ્રહણીકપાટ રસ કહેછે. તેમાંથી અકેક ગોલી સાથે

મરીનું ચૂર્ણ અને મધ મેળવીને ચટાડવું. તેથી સર્વે અતિસાર રોગ દૂર થાય. અને કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

### વજ્ર કપાટ રસ; સંગ્રહણી રોગઉપર.

मृतसूताभ्रकं गंधं यवक्षारं सटंकणं ॥ ८० ॥ अग्निमंथं वचां कुर्यात् सूततुल्यानिमान् सुधीः ॥ ततो जयंतीजंबीरभृंगद्रावैर्विमर्दयेत् ॥ ॥ ८१ ॥ त्रिवासरं ततो गोलं कृत्वा संशोष्य धारयेत् ॥ लोहपात्रे शरावं च दत्वोपरि विमुद्रयेत् ॥ ८२ ॥ अधो वन्हि शनैः कुर्यात् यामार्द्धं तत उद्धरेत् ॥ रसतुल्यां प्रतिविषां दद्यान्मोचरसं तथा ॥ ॥ ८३ ॥ कपित्थविजयाद्रावैर्भावयेत्सप्तधा भिषक् ॥ धातकींद्रयवा मुस्ता लोध्रं बिल्वं गुडूचिका ॥ ८४ ॥ एतद्रसैर्भावयित्वा वेलैकैकं च शोषयेत् ॥ रसं वज्रकपाटाख्यं शाणैकं मधुना लिहेत् ॥ ८५ ॥ वन्हि शुंठीं बिडं बिल्वं लवणं चूर्णयेत्समं ॥ पिबेदुष्णांबुना चानुसर्वजां ग्रहणीं जयेत् ॥ ८६ ॥

પારાની ભસ્મ, અભ્રખ ભસ્મ, ગંધક, જવખાર, ટંકણખાર, એરણુછાલ, ઘોડાવજ; એ સાત ઓષડો સરખે વજને; યેરણીના રસમાં, જંબીરાના રસમાં, ભાંગરાના રસમાં, એકેક પછી એકેક દિવસ ખલીને શુકવીને, તેનો ગોળો લોહડાની કહડઇમાં મુકી, તે ઉપર મટોડીનું કોડીયું ઉલટું ઢાકી; તેની સાંધને છાણ્મટોડીનો ઠર કરી, તેને હલકો અગ્નિ ત્રણ કલાક સુધી આપવો. ઠંડુ પડેથી ઓષડ અને તેના વજને અતિવિષ, અને મોચરસનું ચૂર્ણ, ત્રણેને કોઠફળના રસમાં, ભાંગનાં રસમાં સર્વેના સાત સાત પુટો આપવા. પછી ધાયટી ફુલ, ઇંદ્રજવ, નાગરમોથ, લોધ્ર, બિલફળ, ગુળવેલ; એટલા ઓષડોના જુદા જુદા રસમાં એકેક પુટ આપી; શુકવીને ૦। ૦। તોલાની ગોળી બાંધવી; તેને ગ્રહણી વજ્રકપાટ રસ કહેછે. તેમાંથી ગોળી જેને સંગ્રહણી હોય, તેને મધમાં ચડાડી, તે ઉપર તુર્તે ચિત્રક, સુંઠ, બિડખાર, કુમળા બીલફળ, સિંધાલુણ; એ પાંચ ઓષડોનું ચૂર્ણ કરી, ગર્મ પાણીમાં આપવું. તેથી સર્વે પ્રકારે ઝાડાની સંગ્રહણી દૂર થાય.

### મદન કામદેવ રસ, વાજીકરણોઉપર.

तारं वज्रं सुवर्णं च ताम्रं सूतकगंधकं ॥ लोहं क्रमविवृद्धानि कुर्यादेतानि मात्रया ॥ ८७ ॥ विमर्द्य कन्यकाद्रावैर्न्यसेत्काचमये

घटे ॥ विमुद्य पिठरीमध्ये धारयेत्सैंधवावृते ॥ ८८ ॥ पिठरीं मुद्रयेत्सम्यक् ततश्चुल्यां निवेशयेत् ॥ वन्हिं शनैः शनैः कुर्याद्दिनैकं तत उद्धरेत् ॥ ८९ ॥ स्वांगशीतं च संचूर्ण्य भावयेदर्कदुग्धकैः अश्वगंधा च काकोली वानरी मुसली क्षुरा ॥ ९० ॥ त्रित्रिवेलं रसैरेषां शतावर्याश्च भावयेत् ॥ पद्मकंदकसेरूणां रसैः काशस्य भावयेत् ॥ ॥ ९१ ॥ कस्तूरी व्योषकर्पूरकंकोलैलालवंगकं ॥ पूर्वचूर्णादष्टमांशमेतच्चूर्णं विमिश्रयेत् ॥ ९२ ॥ सर्वैः समां शर्करां च दलाशाणोन्मितं पिबेत् ॥ गोदुग्धद्विपलेनैव मधुराहारसेवकः ॥ ९३ ॥ अस्य प्रभावात्सौंदर्यं सलभेन्नात्र संशयः ॥ तरुणी रमयेद्बह्वीः शुक्रहानिर्न जायते ॥ ९४ ॥

રૂપાની ભસ્મ એક ભાગ; હિરાની ભસ્મ બે ભાગ; સુવર્ણ ભસ્મ ત્રણ ભાગ; તામ્ર ભસ્મ ચાર ભાગ; શોધેલો પારો પાંચ ભાગ; ગંધક છ ભાગ; લોહ ભસ્મ સાત ભાગ; એ સર્વે ઓષડો કુવારના રસમાં ખલીને, કાંચયંત્રની બાટલીમાં ભરી, તેને કપડછાંદ કરી, તેના મોહને મંટોડીનો ડાટો દઈ શુકવવું. પછી તેને આકડાના દૂધમાં ત્રણ પુટો આપવા. આસન, કાંકોલીને બદલે આસન, કવચબીજ, મુસલી, તાલીમખાના, શતાવરી, કમળકાંકડી, કચોરો, કસઈકે કસાડ; એકેક પછી એકેક નવ ઓષડોના રસમાં, અથવા જેનો રસ ન નિકલે તેનો કાઢો કરી, તે દરેકના, ત્રણ ત્રણ પુટો આપવા. પછી તેને હાંડલામાં મુકી, તેના ગળા સુધી સિંધાલૂણ ભરી, હાંડલાના મોહ ઉપર મંટોડીનું કોડીયુ ઉલટું ઢાકી, તેની સાંધને છાણમંટોડીનો ઠર કરી, તેને ચુલા ઉપર મુકી, હલકો હલકો અગ્નિ એક દિવસ સુધી કરવો. પછી તે ઠંડુ પડેથી ઓષડ બહાર કહાડી ખલવું; એટલે સિદ્ધ થયેલુ જાણવું. તેમાં કસ્તુરી, સુંઠ, મરી, પિપર, કપૂર, કંકોળ, એલચી, લવંગ; એ આઠ ઓષડોનું ચૂર્ણ ઉપલા રસાયણના વજનથી, આઠમે હિસ્સે મેળવવું. તેમાંથી ০ તોલો, અને ખડીશાકર ০ તોલો, ગાયનું દુધ ૮ તોલામાં મેળવીને પીવું, તેથી શરીર ઘણુ સુંદર, બળવાન, તેજસ્વી થાય. પછી તે પુરૂષે સ્ત્રીનો સંગ કરેથી તેની ધાતુનો ક્ષય ન થાય. તે રસાયણ ઉપર પરેહજીમાં ખાટું ઈત્યાદિ તેલ ન ખાવું; દૂધ, ઘી, શાકર, મધ, ઈત્યાદિક મધુર પદાર્થ ખાવા.

## કંદર્પ સૂંદર રસ; વાજીકર્ણોઉપર.

सूतो वज्रमहिर्मुक्ता तारं हेम सिताभ्रकं ॥ रसैः कर्षांशकानेतान् मर्दयेदिरिमेदजैः ॥९५॥ प्रवालचूर्णं गंधश्च द्विद्विकर्षौ विमिश्रयेत् ॥ ततोऽश्वगंधास्वरसैर्विमर्द्य मृगशृंगके ॥ ९६ ॥ क्षिप्त्वा मृदुपुटे पक्त्वा भावयेद्धातकीरसैः ॥ काकोली मधुकं मांसी बलात्रयत्रिसेंगुदं ॥ ॥ ९७ ॥ द्राक्षा पिप्पलिवृंदाकं वरीपर्णीचतुष्टयं ॥ परूषकं कसेरुश्च मधुकं वानरी तथा ॥ ९८ ॥ भावयित्वा रसैरेषां शोषयित्वा विचूर्णयेत् ॥ एला त्वक्पत्रकं वंशी लवंगागरुकेशरं ॥ ९९ ॥ मुस्तं मृगमदः कृष्णा जलं चंद्रश्च मिश्रयेत् ॥ एतच्चूर्णैः शाणमितै रसं कंदर्पसुंदरं ॥ १२०० ॥ खादेत् शाणमितं रात्रौ सिता धात्री विदारिका ॥ एतेषां कर्षचूर्णेन सर्पिः कर्षेण संयुतं ॥ १ ॥ तस्यास्तु द्विपले क्षीरं पिबेत् सुस्थितमानसः ॥ रमणी रमयेद्बह्वीः शुक्रहानिर्न जायते ॥ २ ॥

પારાની ભસ્મ, હિરાની ભસ્મ, સિશાની નાગ ભસ્મ, મોતીની ભસ્મ, રૂપાની ભસ્મ, સોનાની ભસ્મ, સફેદ આભ્રખની ભસ્મ; એ સાત ભસ્મો એકેક તોલો; ખેરની છાલના રસમાં ખલવું. તેમાં પરવાલા અને ગંધક બેહુનું ચૂર્ણ બબે તોલા મેળવી, આસનના રસમાં એક દિવસ સર્વેને ખલી; હરણના શિંગડામાં ભરી, તેના મોહને કપડછાંદ કરી, છાણાનો હલકો અગ્નિ છ કલાક આપવો. પછી ઠંડુ પડેથી બહાર કહાડી ખલીને; તેને ધાયટીના ફુલમાં, આસનમાં, જેઠી મધમાં, જટામાંસીમાં, ચિકણા મૂળમાં, લેંચીને કોઇ લાંડગે કે કુતરી કહેછે તેમાં, ચકરભિંડીમાં, કમળના ડીટમાં, હિંગણબેટમાં, દ્રાક્ષ, પિપર, બાદાંગૂળ, શતાવરી, રાની ગાંજો કે શાળવણ, રાની ભાળ કે પિઠવણ, રાની મગ, રાની અડદ, ફળસા ફળમાં, કચોરો, મહવડા, કવચબીજ; એકવીસ ઓષડોમાં એકેક પછી દર એકના રસમાં; ઉપલા રસાયનને ત્રણ ત્રણ કલાક સુધી, ખલીને એકવીસ પુટો આપી, શુકવીને તેનું ચૂર્ણ કરવું; તેને કંદર્પ સુંદર રસ કહેછે. એલચી, તજ, તમાલપત્ર, વંશલોચન, લવંગ, અગર, કેશર, નાગરમોથ, કસ્તુરી, વાળો, પિપર, કપૂર; એ બાર ચોષડોનું ચૂર્ણ કરીને, તેમાંથી દરયેક વખતે તોલા ૦૧ વજને અને ઉપલુ રસાયન ૦૧ તોલો, ઘી, આંમળા,

વિદારી કંદ, ખડીશાકર, ચારે પદાર્થ એકેક તોલો, સર્વે મેળવીને રાત્રે ચટાડવું. તે ઉપર તૂર્ત આઠ તોલા ગાયનું દૂધ પીવું. તે પછી સ્ત્રીઓના સંગથી પુરૂષની ધાતુનો ક્ષય ન થાય.

## લોહ રસાયન; ક્ષયાદિકોઉપર.

शुद्धं रसेंद्रं भागैकं द्विभागं शुद्धगंधकं ॥ क्षिपेत् कज्जलिकं कुर्यात् तत्र तीक्ष्णभवं रजः ॥ ३ ॥ क्षिप्त्वा कज्जलिका तुल्यं प्रहरैकं विमर्दयेत् ॥ तत्र कन्याद्रवैः खल्वैस्त्रिदिनं परिमर्दयेत् ॥४॥ ततः संजायते तस्य सोष्णो धूमोद्गमो महान् ॥ अत्यंतं पिंडितं कृत्वा ताम्रपात्रे निधाय च ॥ ५ ॥ मध्ये धान्यकुसूलस्य त्रिदिनं धारयेद्बुधः ॥ उद्धृत्य तस्मात् खल्वे च क्षिप्त्वा घर्मे निधाय च ॥ ६ ॥ रसैः कुठारच्छिन्नायास्त्रिवेलं परिभावयेत् ॥ संशोष्य घर्मे क्वाथैश्च भावयेत्त्रिकुटोस्त्रिधा ॥ ७ ॥ वासामृताचित्रकणारसैर्भाव्यं क्रमात्त्रिधा ॥ लोहपात्रे ततः क्षिप्त्वा भावयेत्त्रिफलाजलैः ॥ ८ ॥ निर्गुंडीदाडिमत्वग्भिर्बिसभृंगकुरंटकैः ॥ पलाशकदलीद्रावैर्बीजकस्य शृतेन वा ॥ ९ ॥ नीलीकालंबुषाद्रावैर्बुब्बूलफलिकारसैः ॥ त्रित्रिवेलं यथालाभं भावयेदेभिरौषधैः ॥ १० ॥ ततः प्रातर्लिहेत् क्षौद्रघृताभ्यां कोलमात्रकं ॥ पलमात्रं वराक्वाथं पिबेदस्यानुपानकं ॥ ११ ॥ मासत्रयं शीलितं स्याद्वलीपलितनाशनं ॥ मंदाग्निश्वासकासौ च पांडुतां कफमारुतौ ॥ ॥ १२ ॥ पिप्पलीमधुसंयुक्तं हन्यादेतन्न संशयः ॥ वातास्त्रं मूत्रदोषांश्च ग्रहणीं तोयजां रुजं ॥ १३ ॥ अंडवृद्धिं जयेदेनच्छिन्नासत्वमधुप्लुतं ॥ बलवर्णकरं वृष्यमायुष्यं परमं स्मृतं ॥ १४ ॥ कूष्मांडं तिलतैलं च माषान्नं राजिकां तथा ॥ मद्यमम्लरसं चैव त्यजेत् लोहस्य सेवकः ॥ १५ ॥

શોધેલો પારો એક ભાગ; શોધેલો ગંધક બે ભાગ; બેહુને ખલીને કજ્જલી કરવી. તેના વજને લોહડું શોધીને ચૂર્ણ લેવું. ત્રણેને ત્રણ ત્રણ કલાક ખલીને ઝીણી કજ્જલી કરવી. તે સર્વેને કુવારના રસમાં ત્રણ દિવસ સુધી, ખલેથી ગર્મ ગર્મ હોટા ધૂવાડા નિકળશે, તે વખતે તેનો શખ્ત ગોળો બાંધી; તેને તાંબાના દાબડામાં મુકી, તેનું મોહ બંધ કરી, છાલા-

સહિત ભાત કે ચોખાના ભંડારમાં, ત્રણ દિવસ સુધી દાબડો દબાવી મુકવો. ચોથે દિવસે ગોળો બહાર કહાડી, ખલમાં મુકી તેને તડકો આપવો. પછી રાની તુળસીનો રસ નવો નવો કહાડી; તેમાં ત્રણ ત્રણ કલાક ખલીને તડકે શુકવવું; તેવી રીતે ત્રણ પુટો આપવા. પછી સુંઠ, મરી, પિપરનો જુદો જુદો કાઢો કરી, એક પછી એકના ત્રણ ત્રણ પુટો ઉપલી રીતે આપવા; પછી અરડુળસાનો, ગુળવેલનો, ચિત્રકના રસમાં, ઉપલી રીતે ત્રણ ત્રણ પુટો આપી; લોખંડની કહડઈમાં ઉપલુ રસાયન ભરવું. હરડે, બેહડા, આંમળા, નઘોડ, દાડમની છાલ, કમળનાં ડીટયા, ભાંગરો, પીળો કોહરાટો, પળસ, કેળનો ગાભો; બિબલો કે આસાણો, નિળપુષ્પી, મુંડી, બાવળની શિંગનો રસ; એવી રીતે ચઉદ ઓષડમાંથી જેટલા મળી આવે, તેટલાનો અકેક પછી એક રસમાં, ઉપલી રીતે ત્રણ ત્રણ પુટો આપવા. પછી તેમાંથી અર્ધા તોલા સુધી, અને મધ તથા ઘીમાં મેળવી પ્રાતઃકાળે ખાવું. તેઉપર તૂર્ત ત્રિફળાનો કાઢો ૪ તોલા સુધી પીવો; તેવી રીતે ત્રણ મહીના સુધી ખાવાથી, અને તેથી શરીર ઘોવાથી, કરચલી ભાંગી, સફેદ બાલ થયેલા કાળા થાય. અને મધ, પિપરસાથે ઉપલુ રસાયણ ખાધાથી; કોઠાની અગ્નિ મંદ, શ્વાસ, આફરણ, દમ, ખાંસી, પાંડુરોગ, કફ, વાયુ, એટલા રોગ દૂર થાય. તથા ગુળવેલના સત્વસાથે મધમાં ઉપલું, રસાયણ મેળવીને ચાટવાથી, વાતરક્ત અને મૂત્રદોષ, પાણી પીધાથી થતી સંગ્રહણીરોગ, અંડવૃદ્ધિ એટલા રોગ દૂર થાય. ઉપલું રસાયણ ખાધાથી, બળવાન, કાંતિવાન, સ્ત્રીગમન, આયુષ્યની વૃદ્ધિ થાયછે. એ રસાયણઉપર કહોલુ, તલનું તેલ, અડદ, રાઈ, દારૂ, ખટાસ ઈત્યાદિક પદાર્થની પરેહજી કે તે વર્જ કરવા.

## अनुक्तसंग्रहश्लोकाः

## જેપાલાની શુદ્ધિ.

जैपालं रहितं त्वगंकुररसज्ञाभिर्मले माहिषे निक्षिप्तं त्र्यहमुष्णतोयविमलं खल्वे सवासोर्दितं ॥१६॥ लिप्तं नूतनखर्परेषु बिगतस्नेहं रजः सन्निभं ॥ निंबूकांबु विभावितं च बहुशो शुद्धं गुणाढ्यं भवेत् ॥१७॥

જેપાળાના બીજ ઉપરની ચામડી, અંકુર કે કાંટા, અને તે મધ્યેની જીભલ્યો, ઠલ્યા કહાડી નાખી, બાકીના ગરને કાપડમાં પોટલી બાંધી, ત્રણ

દિવસ ભેશના છાણમાં પુરી મુકવુ. પછી ચોઠે દિવસે તે પોટલીને બહાર કહાડી, તેમાંના ગરને ગર્મ પાણીથી સારી રીતે ધોઈ, સારા મજબુટ કાપડમાં પોટલી બાંધીને ખલવું, ઝીણુ થવાથી, તેમાંથી કહાડી નવા ઠીકરા, કે તાવડીઉપર તેનો જાડો લેપ કરી તડકે શુકવવું. પછી તેને ખરવડી લઈ; લિંબુના રસમાં ખલીને, ચાર પુટો આપવા. તેથી અતિશે ફાય-દાકારક થાયછે.

## વચનાગ શુદ્ધી.

विषं तु खंडशः कृत्वा वस्त्रखंडेन बंधयेत् ॥ गोमूत्रमध्ये निक्षिप्य स्थापयेदातपे त्र्यहं ॥१८॥ गोमूत्रं तु प्रदातव्यं नूतनं प्रत्यहं बुधैः ॥ त्र्यहेतीते तदुद्धृत्य शोषयेन्मृदु पेषयेत् ॥ १९ ॥ शुध्यत्येवं विषं नूनं योग्यं भवति चार्तिजित् ॥

વચનાગના કટકા કરી, તેની કાપડમાં પોટલી બાંધવી; તે પોટલી બુડે તેટલું, ગાયનું મૂત્ર ભરેલા હાંડલામાં, પોટલી ડુબાવીને તડકે મુકવું. તેમાંનું દરરોજ જૂનુ મૂત્ર કહાડી નાખી, નવૂ ત્રણ દિવસ સુધી ભરવું; ચોઠે દિવસે બહાર કહાડી શુકવીને ચૂર્ણ કરવું; એટલે શુદ્ધ થાય. તે રોગ દૂર કરવા વિષે યોગ્ય કે ફાયદો કર્તા થાય.

## બીજી રીત.

खंडीकृत्य विषं वस्त्रपरिबद्धं तु दोलया ॥ २० ॥ अजापयसि संस्विन्नं यामतः शुद्धिमाप्नुयात् ॥ अजादुग्धाभावतस्तु गव्यक्षीरेण शोधयेत् ॥ २१ ॥

વચનાગ એક તોલાના કટકા કરી, કાપડમાં પોટલી બાંધી; દોળા-યંત્રમાં, બકરીનું અથવા ગાયનું દૂધ ૪૦ તોલા નાખી, હલકા અગ્નિથી ત્રણ કલાક પકાવવું; એટલે શુદ્ધ થાય.

इति श्रीदामोदरसूनुशार्ङ्गधरेण विरचितायां संहितायां चिकित्सास्थाने मध्यमखंडे रसकल्पना नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥ द्वितीय खंड समाप्त.

